

# અર્પણ

## માતૃચરણે

તમારી વ્યવહાર-કુશળતા અને કાર્યદક્ષતાથી
આખું જીવન પિતાશ્રીએ અક્ષરઆરાધનામાં નિજાનંદ માણ્યો;
અને ઓચિંતા, સૌને રડતાં મૂકી,
જીવનલીલા સંકેલી લીધી.
કવિ નર્મદ જયંતી દિને (તા. ૨૪-૮-'૬૨)
એ પુણ્યાત્મા પંચમહાભૂતમાં મળી ગયા.
એમની સુડતાળીસ વર્ષની કવિતાસાધનાનુ
આ પ્રથમ પુષ્પ તમારી છાયામાં રહી
'પિતૃતર્પણ' રૂપે પ્રકટ કરતાં અમે – સન્તાનો
થોડોક સંતોષ અનુભવીએ છીએ.

ધ્રુવકુમાર
ભરતકુમાર
ડૉ. ચન્દ્રહાસ (કૉવેન્ટ્રી – યુ. કે)

ઉષાનંદિની
સુધાહાસિની
સૌ. સરોજિની

'I should have been born fifty years ago.'

*—Kusumakar*



The worst of poets I myself declare,
By how much you the best of poets are.

*—Milton*



सुषमां परमां वन्दे परमानन्द रूपिणीम् ।
मोहिनी विश्वभूतानां कविनां चित्तवासिनीम् ॥



Poetry means to give a rhythmic expression to Life on a colourful background of Imagination.

*—R. Tagore*



Poetry is the art of the Individual in his musings.

*—J. Hubert Jagger*



સ્વ. કવિ 'કુસુમાકર'
શંભુપ્રસાદ છેલશંકર જોષીપુરા

જન્મ ૮-૧-૧૮૯૩] [અવસાન ૨૩-૮-૧૯

મારે દ્વારે પરમ સુખી હું, સર્વદા એકલો છું,
મારા મને કવિ ફિલસૂફો, એકલો તો ભલો છું
મીઠી ઊર્મિ, લલિત ઉરની, તર્કની ભવ્ય શ્રેણી,

# કવિ ન્હાનાલાલના ઉદ્ગારો

## (૧)

'સ્વપ્નભોમના વિહંગરાજ! સાહિત્યકાર! ત્હારાં સ્વપ્ન સાચાં પડજો ને નવમસાર સરજજો'

સમાપ્તિના આશીર્વાદ અવસરે પેલા તમારા સુરતવાસી ને અમારા સૌરાષ્ટ્રવાસી કુસુમાકરનું ગીત એક વાર ગાયું છે ને બીજી વાર ગાતાં મન ઝીલ્યું રહેતું નથી. કૃષ્ણઘેલી ગોપીઓ મહીને સાટે માધવને વેચતી, માનવકુળને કુસુમાકર સ્વપ્નાં વેચે છે. સાહિત્યકારનાં સ્વપ્નાં, ઊગતા કવિનાં સ્વપ્નાંઓ.

સ્વપ્ન લેશો રે, કોઈ સ્વપ્ન લેશો રે?
સ્વપ્ન લેશો રે, સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફૂલગુલાબી, સ્વપ્ન લેશો રે?
કોઈ સ્વપ્ન લેશો રે?

વસન્તના ખોળા મહીંથી સરી પડ્યાં એ સ્વપ્ન,
હૃદયની મૃદુ ફૂલકટોરી માંહી ઝીલ્યાં એ સ્વપ્ન,
કોઈ સ્વપ્ન લેશો રે?

આવો ઉઘાડો પોપચાં હું આજ દઉં સ્વપ્ન,
જીવન પણ બની જશે મીઠું મનોહર સ્વપ્ન,
કહો શું મૂલ દેશો રે?

સ્વપ્ન લેશો રે, સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફૂલગુલાબી, સ્વપ્ન લેશો રે?
કોઈ સ્વપ્ન લેશો રે?

ન્હાનાલાલ

(વલસાડ સાહિત્યમંડળનો નવમો વાર્ષિકોત્સવ, ૯-૨-૧૯૨૩)



(૨)

'રંક ને રાયને સ્વપ્નાં કવિઓ વેચે ને વ્હેંચે છે.

સ્વપ્ન લેશો રે? કોઈ સ્વપ્ન લેશો રે?
સ્વપ્ન લેશો રે? સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફૂલગુલાબી સ્વપ્ન લેશો રે?
કહો, શું મૂલ દેશો રે?

પાંખડીને ન્હોતાં. સ્વપ્નોના વેચણહારાને ધનનાં મૂલ ન હોય, હૈયાનાં મૂલ હોય.

વસન્તના ખોળા મહીંથી સરી પડ્યાં એ સ્વપ્ન;
હૃદયની મૃદુ ફૂલકટોરી માંહી ઝીલ્યાં એ સ્વપ્નઃ
કોઈ સ્વપ્ન લેશો રે!

આ ગીત મ્હારું નથી. સ્વપ્નનાં વાવેતર વાવનારા ગુજરાતે કંઈ કંઈ કવિવરો છે. ગુજરાત! ત્હારા કવિમંડળને ઓળખ–પારખ, ને સાચાં સ્વપ્નાંઓ ઝીલ.

સરવો સોરઠ દેશ છે, ને ત્યહાં છે ગઢ ગરવો ગિરનાર; જ્યહાં નરસિંહ મહેતાના વાસ હતા. ત્યહાંનાં નાગર કવિ છે; નવ કવિતાના રસિયા છે; સ્વયં-સ્વપ્નાંઓના વેચણહાર છે.

વસન્ત બેસે ને ફૂલડાં પ્રગટે, એમ વસન્ત બેસે ને સ્વપ્ના પ્રગટે
છે સ્વપ્ના ઝીલવા હોય તે હૈયાની છાબ લઈને આવજો

વસન્તના ખોળા મહીંથી ખરી પડ્યાં એ સ્વપ્ન,
હૃદયની મૃદુ ફૂલકટોરી માહીં ઝીલ્યાં એ સ્વપ્ન:
કોઈ સ્વપ્ન લેશો રે?

હવે વિમાનનો યુગ બેઠો છે ઊડશે નહિ એ અટવાઈ જશે
યુગમન્થનના ઘમ્મરવલોણામાં માખણ ઉતારવા હોય તે સ્વપ્ના સેવજો

સ્વપ્ના સેવે એ ભાવનાવાદી કે વાસ્તવવાદી?
આવો, ઉઘાડો પોપચાં, હું આંજુ માહીં સ્વપ્ન;

આવો, આંખડીમાં સ્વપ્નાના જાદુ આંજુ પછી જગતજાદુ દેખાશે

આવો, ઉઘાડો પોપચાં, હું આંજુ માહીં સ્વપ્ન,
એથી શું સત્ફળ પરિણમશે?

જીવન પણ બની જશે (તમ) મીઠું મનોહર સ્વપ્ન,
કહો, શું મૂલ દેશો રે?

જીવનનું મીઠું મનોહર સ્વપ્ન મેં એ જાણ્યું અને માણ્યું છે

**કવિ ન્હાનાલાલ**

(મણિમહોત્સવના સાહિત્યબોલ ભાગ ૨, 'સ્વપ્ન વેચણહારો' ભાષણમાંથી)



# સ્વ. કવિ લલિતજીના આશીર્વાદ

## વસન્ત-કોકિલનો લાડીલો

(સોરઠા)

કુસુમાકર! તું વસંત, કોયલનો તું લાડીલો,
રસરંગે વિલસંત: પ્રાણપરિમળ રેલજે!

સુકોમલ તું સુકુમાર: હૈયાંનો હેતાળ તું!
ખીલવે દિલ ગુલઝાર મનનો માનવ માય નહિ!

મંજુવનને યોગ માનસરોવર તું ભરે:
ઉર-સરિતાને ઓક જગતને તું તરબોળતો!

જાણે રસની રીત, એક મેઘ, બીજો કવિ:
વરસે નિઃસ્પૃહ પ્રીત: ત્યમ લીલા લીલી રહે.

કવિ! તું ત્રિકાલાતીત, નિત્ય નવીન યુગને રચે,
તુજ કાવ્યો રસગીત; જગ અભયે ઝૂલે.

અગમ્યના સંકેત પરખે તું પ્રેમાંજને,
તુજ ગુંજને સચેત, કર માનવ સંસારને.



# નિવેદન

સ્વ પિતાશ્રી કવિ 'કુસુમાકર' – જેમની કાવ્યદેવીની આરાધના ઈ. ૧૯૧૫થી શરૂ થયેલી – તેમનો આ પ્રથમ કાવ્યસંગ્રહ પ્રગટ કરતા અમે થોડોક સંતોષ અનુભવીએ છીએ કવિ 'કુસુમાકર'ના શરૂઆતના કાવ્યો સુન્દરીસુબોધ, 'બુદ્ધિપ્રકાશ,' 'સાહિત્ય,' 'ગુજરાત,' 'વસન્ત' વગેરેમા પ્રગટ થતા હતા કવિ ન્હાનાલાલ અને કવિ ખબરદાર એમને કાવ્યો ગ્રંથસ્થ સ્વરૂપે પ્રગટ કરવાનુ ઘણી વાર લખતા ૧૯૩૮મા આની હસ્તપ્રત તૈયાર પણ કરેલી; તે પછી ૧૯૪૧મા અમદાવાદ આવવાનુ થતા પ્રો રાવળ, શ્રી ધૂમકેતુ, શ્રી ઉમાશંકર જોષી વગેરેને તે હસ્તપ્રત – 'સ્વાપ્નિકા'ની – બતાવેલી પણ ખરી

આ પછી વર્ષોનો અંતરાય પડી ગયો પિતાશ્રીએ નિવૃત્તિ લીધા બાદ 'મહાભારત' (પાચ ભાગ), જગતસાહિત્યની ૫૦૦ વાર્તાઓ, 'ભાગવત,' જ્ઞાનદર્શનગીતાઓ, પ્રેયસીગીતાઓ વગેરે લખ્યા છેલ્લા બે વર્ષો તેઓ 'ટાગોરમય' બની ગયા હતા અને ટાગોરની અનુકૃતિઓના દશેક સંગ્રહો પણ તૈયાર કર્યા હતા

એમના જીવનમા કંઈક ઉપેક્ષાને કારણે નિર્વેદ ખૂબ પ્રમાણમા હતો, અને ગ્રંથસ્થ સ્વરૂપે કશુ જ પ્રકટ કરવા માટેની અમારી ઇચ્છા, એમની હયાતી દરમિયાન તો બર ન જ આવી શકી

અમારા સદ્ભાગ્યે તેઓએ પસંદ કરેલા અને ટિપ્પણ સાથે લખેલા કાવ્યોની નોટો જડી આવી તેઓની હયાતીમા એકાદ બે સંગ્રહો પ્રગટ થઈ શક્યા હોત તો ગુજરાત એમની કદર કરી શકત આ તો માત્ર

થોડાં ચૂંટેલાં કાવ્યો જ લીધાં છે. આ સિવાય દસ-બાર કાવ્યસંગ્રહો પ્રગટ થઈ શકે એમ છે.

સ્વ. વડીલ 'કુસુમાકરે' જેમને Friend, philosopher and guide તરીકે ઓળખાવ્યા છે અને જેમની સાથે સ્વર્ગસ્થને ઠેઠ ૧૯૧૫થી પરિચય થયો હતો એવા મુ. શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદી સાહેબે, પોતાની નાદુરસ્ત તબિયત છતાં, શ્રમ લઈ પુરોવચન લખવા તસ્દી લીધી છે તે બદલ અમે એમના ઋણી છીએ. અમારી છત્રછાયારૂપ મુ. વ. કાકાશ્રી વૈકુંઠપ્રસાદ છે. જોષીપુરાએ આ સંગ્રહ પ્રગટ કરવા માટે અમને પ્રેરણા અને માર્ગદર્શન આપ્યાં છે. મુ. ગુરુવર્ય શ્રી અનંતરાય રાવળ સાહેબ, શ્રી જયભિખ્ખુ, શ્રી ઉમાશંકરભાઈ જોષી – આ વડીલોએ પણ અનેક વખત ઉપયોગી સૂચનો કર્યાં છે. શ્રી ઈશ્વરપ્રસાદ શિવપ્રસાદ જોષીપુરાએ કાવ્યોનાં પ્રૂફ જોવાનું કઠિન કાર્ય ખૂબ સમય ગાળી કર્યું છે. આ સૌનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સૌજન્યમૂર્તિ મુ. શ્રી બચુભાઈ રાવત અને 'કુમાર' પ્રિન્ટરીના કાર્યકરોએ પ્રેમભરી કાળજી અને દેખરેખ રાખી આ સંગ્રહનું મુદ્રણકામ સાંગોપાંગ રીતે અને સમયસર પાર પાડ્યું છે તે બદલ અમે ખરેખર કૃતકૃત્યતા અનુભવીએ છીએ.

જે મુરબ્બી સન્માનનીય સાહિત્યકારો અને વિવેચકોએ આ સંગ્રહ જોઈ જઈ અભિપ્રાયનોંધ મોકલવા તસ્દી લીધી તે બદલ અમે તેમના ઋણી છીએ.

ગ્રંથ-પ્રકાશનના વેચાણની ઉપાધિમાંથી અમને મુક્ત કરવા માટે ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલયવાળા મુ. શ્રી શંભુભાઈ જ. શાહના અમે ખૂબ આભારી છીએ.

અમને આશા છે કે ગુજરાતના કાવ્યરસિકો જૂની પેઢીના આ સ્વપ્નશિલ્પી કવિની કૃતિને સત્કારશે અને સ્વર્ગસ્થની બધી જ અપ્રકટ કૃતિઓ પ્રકટ કરવા અમને પ્રોત્સાહિત કરશે

'કુસુમાકર'-પરિવાર વતી
**ભરતકુમાર શંભુપ્રસાદ જોષીપુરા**

જાનુદભુવન, કોચરબ, અમદાવાદ-૭
પ્રથમ પુણ્યતિથિ : પારણા,
શ્રાવણ વદ ૯, વિ. સં. ૨૦૧૯
તા. ૧૩-૮-'૬૩

# અગત્યની શુદ્ધિ

| પૃષ્ઠ | કાવ્ય-મુક્તક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬ | આદિઝરણું | છેલ્લી | સાહિત્યાંમૃતનાં | સાહિત્યામૃતનાં |
| ૮ | સ્વપ્ન | ૧૧ | દારિદ્ર | દારિદ્ર્ય |
| ૧૦ | દેવદ્રુતિ કે દ્યુતિ | ૪ | ક્રાન્તિ આદેશ | ક્રાન્તિ-આદેશ |
| ૧૦ | દેવદ્રુતિ કે દ્યુતિ | ૬ | સ્વાન તરી | સ્વપ્નતરી |
| ૧૦ | દેવદ્રુતિ કે દ્યુતિ | ૮ | અતુલને | અતુલ ને |
| ૧૧ | એ દિવ્યાંગુલિ | ૧૩ | નગ્ની | નંગી |
| ૮૮ | સ્વપ્નો: માગં કે તારાં | ૩ | અનંતાને | અનંતનાને |
| ૮૬ | મધુની મનીષા | ૫ | શ્રવણના | શ્રવણમાં |
| ૮૯ | ખ્વાબી ખુશબો | ૩ | ખ્વાબીને | ખ્વાબી ને |
| ૫૨ | સ્મૃતિની વિસ્મૃતિમાં | ૮ | પાપના | પાપમાં |
| ૫૫ | વિશ્વાત્મા | ૧ | જલાધ | જલધિ |
| ૫૫ | વિશ્વાત્મા | ૧૨ | જમ્પશે | જંપશે |
| ૫૬ | ફૂલદાની | છેલ્લી | માનસીમાન | માનસીમૂર્તિ |
| ૭૩ | ગરીબના ઘરમાં | ૧૮ | તુષ્ટિ | તુષ્ટિ |
| ૧૨૮ | સનમનું નામ કે | ૧૬ | મધુર્મિધી | મધૂર્મિધી |
| ૧૭૭ | વિશ્વરત્ન-ત્રિપુટી | ૧ | પલટો | પલટ્યો |
| ૨૬૪ | કર્તવ્યદેવીને | ૧૬ | કર્તવ્યરક્ત | કર્તવ્યરત |
| ૩૦૬ | હા હા હી હી | છેલ્લી | ચાપ | ચાય |
| ૩૧૨ | કવિતા | ૫ | કલાના | કલા ના |
| ૩૧૨ | કવિતા | ૭ | એના | એ ના |
| ૩૧૨ | કવિતા | ૧૧ | મધુ દર્શને | મધુદર્શને |
| ૩૧૨ | કવિતા | ૧૨ | ઉર સ્પર્શને | ઉરસ્પર્શને |
| ૩૧૩ | કવિતા | ૧૫ | किम् इदम् यक्षम् | किमिदमयक्षम् |
| ૩૨૦ | મિતાક્ષરી પરિચય | ૩ | શૈલીને | શૈલી—ને |

# સ્વપ્નનો માનવી

આત્મરત, આપમસ્ત કવિ જોષીપુરા નડિયાદની સરકારી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે ૧૯૧૫ના અરસામાં આવ્યા. એમના વિદ્યાર્થીપ્રેમ અને સાહિત્યપ્રેમથી થોડા જ વખતમાં એ આગળ પડતા શિક્ષક ગણાવા લાગ્યા. સાહિત્યના જ્ઞાનને લીધે એમના પોતાના વર્ગ ઉપરાંત કોઈ શિક્ષક ગેરહાજર હોય તો તેને બદલે બીજા વર્ગોમાં એમને જવાનું થતું. ત્યાં તેઓ કોઈ કોઈ કાવ્યનું વાચન કરતા ને ખૂબ રસથી સમજાવતા. એમની તલ્લીનતા વિદ્યાર્થીને પણ તન્મય બનાવતી. વિદ્યાર્થીઓ કોઈ સામાજિક કે સાહિત્યિક પ્રશ્નની ચર્ચા કરે તે એમને ગમતું. કુમળાં બાળકોની સાહિત્ય-અભિરુચિ આ રીતે તેમણે વધારી હતી. મને, શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ વગેરેને આનો લાભ મળેલો. શિક્ષક જોષીપુરા સાહિત્યભક્ત તથા કવિ એવા કુસુમાકર હતા. અને આ કુસુમાકરે શિક્ષક તરીકે નિવૃત્ત થતાં લગી અસંખ્ય વિદ્યાર્થીઓને રોજ-બરોજનું શિક્ષણ આપવા ઉપરાંત અનેકને સાહિત્યનો રાગ લગાડ્યો.

સૂરતમાં અમ બેઉનો પરિચય વધ્યો અને અમે સાહિત્યરસિક મિત્રો બન્યા. સાહિત્ય અને તેમાં ય કવિતા, એના જેટલો કોઈ વિષયનો તેમને રસ નહોતો. કવિતા રચના એમનો છંદ, સાહિત્યચર્ચા એમનો નાદ, સાહિત્યવાચન તેમનો વ્યાસંગ. અમે બેઉ ઓગણીસમી સદીની અંગ્રેજી કવિતાના રસિયા અને તે જ રીતે નરસિંહરાવ, કલાપી અને ન્હાનાલાલના પ્રશંસકો હતા. પરંતુ બલવંતરાયે જે નવો અર્થપ્રધાન કવિતાનો પ્રવાહ શરૂ કર્યો અને પોચટ લાગણી, પોચટ લલકાર અને લપટી પદાવલિનો

વિરોધ ઉચ્ચાર્યો ને પ્રસાર્યો તેને હું અનુકૂળ હતો પણ કુસુમાકર નહોતા. ૧૯૩૦થી તે જીવનના અંત લગી નવા નવા પ્રયોગો ને નવી કેડીના તેઓ વિરોધી રહ્યા. સુન્દરમ્ આદિનાં ઉત્તમ ગીતો અને ઉત્તમ કાવ્યો તેમને ગમતાં, પણ સમગ્રપણે આધુનિક અને વિશેષે કરીને નવતર કવિતાનાં લક્ષણો તરફ તેમને અપાર અરુચિ હતી. તેથી તો કુસુમાકર સ્વાભિમાનથી ઉચ્ચારે છે:

'કાલિદાસ ભવભાત શેલી ને કીટ્સ કાળનો
ગો. મા. ત્રિ. કલાપી ન્હાનાલાલનો યુગવારસ.'

કુસુમાકરને આજની નવીન, નવતર કવિતામાં શબ્દનાં ઝાંખરાં દેખાય છે, અને તેનો તેમને પ્રબલ કલેશ છે:

'રેવાયાં લાસ્યથી નેત્રો, બને છે ભવવ્યાકુળ.'

કવિતાપ્રવાહોના સંગમસ્થાને જે વમળ થયા, કવિતાવાદોના સંઘર્ષમાં જે ભમ્મરીઓ ઉદ્ભવી તેમાં કુસુમાકરની કલા ફસાઈ. આપણી કવિતાના ઇતિહાસમાં આ એક ઘટના નોંધવા જેવી છે. ન્હાનાલાલ, નરસિંહરાવ અને કલાપી ત્રણે ય કુસુમાકરના આરાધ્ય હતા, કુસુમાકરનાં કાવ્યોમાં એમની રીતિનું દર્શન થાય છે, જ્યાં એમને જ આદર્શ રાખી પોતાની કવિતાના કુસુમાકર ચિકિત્સક થઈ શક્યા નહિ.

એમની કવિતાના હિતમાં બીજી વસ્તુ હતી તે પણ તેમનાથી પોતાના જીવનકાળમાં થઈ શકી નહિ. એમની કવિતાના ઘડતરકાળમાં, ૧૯૩૦–૪૦ના ગાળામાં, એમણે પોતાનાં કાવ્યોના નાના મોટા સંગ્રહો બહાર પાડ્યા હોત તો સમભાવી વાચકવિવેચકોના પ્રતિભાવોની અસર એમણે અજાણતાં પણ ઝીલી હોત અને એમની કવિતાનો પિંડ વધારે દૃઢ અને પારદર્શક થયો હોત. એ ના બન્યું એનું નામ નિયતિ; બીજું શું?

ઘણે સ્થળે મૈત્રી અને પ્રીતિની પિપાસાની હૃદયની વાત સીધી કહેવામાં કુસુમાકર સફળ થયા છે અને પોતાના પ્રિય કવિઓની આરાધના પણ સાર્થક કરી છે.

'હું જતાંને નવ કંઈ થતો એમને લેશ શોક,
હુંથી એને હૃદય ફરકે પાંખડી પાદડી ના,

દિવ્યાત્માને મુજ પ્રણયની શી તથા, શી તમા છે?
ભવ્યાત્માને પ્રણય–પ્રણયે શી તમન્ના સમાધિ!'

* *

'આજ હું દીવડે ઝૂલું કવિતા કે રટ્યા કરું,
ચાંદલા જેમ આયુમાં ક્ષયે લયે ઘટ્યા કરું.

ને આવતી દિવાળી તો દેખવી હોય કે નહિ;
પ્રસ્થાને સ્વર્ગના ભર્ગ મેળવું, દિલમાં ચહું,

ખાલી આ દીવડા દેખી કોઈ આંનુ ન સારશો!
સ્વપ્નના માનવીને તો સ્મૃતિમાં જડી ધારશો.'

કવિને ખરી પિપાસા સૌન્દર્યની છે; માનવસૌન્દર્ય, પ્રકૃતિસૌન્દર્ય, સાહિત્યસૌન્દર્ય માટે તેમને અતિશય અનુરાગ છે. એ સૌન્દર્યમાં તે જીવે છે; એ સૌન્દર્યની ભાવના પીરસવામાં તેમને કવિ તરીકેની સાર્થકતા લાગે છે. કેટલીક વાર આ પિપાસા ને રાગ એક ભૂતાર્થ બનાવ તરીકે જણાવી, એ હકીકતનું આવર્તન કરી, કવિ અટકી જાય છે; સૌન્દર્યના આકારસર્જન સુધી, સૌન્દર્યનું વાચકને સંવેદન થાય ત્યાં સુધી તે ઝંખના પહોંચતી નથી. પરંતુ આ કાવ્યો તેમના વ્યક્તિત્વની ઝાંખી કરાવવામાં સફળ થાય છે.

'વસન્ત વેચણહારી વેચુ સ્વાન્તના એકાન્ત.
વિરાટ રમણા, શમણાં જ્યાં, પેલે અનન્ત સાન્ત';

*   *   *

'ભાસ્કરનાં જ્યોતિ હું વેચું, કોઈ છે ગ્રાહક ?
જગનાં અન્ધારાં ઉલેચું, કોઈ સંગ્રાહક ?'

'નેણુલાં–સોણુલાં–પરી વેચું, કોઈ છે ગ્રાહક
હું ભ્રમ સ્વપ્નતરી વેચું કોઈ સંગ્રાહક ?

*   *   *

'ચન્દા તારા કુસુમ લતિકા આપતાં દૃષ્ટિદાન;
વિશ્વાત્માના ઉરધ્વનિ ઝીલું, ભદ્ર સૌન્દર્ય પામી.'

કુસુમાકર આ અવનિમાં "ઇન્દ્રધનુજીવન"ની અભિલાષા સેવે છે. કવચિત્ એ આશા મરુભૂમિમાં મધુબિન્દુ જેવી મિથ્યા લાગે છે, કવચિત્ એ સાચી લાગે છે, કેમકે વસુધા છેવટે તો વસ્તુ ને રસ છલકાવે છે, એનાં અનેક સર્જનમાં સૌન્દર્ય તથા સ્નેહ છે. સ્વપ્નોનો કવિ પટંતરે આ સંસારનો જ રસિયો છે. આશા, નિરાશા અને અભીપ્સાની કેટલીક ભાવાવસ્થાઓ કવિ લાગણીના લયમાં સ્ફુટ રીતે વ્યક્ત કરી શકે છે. જીવનમાં જે ન પ્રાપ્ત થયું અથવા જેની વાસના અતૃપ્ત જ રહી તેનો જ મહિમા કવિ કવિતા દ્વારા કરે છે. સમકાલીન અને કૌટુમ્બિક સંયોગોને લીધે તેમનો પરાક્રમશીલતાનો કોડ ન સંતોષાયો, લોકસેવાની ભાવના તૃપ્ત ના થઈ તે જાણે ભગવાન બુદ્ધ અને મહાત્મા ગાંધીની વંદના દ્વારા કવિ સંતોષતા હોય એમ લાગે છે. ૧૯૪૪માં લખેલું એમનું કાવ્ય "જાગો, વિરાટ જાગો" રૂપાળું ને આસ્વાદ્ય છે. કવિનો આ ઉદ્ગાર એમની પરિસ્થિતિની મર્યાદા વટાવી મુક્તિ અનુભવે છે.

'ક્યાં સુધી આ ઘરનો ઉંબર
ઉરમાં ઓળંગ્યા કંઈ ડુંગર.'

'કુસુમ સમી જીવનકૃતિમ થી જાગો, વિરાટ જાગો!
અપત્યની અમ આકૃતિમાથી જાગો, વિરાટ જાગો'

'કરુણ પ્રભુ તુ તો કીમિનાગર, જાગો વિરાટ જાગો,
આગ તમના છે ઝૂઝવાની, જાગો વિ ાટ જાગો'

એવો જ સહજ પ્રનાડી ને સફળ ઉદ્ગાર 'થનગનતુ યૌવન આન્યુ' છે

'યૌવનની આ વીજળી અડતા કેમ બને રોકાતુ?
યૌવન થનગનતું આન્યુ

વિરાટ યુગની ઉ ા ઊઘડી, બટુક બની શરમાતુ?
ઘટે ન વગર આ થાતા, નીંદ મડી ઘેરાતુ
યૌવન થનગનતુ આન્યુ

સ્વપ્નોને નવ હોય શૃખના, તોડીફોડી મલપતુ,
અધઊઘડયા આ પ્રભાદ્વારને ફગસ ્ ઉઘડાતુ
યૌવન થનગનતુ આન્યુ'

* * *

આ પુરોવચનમા કુસુમાકરની કવિતાનુ મૂ ાકન કરવાનો મારો ઈરાદો નથી હુ તેમના સ્નેહાળ કુટુમ્બવત્સલ ભાવનાનુરાગી મધુર વ્યક્તિત્વનુ માન સ્મરણ કરું છુ કુસુમાકરે ગુજરાતી, અંગ્રેજી, સસ્કૃત, ફ્રેન્ચ, અને અંગ્રેજીદ્વારા અન્ય ભાષાઓના પણ પ્રશિષ્ટ ગ્રથોનુ આજીવન સેવન કર્યું છે, એમને અત્યત પ્રિય એવા પ્રશિષ્ટ કવિઓની એમણે આરાધના કરી છે, એના ફળ એમની વૃત્તિ અને કલાસૂઝ અનુસાર એમણે પોતાના કુટુબને વારસા તરીકે સોપ્યા છે, એવી આશાએ કે યોગ્ય સમયે, સાહિત્યરુચિની અનુકૂળ ક્ષણે, એ સર્વ સાહિત્યકૃતિઓનો

વારસો ગુજરાતી વાચકને સુલભ થશે. સ્વ. કુસુમાકરની એ પરમ અભિલાષા તૃપ્ત થાઓ! જેણે સૌન્દર્યનો અનન્ત સાગર નિહાળ્યો છે તેણે એ નિહાળવામાં જ એક રીતે આત્મવિકાસનો પુરુષાર્થ સાધી લીધો છે.

અને આપણે–

સ્વપ્નના માનવીને સ્મૃતિમાં જડી રાખીએ.

સુરત

તા. ૧૮–૭–૬૩

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# સૂચિ

# મુક્તકો

## કલિકાઓ

# સ્મૃતિ-નૈવેદ્ય

## પ્રિયજનોને

(શિખરિણી)

તમારી વચ્ચે તો વિધુ[1]મધુ કુંજે તણી પ્રભા,
સ્મિતા અસ્મિતાની પરિમલ ભરી સ્નેહલ સ્મિતે,
ખીલે હો જ્યોતિ પુનિત સુકુમાર મંગલ વિભા,
ભર્યા ચિત્તે વિત્ત અમૃત ધન આજે શું પુનિતે

મહાસૌન્દર્યોને અમૃતનિધિ નૌકા મુજ તરે,
થયો સૌભાગ્યે જન્મે મુજ ભરત આ ભૂમિ નવલે,
જીવન આકાશે પરમ દ્યુતિ શું ત્યાં નુત ધરે,
તમારી પ્રેર્યો - જીવનજલ માણી શું સમવે

પિતા કલ્પાંગાગો પુનિત દૃગના પ્રેરક ગવે,
અને ભક્તિમય જનની શું પ્રચેતા જીવનની,
સખા[2] દિવ્યા ભવ્યા શિવતમ પ્રણેતા કવનની,
અને વૈકુંઠ શું શિવમુખ કરોન પરિમલે

ભાવે જે આનન્દી મુજ હૃદય આ મંથન કર્યું,
તમારું અર્પેલું મધુર નવનીત શુચિ ધરું

'કુસુમાકર'



૧ ચન્દ્ર ૨ પત્ની

# વન્દન યોગીશ્વરને

(ભીમપલાસી–ત્રિતાલ)

વન્દન અનેક યોગીશ્વરને
તિતિક્ષા તપશ્રી ભોગીશ્વરને
જ્યાં નહિ સ્પન્દન ઉષ્માહીન હિમગિરિશૃંગ,
દાન્ત શાન્ત પુણ્યોજ્જ્વલ ધવલ તપોરંગ
વજ્રકઠોર તપોમૂર્તિના મંગલ શ્વાસોચ્છ્વાસ
હિમગિરિ શિલા સમું વજ્રકઠોર ઉર કૈલાસ.
યુગયુગ સંકેલી લીધા શું જટિલ જટામાં,
મંજરી બંસરી કે કાલ પંજરી જટાઘટામાં.
ભાલે રાજે શશીકલાનો સૌન્દર્ય સુહાગ,
વજ્ર કઠોર તપોમૂર્તિની કે નિર્ઝરતી આગ ? !
અમૃત જ્યોત્સ્ના ઝમી કરે ઉજ્જ્વલ શૂન્યાગાર,
વજ્ર કઠોર તપોમૂર્તિ કરુણિમા મધુરિમા સાર.
જેમ શીતળ સાગરે ઉરે હસે લસે વડવાગ્નિ,
હિમગિરિ ઉદરેથી જેમ નિર્ઝરે દાવાગ્નિ,
કલ્યાણમૂર્તિ શૈત્ય કરાલથી નિર્ઝરે ત્યમ જ્વાલા,
જ્વાળામુખથી ઉરથી દગે કરુણાર્દ્ર અશ્રુમાળા.
ગિરિ તુહિન શૃંગે વેરાઈ નવલી કસુમ્બલ જ્યોતિ
જ્વાલામયી કેવી જ્યોતિ આનંદ મંગલ સ્હોતી.
એ જ્વાલા પ્રલયાગ્નિથી પૃથ્વી નક્ષત્ર નૃત્ય
વિસર્જનમાંથી સર્જન નૃત્યે શિવ કૃતકૃત્ય.

# જાગો વિરાટ જાગો

## (૧)

(રાગ–વસન્ત)

સ્વપ્નાળાં અમ લોચનમાંથી,
પાંખાળાં તેજલ તનમનથી,

અમ શિશુઓનાં, વિધુ વદનથી જાગો, વિરાટ જાગો,
બલિહારાં અમ બટુ બદનથી, જાગો, વિરાટ જાગો.

છબછબિયાં અમે રમનારાં,
ઝરણાઓમાં રસે ઘુમનારાં,

સાગરની સફરોને શમણે, જાગો, વિરાટ જાગો,
મરજીવા જીવાને રમણે, જાગો, વિરાટ જાગો.

ક્યાં સુધી આ ઘરનો ઉંબર?
ઉરમાં ઓળંગ્યા કંઈ ડુંગર,

ઇન્દુ કિરણ શી અંગુલિમાંથી, જાગો, વિરાટ જાગો,
શિશુપદ કમલરજ ધૂલિમાંથી જાગો, વિરાટ જાગો.

લઘુ મતિમાંથી, લઘુ ગતિમાંથી,
સુમનો વીણતાં સંગતિમાંથી,

કુસુમ સમી જીવન-કૃતિમાંથી, જાગો, વિરાટ જાગો,
અપત્યની અમ આકૃતિમાંથી, જાગો, વિરાટ જાગો.

(૨)

જાગ્યો, વિરાટ જાગ્યો,
જીવનની આ કુંજગલીથી,
વાસન્તી આ કુસુમકલિથી,
સુરભિને સળકતે સાગર, જાગ્યો, વિરાટ જાગ્યો,
કરુણ પ્રભુ તું તો કિમિયાગર, જાગ્યો, વિરાટ જાગ્યો.

હૃદયકમળની પાંખડીમાંથી,
અજવાળાં અમ આંખડીમાંથી,
ટમટમ તારલી તેજ ઝબૂકે, જાગ્યો, વિરાટ જાગ્યો,
ઈન્દ્રધનુ ઉર સ્વપ્ન ભભૂકે, જાગ્યો, વિરાટ જાગ્યો.

આંખોમાં છે ચેતન ચેતન,
પાંખોમાં છે જીવન જીવન,
દેવદ્યુતિ ના કદી બુઝવાની! જાગ્યો, વિરાટ જાગ્યો,
આજ તમન્ના છે ઝૂઝવાની, જાગ્યો, વિરાટ જાગ્યો.

૧૯૪૪

### ૧. મૂક અર્ધ્ય

(સ્રગ્ધરા)

શું અર્પું હું જનેતા! મુજ હૃદય તણા અંજલિ અર્ધ્ય મોંઘા?
વાણી દ્વારા કરું હું મુજ હૃદય તણા ઊર્મિ-ભાવો શું સોંઘા?
મીઠા મૌન પ્રભાવે ભવભવનું ઋણે થાતું ના સ્પષ્ટ વ્યક્ત?
મીઠી મૌનાક્ષરીને તવપદ જનની! અર્પતું ઉર ભક્ત.

## સ્વપ્ન વેચણહારી

### (૧)

(ગરબી)

સ્વપ્ન લેશો રે, કોઈ સ્વપ્ન લેશો રે?
સ્વપ્ન લેશો રે, સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફૂલગુલાબી, સ્વપ્ન લેશો રે?
કોઈ સ્વપ્ન લેશો રે?

વસન્તના ખોળા મંહીથી સરી પડયાં એ સ્વપ્ન,
હ્રુદયની મૃદુ ફૂલકટોરી મંહી ઝીલ્યાં એ સ્વપ્ન,
કોઈ સ્વપ્ન લેશો રે?

આવો ઉઘાડો પોપચાં હું આંજી દઉં સ્વપ્ન,
જીવન પણ બની જશે મીઠું મનોહર સ્વપ્ન.
કહો શું મૂલ દેશો રે?

સ્વપ્ન લેશો રે, સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફૂલગુલાબી, સ્વપ્ન લેશો રે?
કોઈ સ્વપ્ન લેશો રે?

૧૯૧૬

સ્વપ્ન લેશો રે સુન્દર સ્વપ્ન લેશો રે?
મ્હોરી ફોરી સ્વપ્નશ્રી એ વ્હોરી લેશો રે?
માણકોકિલે હૃદયકુંજે, કુજ્યાં મોંઘાં સ્વપ્ન,
યુગયુગ મધુ ઉર વેદનાએ મૂજ્યાં મોંઘાં સ્વપ્ન.
પ્રાણદાન દેશો રે?

અન્તરિયાંનાં આગબિન્દુએ ભીનાં મારાં સ્વપ્ન,
આશામીટે અધૂકડી અમીનાં પ્યારાં સ્વપ્ન.
ગુલતાન રહેશો રે?

અન્તરના દરિયાવે ડૂબી વીણ્યાં મુક્તા સ્વપ્ન,
ઉરલહરી, રસઘેલીશ્રી આનન્દ ભુક્તા સ્વપ્ન.
કાળજડાંની કોરે સોટી સોરી વીંધ્યાં સ્વપ્ન,
ફિરસ્તાના રસ્તા આન્તરદ્યુતિ ચીંધ્યાં સ્વપ્ન.
પ્રભુ પિછાણ કહેશો રે?

જીવનલક્ષ્મી મોંઘી ગણી, પૂજ્યાં મેં તો સ્વપ્ન,
અક્ષયપાત્ર અમીનાં આગે ધૂર્યાં એ તો સ્વપ્ન.
પીયૂષ-પાન લેશો રે?

કુંળી કળી શાં પ્રભુ પ્રીતિનાં વજ્ર પાયાં સ્વપ્ન,
વજ્ર રિસાયાં, માંડ મનાયાં, દિલ રંગાયાં સ્વપ્ન.
લોચન લ્હાણ લેશો રે?

ઉર-ફકીરી મસ્ત અધીરી જહાંગીરી સ્વપ્ન,
સ્વપ્નશાહી, બાદશાહી અમી અમીરી સ્વપ્ન.
ભાગ્યવાન લેશો રે?

અન્તરહીરા ચીરાહીરા, ફૂલગુલાબી સ્વપ્ન;
કોઈ ઘરાક અધીરા મારા, દિલ ગુલાબી સ્વપ્ન.
ગુણ જાણ લેશો રે?

સત્યથી એ સાચુકલાં જીવનનાં સ્વપ્ન,
સત્ય ભૂંડાં ખોટુકલાં બનો રૂડાં સ્વપ્ન.
પ્રાણદાન દેશો રે?

કલ્પનાની કસ્તૂરીએ મ્હેકો જીવન-સ્વપ્ન,
સ્વપ્ન સમું જીવન બની બ્હેકો યૌવન-સ્વપ્ન.
મ્હોરી ફોરી રહેશો રે!

## ૨. આદિ ઝરણ

(અનુષ્ટુપ)

પાતી રામાયણી પાઠે માતા પ્રભુ પરાયણ
:સાહિત્યાંમૃતનાં આદિ ઝરણાંનું રસાયણ.

## વસન્ત વેચણહારી

(ગીત)

(૧)

વસન્ત લ્યો, વસન્ત લ્યો, પુકારું લ્યો વસન્ત,
મારે સુન્દર સાદ તો ગજવ્યા દિગ્દિગન્ત.

વસન્ત વેચણહારી વેચું સ્વાન્તના એકાન્ત,
વિરાટ રમણા, શમણાં જ્યાં, ખેલે અનન્ત સાન્ત;
બધી એ ઝીલી મેં સુન્દર સન્તાકૂકડી,
મટુકી આ છલકે છે કે મધુ-મટકી અધૂકડી.

મારી આંખમાં આંજ્યાં કેવાં સ્વપ્ન-વસન્ત,
એ મુજ અંજન ખોલ્યું રંજન, લહરીએ લસન્ત;
જોબનિયાંનાં જેમ પ્રેરું આયુ રોમરોમ,
અંગ ફૂલદડા ઊછળી રહ્યા સૂર્ય ને શું સોમ.

એકવાર તમને તેડે છે, આંખોના મુજ તારા,
વિશ્વલીલા રસીલા, ચાંપુ પલિતા ફાગ અંગારા;
મારીઆંખનીરસજ્વાળામાં,રહ્યાં જીવનજ્યોતિ,
કોઇને મારી કીકી કામણ મહેરામણનાં મોતી.

મારાં નયન-રસ હરિયાવે, ભરવા મુક્તાપોશ,
કોઇ મરજીવાને પ્રેરે, જીવન આનન્દકોશ.

મૂલ્યમાત્ર માગું છું હું, તનમન તાલાવેલી,
જિગરના જ્વાળામુખી અંગારા ધાલાવેલી.

વિશ્વકુંજે હું ઘૂમું, તે યે કેલી ઘેલી
કોણ મુજને નીરખે કામણગારીને અકેલી?

વિશ્વસૌન્દર્યો લસતાં મારાં મધુરાં નેત્રે,
અંગ અંગ કાવ્ય રંગતરંગ વ્યંગ ક્ષેત્રે.

જ્વાળામુખીને ભેટવા કોણ અમૃત અધિકારી,
મૃત્યુના અમૃતમાં વેરું, ચેતનની ચિનગારી.

## ૩. સ્વપ્ન

(અનુષ્ટુપ)

સ્વપ્ન દારિદ્રના જેવા અરેરે! સ્વપ્ન વૈભવો,
વૃત્તિની શ્રૃંખલા હીણા – નહીં કાં સ્વપ્ન ચન્દ્રવો?!

# દેવદૂતિ કે દ્યુતિ?!

(ગીત)

ભાસ્કરનાં જ્યોતિ હું વેચું, કોઈ છે ગ્રાહક?
જગનાં અન્ધારાં ઉલેચું, કોઈ સંગ્રાહક?

વિધુ-મધુ જ્યોત્સ્ના હું વેચું, કોઈ છે ગ્રાહક?
અશ્રુકણનાં મૂલ હું વેચું પ્રફુલ્લ ક્યાં સંગ્રાહક?
સાગરનાં મુક્તાફળ કેરાં, ગ્રાહક તો મરજીવા,
જેને ઉર અજવાળાં,—અનેરા દિલના દીવા?

સ્વાતિનાં બિન્દુ હું વેચું, કોઈ છે ચાતક?
આતશનો કોઈ આશક, ઝડપી લેશે કે તક?!
હું વેચું છું સ્વપ્નો દિવ્ય, કોઈ છે ગ્રાહક?
સ્વપ્નોદાત્ત મૂલ્ય ભવ્ય કોઈ સંગ્રાહક?

આત્મસમર્પણ મુક્તા મૂલ્ય, કોઈ છે ગ્રાહક?
છે તેજોનિધિને તુલ્ય, કોઈ સંગ્રાહક!
હું આર્ત્તિવેદના વેચું, કોઈ છે ગ્રાહક?
કોઈ મહામના દિલ ખેંચું, કોઈ સંગ્રાહક?

અમાવાસ્યા તારિકા વેચું, કોઈ છે ગ્રાહક?
પૂર્ણિમા ચન્દ્રિકા વેચું, કોઇ સંગ્રાહક?

હું તો સાગરઘોષ વેચું, કોઈ છે ગ્રાહક?
ભવ્ય ક્રાન્તિ આક્રોશ વેચું, કોઈ સંગ્રાહક?

નેણલાં સોણલાં પરી વેચું, કોઈ છે ગ્રાહક,
હું ભગ્ન સ્વપ્ન તરી વેચું, કોઈ સંગ્રાહક?

છે જન્મ ને મૃત્યુ મૂલ્ય, કોઈ છે ગ્રાહક?
અતુલને છે અમૂલ્ય, કોઈ સંગ્રાહક?

## ૪. સુંદરીનાં સ્મિત

(અનુષ્ટુપ)

હસે છે સુન્દરી ત્યારે ઝરે છે ફૂલ;
મુક્તાનો ખોબલો એ [illegible] ડી

# એ દિવ્યાંગુલિ

(શાર્દૂલવિક્રીડિત)

શું એ દર્શનમાત્રથી પળમંહી સ્વપ્નું ઝબૂકી ગયું?
હાર્દે સ્પર્શનમાત્રથી પળમંહી, એ સ્વપ્ન સોહામણું,
શું એ કોકિલ-ગાન જ્ઞાન મધુરું, પ્રેમે ટહૂકી ગયું,
સત્યોથી પણ સત્ય શું રમી ગયું, એ સ્વપ્ન કોડામણું?!

ક્યાંથી આવી સુદર્શને જીવનનું, એ પોપચાં એ લચે,
એ તત્ત્વોતણું તત્ત્વ ધી પુનિતશ્રી સત્ત્વોતણું સત્ત્વ એ;
એ સત્ત્વોતણું સત્ત્વ, શું વરરુચિ, સૌન્દર્ય સૌન્દર્ય એ,
એ સ્વપ્નોનું સત્ય શું વિધુમધુ, માધુર્ય માધુર્ય એ,
એ જ્યોત્સ્ના શુચિ દિવ્ય શું ઝમી ગઇ, તેજોતણું તત્ત્વ એ.

શું ત્યાં સ્તબ્ધ થઇ ગયા સકલ તો, ઇન્દ્રિય વ્યાપારને,
ત્રીજું લોચન ઊઘડ્યું વરરુચિ, બુદ્ધિ વિશુદ્ધિ થતાં;
ને હૃત્પદ્મની પાંખડી શિવ શુચિ ખુલ્લી શ્રીધી લાધતાં,
શું આ વિશ્વવીણા સહે મળી ગયા, તન્ત્રી ઉરે તારની.

ઓચિન્તુ અણચિન્તવ્યું વિધુમધુ એ દર્શને સ્પર્શને,
ઓચિન્તી વળી લાધશે મધુરિમા, એ સ્પર્શને દર્શને.

# સ્વપ્નવસન્ત

(કાલિંગડો)

સ્વપ્નવસન્ત, સ્વપ્નવસન્ત
કાલ અનન્ત, દિગ્દિગન્ત
ભવ્યોદાત્ત કરુણિમા ધી,
સ્વપ્નોદાત્ત મધુરિમા શ્રી,
શું વિલસન્ત–સ્વપ્નવસન્ત.

ખીલી વનશ્રી કે યૌવનશ્રી,
ઝીલી ચેતનશ્રી જીવનશ્રી?
પ્રકૃતિમાં શું પ્રભુશ્રી પમરે
બ્રહ્મ પરાગ પમરે અમરે
પ્રાણ પરભૃતા બ્રાહ્મી નાદે,
ઋતા ચારુતા ઈશ-પ્રસાદે.

શશીમુખી ને શશી આ સાક્ષી,
સ્વપ્નોદાત્ત પ્રેરે મીનાક્ષી
પુષ્પે પુષ્પે આનન્દરશ્મિ,
મ્હોરે ફોરે લાવણ્ય લક્ષ્મી.

વિટપે વિટપે પત્રે પત્રે
પ્રકૃતિ સુકૃતિ જ્ઞાનસત્રે.
દિગ્દિગન્ત–સ્વપ્નવસન્ત.

જીવન લ્હેકે, સુરખી સુરખી
યૌવન મ્હેકે સુરભિ સુરભિ
નર્તી રહી શું પાખડી પાખડી ?
આનન્દનર્તનઆખડીઆખડી!

હસન્ત લસન્ત–સ્વપ્નવસન્ત.

## ૫. સીધી લીટી

(અનુષ્ટુપ)

પ્રતીતિ એક વાર્તાની સદાએ સઘળે દીઠી,
જીવનભૂમિતિમાં એ સૌથી ટૂંકી સીધી લીટી.

# બ્રાહ્મી ધ્વનિ

(રાગ વસન્ત)

એ સૂક્ષ્મ બ્રાહ્મી ધ્વનિ કે વહ્નિ ઉર અવનિ?
બે સ્વરથી નહિ જ ત્રીજો, પણ તેજતારિકે પ્રકટે!
આ અન્તર રાગ પરાગે, શું બ્રાહ્મી ફાગે આગે?
આ જ્યોત્સ્નિકા કે જ્યોતિ, નિહારિકા પ્રકટે?
નિધિ તિમિરાશય દીવા દીવા દેખે મરજીવા,
અશ્રુમાલા પ્રભુ ગ્રીવા, મુક્તાપોશ પ્રકટે:
વિધુમધુ ઊર્મિમાલા, કે જ્યોતિ જ્વાલા જ્વાલા!
મુક્તા કે મુક્તિ ભુક્તિ, આનન્દકોશ પ્રકટે.
માનવસ્વર સપ્તક આ, છે વ્યર્થ ને અનર્થ,
છે ઇશ એક સમર્થ, જે ગૂઢ અર્થ પ્રકટે,
છે ઇશની એ જ્યોતિ, ગુપ્ત સુપ્ત અન્તર સ્હોતી,
મન મહેરામણ મોતી, ઇશ સમર્થ પ્રકટે.
પ્રભુના ધ્વનિ વેરાયે અનિલ સલિલ લ્હેરાયે,
હું ઝીલું ઝીલી ખીલું, પ્રભુનાં જ્યોતિ પ્રકટે;
અન્તર કલરવ અમીદ્રવ આનન્દશ્રી અભિનવ,
સ્વપ્નસુન્દરે વાસ્તવ પ્રભુજ્યોતિ સ્હોતી પ્રકટે.
છે સુન્દરીનાં નેત્રે, આનન્દ અમૃત ક્ષેત્રે,
રસીલા વસન્તલીલા, દયિતા દગ જ્યોતિ પ્રકટે!
છે જીવનગંગા તીર્થ, આનન્દ અમૃત તીર્થ
શશી શશીમુખીજ્યાં મલકે,પ્રભુજ્યોતિસ્હોતીપ્રકટે.

# વિરાટ ઊભો ત્યાં

(અંજની ગીત)

વાટે વાટે, ઘાટે ઘાટે ઘાટે,
હાટે વાટે, સહુને માટે,
નિત પુનિત એ જોતો વાટેઃ
વિરાટ ઊભો ત્યાં. ૧

પુષ્પોના મીઠા પમરાટે,
શિશુ સ્મિતના ખેલખિલાટે,
કોકિલાને કિલકિલાટેઃ
વિરાટ ઊભો ત્યાં. ૨

સિન્ધુમાંહી એ જ ઘુઘવતો,
ઇન્દુમાંહી હસતો લસતો,
પાસે આઘે ધસતો ખસતોઃ
વિરાટ ઊભો ત્યાં. ૩

ત્યાં ઊભો નેત્રોની સામે,
અમૃત પ્યાસાં એને પામે,
કર્મે રત પોતાં નિષ્કામેઃ
વિરાટ વિચરે છે. ૪

ભક્તિમય એ જ્ઞાનયોગે,
જ્ઞાનમય ધી કર્મયોગે,
જીવનના સૌન્દર્યયોગેઃ
વિરાટ વિહરે છે. ૫

વિરાટ માટે છે તન્મયતા,
જીવન-કાવ્યની રસમયતા,
સર્વમયતા ઋતા ચારુતા:
તાલાવેલી રે. ૬

સર્વે વિરાટ માંહી ઊભાં,
વિરાટ પ્રભુ સર્વેમાં ડૂબ્યા,
અહંભાવથી તેને ડુબ્યા:
ધાલાવેલી રે! ૭

અસ્મિતાને અહમિકાની,
અભિનિવેશ ભૂમિકાની,
આ તમન્ના અનામિકા શી!
તો ક્યાંથી કેલી રે? ૮

અભેદના ક્યાં સ્વપ્નાગારે,
રસ કેલીના ક્રીડાગારે:
ક્યાંથી હેલી રે. ૯

માનવતાનો ધન્ય લલાટે,
લાધ્યું ઢૂંઢવું વિરાટ માટે,
વિરાટ માટે છે તલસાટે:
ઊંડે આણુ-પ’તાળ! ૧૦

વિરાટ માટે માનવ તલસે,
અમર આતશ પ્રકટે તરસે,
ચંચુપુટ લે ચાતક વરસે:
સ્વાતિ અમી રસાલ. ૧૧

છે નેત્રો આનન્દક્ષેત્રે,
આનન્દક્ષેત્રે, અમૃતક્ષેત્રે,
વિધુમધુ ધી, નેત્રનેત્રે,
પ્રાણપ્રાણે પર્વ?! ૧૨

ન આત્મમોહ એવ છદ્મે,
ન આત્મદ્રોહ હૃદય પદ્મે,
આનન્દસદ્મે અમૃતસદ્મે,
પાખડી નર્તે સર્વે? ૧૩

## ૬. સ્મિત લ્હેરપ્રભા

(તોટક)

પ્રતિબિમ્બ પડે નિજ ઉર તણું,
ખખળે જયમ હાસ્ય તણું ઝરણું,
ચરિતે ખુલતું ઉર હામ મહીં,
સ્મિત લ્હેરપ્રભા પ્રભુતા શું નહીં?!

## सत्यम्, शिवम्, सुन्दरम्

(हिंदी)

સૂક્ષ્મ ચંચલ આ જગત અન્તરાલે,
સમાહિત સ્થિતિ વિરાજતે કૃપાલે,
શ્વેત શુભ્ર જ્યોતિ કેન્દ્રમાં દયાલે,
નિભૃત રાજતા જ્યમ માનસે મરાલે.

પ્રકૃતિ પ્રેરી ઉદ્ભ્રાન્ત આ પ્રવૃત્તિ,
સર્વ પ્રવૃત્તિનો આત્મ તો નિવૃત્તિ,
દશ ભુજા દિશાને વીંટીને વિરાજે,
સત્યરૂપ શાન્તિ કાન્તિમાં શું છાજે.

બ્રહ્મનાદ સૃષ્ટિ, સૂર જ્યાં બેતાલે,
રચો રસસમાધિ ત્યાં શું તાલતાલે,
કરો પાદને વિક્ષેપ ચૂર્ણચૂર્ણ,
જીર્ણ જીવનની ધરેડ સૌ વિચૂર્ણ,
બને શુષ્ક નીરસ જીવનપંથ જીર્ણ.

વિપુલ વેગ પ્રકૃતિની શક્તિ દોડે,
તહીં લાસ્યના શું અમૃતના મરોડે,
પ્રત્યાકાર રૌદ્ર તાંડવે પ્રચાર,
નટરાજ લલિત લાસ્યના સંચાર.

રચો નિત્યનવી શુચિ રંગલીલા,
ધન્ય રંગમાં વિરંગ રૂપલીલા.

તમે મંગલ છે। સત્યની ઋજુતા,
તમે વાણીની છે। બ્રહ્મ લહરી ઋતા,
ધન્ય આપની શુચિ શું ઉર્ધ્વ દૃષ્ટિ,
રચો કુટિલમાં શું સરલ શુચિ સૃષ્ટિ.

તમે અન્તરતમ નાદમાં વિરાજો,
તમે ઉર્ધ્વતમ નાદમાં વિરાજો,
તમે સત્યતમ નાદમાં વિરાજો,
પ્રાણપ્રાણના સૌ ધ્વનિમાં વિરાજો.

બને અન્તરતમ બાહ્યતમે જ્યારે,
રમે ઉર્ધ્વતમે અધસ્તમે જ્યારે,
પ્રલય તાપમાં શું મલય બીજદ્વારે,
રંગ રૂપ દૃષ્ટિ શિવ શુચિ પધારે.

બજે તાંડવે શું કાળખંજરી ત્યાં,
રચો હાસ્ય લાસ્યથી શું મંજરી ત્યાં,
નાશને વિનાશમાં શું વ્યુત્થાન,
પ્રકટ ત્યાં શુચિ નવજીવન અમૃતપાન.

બીજમાંથી સ્ફૂરે શાખને પ્રશાખા,
પત્રપલ્લવે ઝૂરી રહે વિશાખા,
ફૂલથી ફલતણા વિકાસમાં પધારે,
જીવનકુંજમાં તું સુન્દરમ્ વિરાજે.

तने मितमित स्मित शिवम् हुंनिहाळुं,
શાન્ત રૂપ ऋजु सतऋते हुं न्याळुं,
तमे नित्य પલ્લવે ने सुन्दरम् छो,
અન્તઃસદા સ્વસ્થ सुन्दरम् छो.

બનો દ્યુતિ ઉર જામ તું જ્યાં ધ્વાન્તે,
શિવજ્યોતિ-શિવકાન્તિ રૂપ સ્વાન્તે,
વિરાજતા શું સ્વાન્ત ના એકાન્તે,
વિરાટ રમણા અનન્તને શું સ્રાન્તે.

૭ 'હું'

(લલિત છન્દ)

જીવનશાસ્ત્રની ના ગતાગમ, જીવનની કલા શી મનોરમ?
સમજું ના કશું નિત્ય હું હસું, પ્રભુ હુંમાં વસે, જ્યોતિએ વસું.
જટિલ આ જગે શી કલા, કળા?—સરલ બે દૃગો—અશ્રુઓ ઢળ્યાં,
જીવનશાસ્ત્ર તો ભવ્ય કારમું, અણઉકેલ છો નિત્ય હું રમું.

# મરુભૂમિમાં મધુબિન્દુ

(લાવણીનો લય)

મરુભૂમિમાં મધુબિન્દુની કરી રહ્યો નવ આશા,
આ અવનિમાં ધરું ઇન્દ્રધનુ જીવનની અભિલાષા.

વસુ છલકાતી વસુધા છે,
ધરતી ધાવણ સૌમ્ય સુધા છે.
સુરગંગા વહતી શી સૃષ્ટિ,
ચાતક ઝંખે ના, રસવૃષ્ટિ?
ઉર ઝંખે છે સ્વાતિબિન્દુ
ઉરે એક બિન્દુ રસસિન્ધુ.

ફૂલની આ ફૂલકયારીમાં આશા મીટ ન માંડું?
યુગયુગ ઉપવાસી પારણે રસપુટ આશા છાંડું?

હું યુગયુગનો સ્નેહ ભૂખ્યો છું,
હું યુગયુગનો સ્વપ્ન ભૂખ્યો છું,
હું યુગયુગનો સ્મૃતિ ભૂખ્યો છું,
હું યુગયુગનો આશ ભૂખ્યો છું.
હું યુગયુગનો રસ તરસ્યો છું.
રસ મેવલિયો વરસ્યો શું?

રસ નહીં વરસે, રસ નહીં વરસે, મનુભૂમિ મરુભૂમિ છે,
શીદ સ્વપ્નવાટિકા મનોરાજ્ય છતાં લૂમ ઝૂમી છે?

નીરખી વળું હું માનવમાત્રે
નહીં જડે છતાં રસ પાત્રે,
શશ શૃંગ સમો શું સ્નેહ,
શીદ વ્યર્થ ઝંખું રસ મેહ?

ક્યાં નિર્મળ સાત્ત્વિક વૃત્તિ,
ક્યાં છે અમૃત ઉર રસવૃત્તિ?
ના જ્યાં સૌજન્યે સુલભ છે,
નિર્મળ પ્રીતિ તો દુર્લભ છે!

નહીં સુણું નહીં સુણું ઉર એ તો ઉલૂક-વાણી,
હું તો માનીશ માનવગંગા વહી રહી કલ્યાણી.

છે માનવી ઉર રસકુંજ,
પગલે પગલે પ્રભાનાં પુંજ,
ને અમૃતની અમર લતા રે,
મધુરી આ માનવતા રે!
એ ધ્વનિ પુનરપિ આવે,
ઉર-ઊંડાણથી ને ભાવે.

એ યુગયુગની કલ્યાણી, પ્રભુની છે અમૃતવાણી,
ફૂલગુલાબી ઇન્દ્રધનુરંગી ધીરી વિધુમધુ કલ્યાણી.

## નિર્વાણનું પદ્મ પરાગ ઢોળે

નિર્વાણનું પદ્મ પરાગ ઢોળે,
પ્રજ્ઞાપ્રભાનું વિલસે સરોવર,
શી શાન્તિની કાન્તિ તરંત ઉપર,
ઈશ પ્રસાદી સરી વિશ્વખોળે.

વેદાન્તીના તાત્ત્વિક દર્શનોની
કાવ્યશ્રી નિર્ઝરી શું સનાતન?
પુરાતનશ્રી પણ નિત્યનૂતન,
આનન્દનાં અમૃત સ્પર્શનોની!

શી પાંખડી પાંખડી નિર્ઝરે છે,
કૈવલ્યમાંથી મધુરી કરુણા,
ફૂટી સ્મિતો મૌન થકી અરુણાં,
વિશ્વે દયાની સુરભિ ભરે છે.

ઉકેલવા જીવનની સમસ્યા,
પીધો કટોરે, વિષ ને વિષાદ,
કઠોરને કૈંક કરી તપસ્યા,
ઝીણો સુણ્યો આન્તર ધન્યનાદ.

નીચોવી સૌ યૌવનસ્વપ્ન નાંખી,
શો ભવ્ય કીધો નરમેધ રમ્ય,
પામ્યો અને પ્રકૃતિ તત્ત્વ ઝાંખી,
આહુતિનાં ભવ્ય શું તારતમ્ય!

વિરાટનું ભવ્ય અને શું દર્પણ,
દ્વિજોત્તમ એ તુજ આત્મયજ્ઞ!
જાગ્યો ખલુ તું શું પ્રમોદ મગ્ન,
એ ધન્ય પ્રાણાર્પણ પિતૃતર્પણ!

જનો અને સર્વ જનેતરોને
પ્રફુલ્લ પહોંચી તુજ મૂકવાણી!
ઊભું રહ્યું વિશ્વ સ્મિતપાણિ!
આનન્દ સૌના ઉરમાં ભરીને.

શું કારમા ભીષણ ત્યાગ તારે
લસન્તી હા! પ્રેમલ ઇન્દુલેખા?
આનન્દની રમ્ય પ્રસન્ન રેખા
ફૂટે સ્મિતોને મધુરે ફુવારે!

લસન્તી શું સૌમ્ય પ્રસન્ન કીકી
દુષ્પ્રાપ્ય સાધી ભવમાં અભેદ,
કાળજ્વરો શા સહુ મોહ ખેદ,
પીતાં કીકી શાન્તિ અનેરી શીખી.

ઘૂઘૂઘૂ ઘૂઘવે મહાનિરવધિ, આનન્દનો સાગર,
ઊંડાં કૈંક ઊંડાણ આ ગહનને, શી વીચીઓ દુસ્તર;
વૃત્તિના વિલયે ભરી અવનવી, શી ધન્ય જ્ઞાનાંજલિ,
ને આનન્દ અભેદની અનુભવી દૃષ્ટિ કુંળી ઊજળી.

ગહન સલિલને રસાતળે શું;
ડૂબકી દઇ કરે મૌક્તિકો વધાવ્યાં,
વિરલ ગહન દર્શનો શું લાધ્યાં?
પ્રણયદ્યુતિની સમાધિ આ ફળે શું?

સચ્ચિત્ થાતાં વિમલાં અભિન્ન,
ઊડી નિશાની ગઈ મોહનિદ્રા,
ને ઊઘડ્યું કોમલ જ્ઞાનલોચન,
શોકાર્તિનાં એ ખલુ વિમોચન,
એ દિવ્યચક્ષુ. કુંળી દૃષ્ટિ ભદ્રા!

× × ×

પાંખો પ્રસારી પડી રાજહંસી,
વા કૌમુદીપુંજ સરોજશય્યા,
સંવાદી ત્યાં બે ધડક્યાં શું હૈયાં,
વ્યામોહનીનાં વિપફેણ ડંખી!

માળા મેંદી ફૂલ શકે ગુંથાયાં,
એવાં નિહાળ્યાં, ઘડી પુત્ર દારા,
વાત્સલ્યના ફૂટી રહ્યા ફુવારા,
ના ચિત્તવૃત્તિ ઘડીએ ગુંથાયાં?!

દામ્પત્યગ્રન્થિ કુમળું અપત્ય,
જ્ઞાની ઘડી દશ્ય પ્રપંચ જોયું,
પ્રેમાશ્રુ એકાદ પડેલ લ્હોયું,
વિવર્તલીલા લહ્યું ઉર સત્ય!

શૃંગાર ભીના શણગાર ત્યાગી,
જ્ઞાની અને યોગી થયો રસેન્દ્ર,
જીતેન્દ્રિય ધન્ય બન્યો જતીન્દ્ર,
રે ધન્ય જ્ઞાની જગ જોયું જાગી!

વૈરાગ્યથી જીતી લીધા વિલાસ,
કાષાયથી દિવ્ય દીપાવી કાન્તિ,
દાવાગ્નિ પીતાં પ્રકટી શું શાન્તિ?
સન્માર્ગ તારે શું ફૂટ્યો પ્રકાશ.

મીનાક્ષી એ કૌપીનમાં વિરાજે,
મૂર્તિ તરે શું પરિવ્રાજિકાની
નેને રમે કોણ હજી ય જ્ઞાની?
શિષ્યા સખી કોણ ઉરે નિરાજે?

એ પ્રેમ સંન્યાસની ધન્ય વેદિ!
એ યોગીની ધન્ય સુમૌન ભિક્ષા,
એ કારમી ભવ્ય શુચિ તિતિક્ષા,
દિશા અને કાલ રહ્યાં છ ભેદી.

લાધી તને આર્યની આર્ષ દૃષ્ટિ
ઝીલી સુખે પાવક પ્રેમજ્વાળા;
જ્વાળા કરી સ્પર્શથી પુષ્પમાળા
હોમી સમષ્ટિ મંહી ધન્ય વ્યષ્ટિ.

આર્યોનો મહા આર્ય, સિદ્ધોનો મહા સિદ્ધ તું,
શાન્તિની મૃગયા ખેલી રહ્યો તું પ્રેમવિદ્ધ તું.

## આત્માનાં આંસુ

(લાવણી)

ઊભો હું કાળસરિતને તીર,
વહે જ્યાં અમૃત સરખું નીર.
મલપતું જ્ઞાન મંજુ સુધીર,
વહન્તુ સ્વચ્છ શું ક્ષીર.
દગથી અશ્રુધાર વહન્તી થયું ક્ષીર એ ક્ષાર;
મંજુલ વંજુલ રસ ઝરણાંનો ઊડ્યો સહુ કિલકાર....ઊભો૦

મચ્યાં જ્યાં પંખેરાં રસગાન,
થતાં જ્યાં મધુ હૃદયનાં દાન.
ખીલતું વિશ્વ હતું શું પ્રફુલ્લ,
ઊભો ત્યાં એકલડો વ્યાકુળ.
નેત્રનીરમાં ડુબી ગયુ શું પ્રભો! સકલ શરીર?
લહરાતી લહરી અભડાઈ કાળસરિતને તીર....ઊભો૦

રસફૂલડાં પર આ મુજ છાંય,
પ્રભો! ઘેરી શું આ લંબાય;
ખીલતું વિધુમધુ રસઉદ્યાન
નંદનવને થયુ વેરાન
અહો તે મીઠાંમીઠાં રસક્ષેત્ર
વહી જ્યાં બાષ્પ રહ્યાં મુજ નેત્ર:
ઊભો એકલ પંથ પ્રવાસી ઘડીભર જ્યાં હું મ્લાન;
સકળ વિશ્વે આંસુડાંમાં કરી રહ્યું હો સ્નાન....ઊભો૦

અરે આ ફૂલડાંને રસપુંજે,
મધુરી પ્રણયી નંદનકુંજ,
ઊભો હે! દીન બન્ધુ! ત્યાં દીન,
રમણીય શોક મધુ વિલીન.
વિશ્વમાં વેરાતો મકરન્દ
વહે ત્યાં રુદન નીર મુજ મન્દ!
હતાશ આત્માની કટુ છાયા બની વિશ્વનું કેન્દ્ર,
કોમળ કુન્દ કુસુમ કરમાયાં મુજ વાડી વિષે રસેન્દ્ર.

અશ્રુ આનન્દની છાયા,
અશ્રુની મોહિની માયા,
અશ્રુએ આનન્દ કોશ,
ઉર પદ્મ પાંખડી તોષ
અશ્રુએ થનગન નૃત્ય,
મુજ જીવનથી કૃતકૃત્ય.

# મારાં દ્વારો

(મંદાક્રાંતા)

મારાં દ્વારો પ્રતિપ્રહર છે, સર્વને કાજ ખુલ્લાં,
ધન્યોઽસ્મિ હા! પુનિત પગલાં ત્યાં પડે ક્યાંથી ભૂલાં;
દાનાં દિલો મુજ ખબર લે, ના વધાવું હું ફુલાં,
મહેમાનો એ મનભર મીઠાં કાળજાંએ કબૂલ્યાં!

ખુલ્લું મારું સદન સહુને કાજ છે બન્ધુ! હોકે,
"છોકે?" કહેતાં સ્વજન બનતાં, કોણ એ સાદ ટોકે?
'આવ્યાં' એ સહુ સ્વજન સમ છે, સર્વદા આંખ માથે,
ભોળાંદોલાં પ્રભુપ્રિય સહુ ગુંજશું ગોષ્ટિ સાથે,
પ્રેમોર્મિનો વિનિમય થતો સ્વપ્ન જેવો પ્રસંગ,
લ્હાણું મીઠાં લલિત ઉરનાં,—ધન્ય એ સંગરંગ.

× × ×

કિન્તુ મારું ઉર કદી રહ્યું, બન્ધુ! છે અન્ય વાત,
ભાઈ, મારાં કઠિન વચનો સાંખજે વજ્રપાત.'
આ સૃષ્ટિમાં ઉર ઉર તણો કોઈ દિ' મેળ ખાતો?
તાળી મૈત્રી 'હિહિહિ હુહુહુ' સ્નેહ એમાં સમાતો!

રાગદ્વેષી છલબલ વડે નાચતાં પૂતળાંઓ
બેઠાં ઊઠચાં! થઈ ય શું ગયું, એ મળ્યાં ના મળ્યાં તો!
જીહ્વાગ્રે છો મધુ લળકતાં, હાર્દની માંહી દંશ,
પાત્રો ક્યાં છે અમૃત ઝીલતાં—વિશ્વનો પ્રેમ અંશ!

તેથી મારું દિલ કહી રહ્યું, ભાઈ રે! નગ્ન સત્ય,
પોલાં 'છો કે?' મુખ મરકડાં, દંભનાં એ અપત્ય,
આવ્યા તો શું, નહિ જ ફરકયા, તો ય શું ડોળ ઘાલું,
કાલું કાલું પડુ અટપટું, સ્નેહનું શું બકાલું?!

મારાં દ્વારો ગહન મનની શાન્તિ શાં બંધ મૂક,
મારાં દ્વારો ફિલસૂફી તણાં કાવ્યની ભવ્ય તૂક!
મારાં દ્વારે પ્રબળ ઊછળે મૌનનાં અટ્ટહાસ્ય,
મારાં દ્વારે, સ્મિત લહરી વા! ધન્ય પ્રજ્ઞા નિવાસ.

કિન્તુ કો દિ' પદરવ સુણું બન્ધુ હું દ્વાર મારે,
કમ્પારી કંઈ, નિભૃત ઉરમાં છૂટતી ભાઈ! ત્યારે,
રે રે ત્યારે ફડફડ કરું ખાલી કૈં પ્હોર ઓષ્ટ,
કે શું મારે કરવી પડશે, શું કરું વ્યર્થ ગોષ્ટ?!

× × ×

મારે દ્વારે પરમ સુખી હું, સર્વદા એકલો છું,
મારા સંઘે કવિ ફિલસૂફો, એકલો તો ભલો છું,
મીઠી ઊર્મિ, લલિત ઉરની, તર્કની ભવ્ય શ્રેણી,
સ્વપ્નો ચારુ-વિરલ વહતી-તેની દ્વારે ત્રિવેણી.

લ્હેરાવે શું નિકટ વસતી જ્ઞાનની પુસ્તિકાઓ
જ્ઞાન માની, વિરલ ઉરના છે અનેરા જ રાહો,
હું તો મારે મન નૃપતિ છું, જ્ઞાનશૃંગે વિરાજ્યો,
મારે ત્યારે જગની પડી શું, પૂર્ણ હું જ્ઞાન દાઝયો.

બેઠો લ્હેરું જિગર ઝરુખે નાનકેરી અટારી,
સ્વપ્નો જેવી, લલિત ઉરમાં, મંથરી ક્રિલારી.

× × ×

મારાં દ્વારો, સ્વજન બનતાં, આપતાં ધન્યમાન,
આઘાં રહેતાં, ઉર સરિતનાં-ડોળતાં તો ન ગાન,
આવે તેનો જરૂર ઘડી હું, પાડથી પ્રેમ માનું,
ના આવ્યાનું મુજ ગરીબનું જાણું હું લાડ છાનું!

આવ્યા તો હું ક્યમ કહી શકું ચોંટી આ તો ઉપાધિ,
ના આવ્યા તો મુજ ગરીબની, પારખી શું સમાધિ?
'આવ્યા' ભાવ્યા તકલીફ પડી કૈં, બાપલા તો પધારો,
ના આવ્યા ને–કદર બુઝી તો–કેમ કહેવું 'પધારો'.

'આવ્યા' તો છો ઉપકૃત કર્યો બાપુ, છો આંખ માથે,
ના આવ્યા તો નમન કરું છું, પાડથી બેઉ હાથે.
જાણે મારો પ્રભુ તલસું છું, સ્નેહની ઊર્મિ માટે,
'કિન્તુ ક્યાં છે?' હૃદય અતિથિ–કેટલી જોવી વાટે?

# શારદાની મૂકવીણા

(માલકોશના આછેરા સૂર)

હરિ! મારી કાં અચેત શારદાની મૂકવીણા?
અમે ઉર ચન્દ્રિકા મધુબિન્દુ કાં નવરમ્ય ઝીણાં?!
હરિ! શુચિ જ્યોતિ સંગમે હૃદય બુદ્ધિ પ્રભાના,
મધુ રસબિન્દુના હજી છૂટતા નથી કેમ પાના?
પ્રભુ, લ્હેરાવું પળવિપળ શુચિ તુજ પુણ્ય ખોળે,
હજી તો કાં ન ઉર ઉછાળ, ઊઠે ઊર્મિ છોળે?
હરિ, મુજ શ્વાસ ને ઉચ્છ્વાસ કાં ન મધુર મ્હેકે,
વિભુ, રસલહરીને વિશ્વાસ ન કાં જીવન લ્હેકે?!
હરિ, કહું કોને પૂર્ણમત્ત મસ્ત હું કલાપી?
હરિ, કોને જીવનરક્તબિન્દુ બિન્દુ તૃપ્તિવ્યાપી?!
હરિ, વીણાધાર મત્ત શારદા મયૂર ડોલે,
ઊભો કો સમીપ વેણુ વેણુધર ઉરાડે ઉર છોળે.
જીવન કલગાનના કલ્લોલનું મધ્યાહ્ન મ્હાલે,
પ્રભાકર પ્રાણનો ઉર તૃપ્તિ ગીતે ઉર ઉજાળે!
મધુરવ ધન્ય રસાત્મની જીવન ધૂન ધમકે,
ખીલે શુચિ પૂર્ણિમા શશી પુણ્યને સોહાગ ચમકે.
હરિ, ભરતૃપ્તિએ મુજ નાચે રસાત્મા મયૂર,
હરિ, એ પુણ્યપર્વણી હજી કાં દૂર દૂર?
હરિ, મારી શારદાની સૂની પડી મૂકવીણા,
હરિ, ભરો સૂર જીવન ઝણી ઊઠે ઉર પ્રવીણા!

# સૌન્દર્યની દેવીને

(સ્રગ્ધરા)

દેવી સૌન્દર્યની શી, મધુમય સુરખી, નિત્ય સર્વાંગ છાંટે,
તારી લીલા અનાદિ ગતિ, મતિ કૃતિને આકૃતિ ભવ્ય રંગે,
રંગે વિશ્વ મનુષ્યો હૃદયઅમૃતથી તારી આ દેવવાટે,
સન્તો હાર્દે વસન્તે પ્રકટ કરતી તું, આજ તો કાં ન સંગે?!

રે રે હું તો અકેલો હૃદયભવનના મુક્ત આનન્દહીણો,
વીણા તારો અનેરા કુસુમ હૃદયની, તન્ત્રીના કાં ન છેડે?
આ સૂર્યે સુહાગી અભિનવ તું દ્યુતિ કાં ન એ દેવી દેડે?
આક્રન્દું છું, શું ઘેલો, કરુણ રવ કદી સાંભળે છે તું ઝીણો?

વ્હાલી સૂની ફીકી આ, કુદરત બધી એ તાજગી ક્યાં ગઈ એ,
રંગો ક્યાં ક્યાં રસીલા શુચિગિરિ સરિતાવારિ એ રંગહીણાં,
ને તારી એ સુધાની ફરફર ઝરતી આજ કાં મૂકવીણા,
હૈયુ વિશ્વે શું ખાલી, સુરધનુ તણી એ કાન્તિશ્રી ક્યાં ગઈએ?

અશ્રુ ખીણે પડેલાં, જનમનવન આ, મૂક સંવેદનામાં,
ગ્લાનિ મ્લાનિ નિરાશા કુદરત પર તો અશ્રુ વેર્યાં શું છાનાં?

# સૌન્દર્ય–ભાવના કુસુમ

(મન્દાક્રાન્તા)

આષાઢીલી મનભર રમે વ્યોમમાં વાદળીઓ,
લાવણ્યોની કુદરત કરે છાંટી એ રંગલીલા;
નર્તન્તીને ઉપવન વિષે ઊઘડે વા કળીઓ,
એનાં પાનો–નયન કરતાં માત્ર ઘેલાં રસીલાં!

હેમે રંગ્યાં ગિરિશિખર એ દિવ્ય હિમાદ્રિ કેરાં,
એ સૌન્દર્યો તરલ વિરલે યા નિશા સ્વપ્ન-જાળ;
સૌન્દર્યોના નયન કરી લે પાન મીઠાં રસાળ,
રાજે છાજે લલિત ભભૂકાં છાંટણાં ત્યાં અનેરાં.

સૌન્દર્યોને કુસુમ ઝૂલતું ચારુ શું ઓસબિન્દુ,
તારી ચારુ લલિત કૂમળી આંગળી એ રમું ત્યાં,
તેજોરાશિ વરદ વપુના આ પીતાં એ દમું ના!
સ્પર્શે-ડંખે જિરવી ન શકે, પ્રેયસીનો સુખેન્દુ.

(અનુષ્ટુપ)

ભાવના છે, કલ્પના છે, સૌન્દર્ય વસ્તુતઃ નથી,
અસ્પૃશ્ય તેજનું સ્વપ્ન પ્રસ્તૃતે વિદ્યુતે નથી?

# સૌન્દર્યોના ભોક્તાને

(મન્દાક્રાન્તા)

સૌન્દર્યોનાં સ્થળ સ્થળ ભર્યાં, પૃથ્વીમાં, વ્યોમ માંહી,
સૌન્દર્યોનાં પળપળ નર્યાં, આંખને બાઝતાં શું?
સૌન્દર્યો આ ગિરિઝરણમાં ચન્દ્રની કૌમુદીમાં,
સૌન્દર્યો આ શિશુવદનના હાસ ઉલ્લાસમાં શું?

સૌન્દર્યો આ સરસરિતમાં અબ્ધિ આનન્દ છોળે,
સૌન્દર્યો આ ખુલતી ખીલતી પાંદડી પદ્મ મોળે,
સૌન્દર્યો આ શું પરભૃતિકા પંચમે નાદહેલી,
સૌન્દર્યો રહે કુસુમ કુસુમે સૌરભે રૂપરેલી.

સૌન્દર્યો આ નભમંહી હીંચે તારકે તારકે જો,
સૌન્દર્યો આ અનિલ લહરી શું પરાગે સીંચે જો;
સૌન્દર્યોનો રસનિધિ ભર્યો ભવ્ય બ્રહ્માણ્ડ આ જો,
સૌન્દર્યોના રમ રસ તણા માંડ કુમ્ભો મુખે તો.

સૌન્દર્યો શું શશી સુખી તણાં અંગ અંગે સમાયુ,
બ્રહ્માણ્ડોમાં સભર ભર્યું એ મોહનીમાં શું માયુ;
સૌન્દર્યોના નિરખી ઘડી લે નાચતા આદિ સ્રોત,
સૌન્દર્યોની નિરખી ઘડી લે ભવ્ય તે આદિ જ્યોત.

સૌન્દર્યોનાં ગહનતમ એ માધુરી કુંજ મૂળ,
જેને મ્હોને વિરતિ કરી લે, રોક ને દૃષ્ટિ સ્થૂળ;
સૂક્ષ્મે ચારુ રતિ તું વરી લે દૃષ્ટિ એ સર્વગ્રાહી,
સૌન્દર્યોના અમર કુળની જ્યોતિમાં લેની ન્હાહી.

ભોક્તા થા તું પ્રભુ પ્રિયતણા ચન્દ્રનો પુષ્પને ને,
ભોક્તા થા તું કરુણ પ્રભુની આ પ્રસાદી રૂડીનો;
સૌન્દર્યોનાં સ્વરૂપ મધુરાં, જોઈ લે ભાવગમ્ય,
સર્વે માટે અમર લૂંટ આ રૂપરાશિની રમ્ય.

આકાશે આ કમનીય કુંળા રંગ ફૂટી રહ્યા છે,
આહ્લાદે ને ઉર ન ભરતી રંગની રૂપલીલા,
સૌન્દર્યોના અમર રસના થાય જ્યાં યે રસીલા,
મ્હાલે બ્હાલે રતિ રસદ્યુતિ એકલા કો' રહ્યા છો?

સૌન્દર્યોના ગહનતમ તું સુણ્ય પાતાળનાદ,
સૌન્દર્યોના અમર રસના ચાખી લે ગૂઢ સ્વાદ,
સૌન્દર્યોના ગહનતમ આ સ્પર્શનાં સ્વપ્નજાદુ,
સ્પર્શી લે તું મધુ મૃદુલતા રે ત્વચા રૂપ સ્વાદુ.

સૌન્દર્યો આ પ્રકટ પ્રભુનાં ફૂટતાં જે સ્વયંભૂ,
પી પી મીઠા અમૃત ઘૂંટડા આજ તો આંખડી તું;
સૌન્દર્યોના રસ રસતણી આ સમાધિ મંહી તું,
ડૂબી જાને અમૃતનિધિમાં, ડૂબકી મારતો તું...

સૌન્દર્યોની અમર દ્યુતિની સાધના વિશ્વકુંજે,
સૌન્દર્યોની હૃદય મહી—આરાધના પ્રાણ ગુંજે,
ભોક્તા થાને અમર રસનો યોગીની દષ્ટિથી તું,
સૌન્દર્યોના ભર ભર મુખે આ કટોરા મુખે તું...

સૌન્દર્યોનાં ધન નિધન જો ભોગવે માત્ર વ્યષ્ટિ,
સૌન્દર્યોના રસનિધિ ભર્યા, મ્હાલતી જ્યાં સમષ્ટિ,
સૌન્દર્યોની અમરદ્યુતિનાં ત્યાં જ સાફલ્ય દીઠાં,
ભોક્તા થા તું પ્રણય પ્રણવે ચાખી લે સ્વાદ મીઠા.

## ૯. અનુભવ નિકર્ષ

(અનુષ્ટુપ)

(૧)

જ્ઞાનગજ ઉછાળે છે, શૂંઢમાં વારિ મોકળાં,
અનુભવ વારિબિન્દુ કહે-મૌનાસ્ત્ર તને મળ્યાં!

(૨)

સઘળાં અસ્ત્ર શસ્ત્રોમાં મૌનાસ્ત્ર છે જ કારમું,
શત્રુનાં કાળજાં વીંધે—સુદર્શને હું તો રમું.

## સ્વપ્નિકા

(શિખરિણી)

ઠહે છે સ્વપ્નોમાં ગગન ગરવે આત્મ ઊડતો
ન તો ક્યાં પાંખોમાં વિધુ ઉડુગણો–રમ્ય કિરણો;
સુહે છે સ્વપ્નોમાં રસનિધિતલે આત્મ બૂડતો
ન તો ક્યાં આંખોમાં શુચિ ઝળહળાં મૌક્તિક કણો?

ન આ આત્મા મારે સત રસધિ પાતાળ ડૂબકી
ન આ ઘોડા પ્વાબી ઘટ્ઘટ મંહી રે થનગને,
ઠુંપે આત્મા પાંખો સ્થળ સુપળ બન્ધે શું ગગને
નહીં ક્રીડાગારે અગમનિગમે સત્ય ડૂબકી!

પુનઃ ક્યાં સંસારે નિત જીવનને રાસ–કૂદડી?
ભયો આશંકાને સ્મૃતિભવ .અરઘટ્ટઘટિકા
ન ક્યાં સ્વપ્નાગારે નયન શયને શ્રી મધુરિકા
જૂની આશા જૂની પુનરપિ પુનઃ આ ચકરડી!

(અનુષ્ટુપ)

જૂની જંજીર ના ત્રુટે, એની એ સ્થૂલ શૃંખલા,
નવાં સ્વર્ગો નવી પૃથ્વી, રચે ના કેમ સ્વપ્નિકા.

## આવો, ગુલાબ ને મોગરા ગાયે

(બિહાગ–ત્રિતાલ)

આવો ગુલાબ ને મોગરા ગાયે,
સકલ સૃષ્ટિ રસ રસમાં ન્હાયે
કરુણાકર કટોરા પાયે,
વિધુમધુ મલક છલકાયે....આવો૦

દૂર વિદૂર ધ્વનિ પ્રતિધ્વનિ શું?
સ્વર સૌરભ લ્હેરાયે,
રંગ, રૂપ, રસ, ગન્ધ સકલ એ
ઓત પ્રોત—થાયે....આવો૦

કોકિલા ઉર બંસરી વેરે
સૌરભ સૃષ્ટિ ભીંજાયે,
તરુલતા પુષ્પો શિશુ મુખડે
મરકલડાં સોહાયે,
રસ ચન્દની ઢોળાયે....આવો૦

કમલ કુમુદ મુખડે બંસરિયાં,
કોકિલ કંઠ સુરભિ લહરિયાં,
શ્રવણે સ્વાદ ચખાયે
રસના એ રવ સુણાયે,
એવા અગમનિગમની છાયે
... ,ભવના ભેદ ભુલાયે....આવો૦

અલખરજની અલક લટોથી
કિરણ કિરણ વેરાયે,
સર્વતોભદ્ર મુખી સૌન્દર્યે
ઉર ઉરમાં શમાયે....આવો૦

શશી બાલા તારિકા સુન્દરી
ચાલતી ભોમ દેખાયે,
આ શું આવડે કેરું સરિતાસર–
સાગરથી ઉડાયે?....આવો૦

સાન્ત અનન્તની સન્તાકૂકડી
નર્તન આ શું થાયે?
આજ વિરાટ ચડયો જ્યાં રમણે
સ્વપ્નશ્રી વેરાયે....આવો૦

### ૯. ઉકરડે તો

(ઘ્યંજેની ગીત)

ઉકરડે તો રત્ન પડ્યાં છે,
વીણનારાંને કૈંક જડ્યાં છે,
જીવન ખાતર ભલે સડ્યાં એ,
ગુલાબને ખીલવે.

# વાગીશ્વરીની વીણા

(કલ્યાણનો આછેરો લય)

વાગીશ્વરી, વરદ તવ વીણા, શુચિ વૈર મધુર રવ ઝીણા,
અદૃષ્ટ અંગુલિ નર્તતી તારી ઉરતન્ત્રી પર ધન્ય પ્રવીણા.
ગાન લહરી સંવાદી જગવે, રસમય કરી ઉરે રસહીણાં
એ જ સનાતન, એ જ પુરાતન, ગાન પુરાણાં નિત્ય નવીનાં.
—વાગી૦

ઉર-વેણુમાં ઝરણાં ફૂટે, ખળળ ખળળ ધન્ય અમીનાં,
લસતાં હસતાં શાં ઉરને દગ બ્રહ્મપરાગે બની રસલીના;
વૃત્તિ બને શું દીન અધીના મહેરામણની મીન વિલીના,
વિચિ વિચિ ભરતી વેગ શું ભારતી, જ્ઞાનામૃત તણી મસ્તીના.
—વાગી૦

તવ કરુણા કટાક્ષે જાગે તેજ તરંગ વૃત્તિ લયલીના,
મિતમિત સ્મિત ફુવારા ફૂટે તવ મુખડે પ્રસન્ન પ્રવીણા;
આનન્દ જ્યોતિ, અમૃતજ્યોતિ હૃદયે જ્ઞાનગાન અમીનાં,
અક્લિન્ન વૃત્તિ, અભિન્ન વૃત્તિ અભિન્ન શ્રીધી વિધુમધુ લીના.
—વાગી૦

પુણ્ય ધવલ શુચિ'વસના મૈયા, દર્શનિયે થનગનતાં હૈયાં,
તવ દર્શનશ્રી, તવ સ્પર્શનધી, પામે હૈયાં મૃદુલ રવૈયાં;
હંસવિરાજીત વેરે મિતમિત, પુણ્યધવલઅમૃતમયશ્રીસ્મિત,
મનોમન્થને ચિત્તે લાધે, આનન્દ વિત્તે શું નવનીત.
—વાગી૦

# સૌન્દર્યની વ્યાખ્યા

(સૌન્દર્યની દેવદ્યુતિ કઇ છે?)

જેને સુદર્શન–માત્ર–સર્વે
વિકાર જ્વાળા શમી જ્યોતિ થાય
જે જ્યોતિના રશ્મિ મંહીથી ફૂટી
માતાની મૂર્તિ તણી ઝાંખી થાય.

સંભારી દે જે ભગિની જનેતા
સૌન્દર્યનાં તે અમીની પ્રણેતા,
એ લોચનોની કુંળી દેવદ્યુતિ,
શમાવતી પાર્થિવ લાલસાઓ.

જેની અધિષ્ઠાત્રી કન્દર્પકાન્તિ
લાવણ્ય ત્યાં ક્યાંથી જ રૂપ ભ્રાન્તિ?!
જેના વિધાતા શિવ છે તપસ્વી
અનંગને ભસ્મ કરન્તી 'ધન્યા
સૌન્દર્યની આપું શું અન્ય વ્યાખ્યા?

# મારાં કાવ્યે

(મન્દાક્રાન્તા)

મારાં કાવ્યે જીવનરસની ઈશને માગણી છે,
મારાં કાવ્યે નિભૃત-દગનાં એક છે અશ્રુબિન્દુ,
મારાં કાવ્યે લલિત કુમળી ભક્તિ વા લાગણી છે,
મારાં કાવ્યે સતત ખીલતો પૂર્ણિમાનો રમેન્દુ.

જ્યોત્સ્ના ફેરે અમૃત ઉરનાં નિત્ય કલ્યાણકામી,
સૌન્દર્યોનાં ઝરણ ઝરતાં હું કરું નિત્ય પાન;
ચન્દા તારા કુસુમ લતિકા આપતાં દૃષ્ટિ દાન,
વિશ્વાત્માના ઉર ધ્વનિ ઝીલું, ભદ્ર સૌન્દર્ય પામી.

મારે હૈયે ધડક ગીઠી છે વિશ્વ સૌન્દર્ય જોવા,
હું તો દુઃખી પરજન દુઃખે, એ જ છે નેત્રધારા;
આનન્દું છું પરજન સુખે, એ જ હૈયે ફુવારા,
ઊન્ડાં આંસુ ધડક મીઠી છે પારકાં કાજ સેવા.

(અનુષ્ટુપ)

આછેરા એ વિચારો છે, સર્વતોભદ્ર ભાવના,
દૃગે ઉરે પ્રભુ ભીતિ, પ્રેર્યા પુણ્યલ અશ્રુ વા.

## સ્વપ્નો : મારાં કે તારાં!

(અંજની ગીત)

આત્મા સૂતો, જ્યાં અત્યારે,
ધુવે સુધાંશુ, જ્યોત્સ્ના ધારે
અનન્તાને કો પગથારે,
મારાં સ્વપ્ન રમે. ૧

રજની તારક ઝીણું ગાતા,
શાન્ત સમીરે વેણુ વાતા,
ત્યારે તારાં નયણે ન્હાતાં
તારાં સ્વપ્ન રમે. ૨

ગુલાબકળી પર ઝાકળ-બિન્દુ,
એવાં અશ્રુ ઝૂલે મુખઇન્દુ,
જ્યાં ચુમું એ મુખ શરમિન્દુ,
મારાં સ્વપ્ન રમે. ૩

થાકેલું શિર તારે ખોળે,
ઝૂકયું એ રસનિર્ઝર ખ્હોળે,
જ્યાં મુજ વદને ચાંદની ઢોળે
તારાં સ્વપ્ન રમે. ૪

તુજ અંગુલિ એ કુમળીમાં,
અમી કટોરી મને મળી જ્યાં,
યુગ યુગ વાંછા શકે ફળી જ્યાં,
મારાં સ્વપ્ન રમે. ૫

ઇન્દ્રધનુ સમ સુતનુ તારું,
લલિતતનુ ગોરડિયુ પ્યારું,
પ્રકટ દર્શન અભિનવ ચારુ,
તારાં સ્વપ્ન રમે. ૬

મારી ઉર-નિરાશ નિશામાં,
દિગન્ત પારે સર્વ દિશામાં,
કરે કેફ સૌન્દર્ય નિશામાં
મારાં સ્વપ્ન રમે. ૭

આજે ઝાંખી થાય ઇલાહી,
મુજ મુખ તારે કેશે છાઈ,
પ્રકટ પ્રણયને રંગ ભીંજાઇ,
તારાં સ્વપ્ન રમે. ૮

## ૧૦ એકાન્ત

(શિખરિણી)

યુગે તો પોતાને ઘડમથલ માંહી સહુ વસે,
વસે જે એકાન્તે યુગયુગ હસે–જીવિત લસે,
યુગોની સમૃદ્ધિ અમર વિભવે નાથ! હું ખીલું,
રમુ એકાન્તે ને અમૃતરસથાળો પ્રણુ ઝીલું—

# મધુની મનીષા

(હરિણી)

મુજ નયનમાં ભદ્ર દશ્યો, સુસ્વપ્ન અટારીઓ,
લલિત ભવનો સૌન્દર્યોની, સુકુંજ નિકુંજ કૈં,
પરિમલ ભર્યા પુષ્પો કેશ નિતાન્ત સુપુંજ કૈં,
અવિરત રમો કલ્યાણી એ શુચિ ઉર-કામના. ૧

મુજ શ્રવણનાં વીણાનાદો ભરો નિજ ભારતી,
કમનીય કુળાં ઋચા ગાનો, અનાહત નાદ કૈં,
પ્રતિદિન વહો બંસી ગીતો પ્રભો! રસકુંજના,
રવ કલરવે માધુર્યોની રમું રસ મ્હેફિલે. ૨

ખલખલ તણી ધારાઓને વહો નિત અંગમાં,
નસનસ મહીં ચૈતન્યોના સુસ્વપ્નલ રંગમાં,
રસરસ ભર્યા આહ્‌લાદોને ભરો શુચિ આયુમાં,
સુરભિ સુરભિ, વાસન્તી આ સનાતન વાયુ ત્યાં. ૩

(અનુષ્ટુપ)

સ્વસ્તિ! સ્વસ્તિ નિનાદો હો, પ્રભુના નિત ઉરમાં,
જીવને તીર્થ ધામે હો, પ્રભુનું રસમન્દિર. ૪

# એક તારો

જગત સંગીત મ્હેફિલમાં સુહૃદ! હું એક તારો છું,
રસનિધિનાં ઊંડાણોને અટુલવો એ કિનારો છું.

અગારા આંખ મુજ મારે, ફૂટે કંઈ પ્રાણથી તણખા,
ફુવારા જ્યોતિ વા જ્વાળા, તણો હું એક ધારો છું.

ઊડે છો સહસ્ર શતધારા પ્રણયનુ એક છે કેન્દ્ર,
પ્રણયના યાત્રિકો કેરો હું અમૃત ઓવારો છું.

દિદારે દર્દને દીપ્તિ, સુહે સહુ સ્થૂલને ભેદી,
હૃદયના તત્પુરુપ કેરો, હું તો વિદ્યુત અગારો છું.

જગતના અટ્ટહાસ્યે હું, જગતનુ ઉષ્ણ અશ્રુ હું,
જગતના ઘોર ને કારી, જિગર આર્ત્ત પુકારો છું.

ન જાણો ઇન્દુનાં કિરણો, શિખા વા અગ્નિની નાચે,
થનગને અંગુલિ મારી, જગતનાં વિષ પીનારો છું.

સળગતી પ્રાણ મારામાં વિષમ વડવાગ્નિની જ્વાળા,
અમૃતનો મૃત્યુનો હું તો આખરી ઉતારો છું.

# જાગો, જાગો અન્તરગાન

(૧૯૪૯)

જાગો જાગો અન્તરગાન, યુગથી સેવી રહ્યા શું નિંદ,
ત્યાગો ત્યાગો સમાધિ મૌન ઊઘડો ઊઘડે જ્યમ અરવિન્દ.
પાંખડી પાંખડી થનગન નર્તન, મુક્ત આનન્દ વિહાર,
વાતાવરણે કણકણ ભરી ઘો જીવનસૌરભ સાર.

શબ જેવાં મારાં સ્વપ્ન પડી રહ્યાં પ્રાણહીણાં નિર્જીવ,
પ્રભુના અંગુલિ સ્પર્શ બની રહો ભાવ ભર્યા ને સજીવ;
ગાન-ફુવારે ચેતન-ધારે, શબ સ્વપ્ન બને શું સજીવ,
થનગન પાંખડી આત્મારામનાં નર્તી રહે રાજિવ.

જનજનની આન્તર લક્ષ્મીનાં ગીત બનો ભાંડાર,
વનવનની સૌ સ્વપ્ન સૌરભના ગીતે હો સંચાર;
જીવન શુદ્ધિ વિશુદ્ધિના ભરજો, ઇન્દ્રધનુ શા રંગ,
હળુ હળુ મીઠી હલકે મુજ જાગે સ્વપ્ન તરંગ.

આનન્દ નર્તન ઉરે ભરો ભરો, શુચિ કલ્યાણના કોષ,
ભરો ભરો મુજ પ્રાણે પ્રતિષ્ઠા, જીવનના ને જોસ;
કવિહૃદયને ઊડવા પાંખો છે, નિર્મુક્ત ગાન વિમાન,
પેલા દેખાય આનન્દ ઓવારા : ગાન કરાવો સ્નાન.

## ખ્વાબી ખુશબો

(સ્રગ્ધરા)

મારે ઉરે મજાનું કુસુમ મલકતું, દિવ્ય રહેતું પ્રકાશી,
ભાંગેલી ને તુટેલી સકલ વિરૂપ આ જીર્ણ ને વસ્તુ વાસી,
ખ્વાબીને તે ખુદાઈ લલિત કુસુમની શી કરે છે જ હાંસી,
ખાતું લ્હેરે હિલોળા વરદ રમતિલું, કોમળું ને સુવાસી.

મીઠી રાડયે શિશુની, કિચૂડ શકટની ચીરુડાટી ચીસો એ,
લોકોની ખુમરાણો ગિબત ગભરુએ રોગને એ ઉદાસી,
ખ્વાબીને તે ખુદાઈ, લલિત કુસુમની, શી કરે છે જ હાંસી
ખેડૂ કે ગ્રામવાસી ખબખલ ખબતા પાદઘોષોની ર્ભમિો.

વિશ્વે આ વક્તા શી ગર્મી વિલપન ને ક્રન્દનો અશ્રુ સર્વે,
વૈષમ્યો વૈમનસ્યો, મલિન શું કટુતા ખેદને ભેદ ભાગી,
ખ્વાબીને તે ખુદાઈ લલિત કુસુમની શી કરે છે જ હાંસી?
પાડે છે શું ખલેલો મુજ હૃદય તણાં પ્રેમ આનન્દ પર્વે.

મારે તો બાંધવાં છે નવૉન પૃથિવી ને ભવ્ય કો નવ્ય સ્વર્ગ,
મારે ઉરે પ્રભાતે ઊગી પ્રસરી રહ્યું, શું વરેણ્યશ્રી ભર્ગ.

# કર પ્રિયતમ! મુજ અન્તર ખાલી

(કલ્યાણનો લય)

કર પ્રિયતમ! મુજ અન્તર ખાલી,
પાઈ પીયૂષની પેલી પ્યાલી......કર૦

નાથ રહે શું ન્યૂન બનું જ્યાં, અણુએ અણુએ હું શૂન્ય?
શૂન્યની પાર તો સોઽહમ્ સોહે, પછી શું પાપ ને વળી પુણ્ય?
કર સ્વર ખાલી, કર ઘર ખાલી,
અવર કયે અવસર ગુલાલી?
કર ઉર ખાલી, કર દગ ખાલી, કર કિંકરનો કર પણ ખાલી
ખાલી ખાલી થતાં નાથ રહું, અઢળક નૂતન લક્ષ્મી મ્હાલી.
લે મુજ સ્મૃતિ, શ્રુતિ દષ્ટિની દ્યુતિ,
વૃત્તિની, કૃતિની આહુતિ,
રહું પામર દષ્ટિ હું ઢાળી,
તેજ તેજ શું અંશુમાલી?......કર૦

આવ ખુલી મુજ અન્તરની છે, સર્વ આ જો બારી જાળી,
અક્ષયપાત્ર પ્રભુ ઉભરાશે, ખાલી કર ભોજનની થાળી.
અર્પું તને બિન્દુ એ બિન્દુ,
ત્યાં ઉભરાય સુધાનો સિન્ધુ,
નાંખી નીચોવી આશ રસાળી,
અમર ભૂમિ ત્યાં રહે ફૂલીફાલી.......કર૦

અલકાથી અનુપમ મલકાશે રંકની નાથ મધુર મહુલી,
પેલાં લોચન દિવ્ય ઊઘડશે, નિરવધિ ધી આનન્દે ડૂબી.
પ્રભુ! પામરતાં બહુ પંપાળી
આજ ઉરે લે ચાંદની ચાળી

## ૧૧. મીઠાં કાવ્ય

(અનુષ્ટુપ)

મીઠા કાવ્ય રચ્યાં પ્હેલાં મીઠડાં જીવવા પડે,
જીવન કવિતામાંથી કાવ્યશ્રી મધુ..સાંપડે.

## સ્મૃતિની વિસ્મૃતિમાં

(શાલિની)

કો પામ્યું છે સત્ય સૌન્દર્યનો વા,
ઊંડો આત્મા વાણી ઋતંભરાનો ?
ત્યારે શું છે અમૃતે અનૃતે વા?
સ્વપ્નાભાસી ફૂટતા બુદબુદો સૌ.

કઈ કીકીએ મીટમાં સર્વ માપ્યાં,
સૌન્દર્યોનો સાર વૈરૂપ્ય દીઠાં,
વૈરૂપ્યોને આત્મ સૌન્દર્ય મીઠાં,
પુણ્યે પાપો, પાપનાં પુણ્ય ભાળ્યાં?

કોનું આખું કોનું હૈયું તુટેલું,
કોની સાચી, કોની કાચી પરીક્ષા?
એ પ્રશ્નોની સાચી અગ્નિસમીક્ષા.
જે દૃષ્ટિમાં, સાર નિઃસારમાંનો
નિઃસારે ને, ગર્ભ છે સારમાંનો.

(અનુષ્ટુપ)

સ્મૃતિની વિસ્મૃતિમાં, આશાનાં નૈરાશ્યમાં
સત્યનાં સ્વપ્નમાં ઝુલું, અશ્રુનાં વા હાસ્યનાં

## અમૃત ને અનૃત
(મિશ્રોપજાતિ)

શું વિશ્વતોભદ્રમુખી સુદૃષ્ટિ,
શું ઇષ્ટ છે ને વળી છે અનિષ્ટ;
ઋતંભરા શું વળી ભાવસૃષ્ટિ,
સત્યે-અસત્યે ન રહ્યું અભીષ્ટ?

શું અમૃતે અનૃત ના રહ્યું છે?
ને અનૃતે અમૃત દૃષ્ટિ સૃષ્ટિ,
વિશ્વંભરા માર્મિક સૃષ્ટિ દૃષ્ટિ,
અભેદના અનૃતને ઋતે એ?

દુરત્યય સત્ય તણો જ આત્મા
પાતાળપાણી સતઋત પ્રાપ્તિ,
કોને થઈ અમૃત પ્રાપ્તિ આપ્તિ;
પામી શક્યો કોણ હશે રસાત્મા?

અનિષ્ટમાં ઇષ્ટની કાન્તિ શાન્તિ,
ઇષ્ટે વળી શુભ, અનિષ્ટ પાન્તિ?!

## ઇષ્ટાનિષ્ટ

(મિશ્રોપજાતિ)

કેનું સાજું, કેનું હઇડું ત્રુટેલું,
કેની કાચી, કેની સાચી કસોટી?
કેનું સોજું, કેનું હઇડું ફૂટેલું?
શું છે સત્યે, ખ્વાબી વા વાત ખોટી. ૧

શું છે ભદ્રે, વારુ, વા છે અભદ્રે,
માંગલ્યોમાં આત્મ અમંગલે ના?
ભદ્રા કામી દૃષ્ટિ ધૂર્તે ખલે ના!
વૈરાટ્યે શું વામને વા શું ક્ષુદ્રે? ૨

એ પ્રશ્નોને તે જ જાણે ઉકેલી,
નિઃસારેથી તારી જે સાર ગર્ભે,
સારેથી વા તારી નિઃસાર ગર્ભે,
ગૂઢાનિષ્ટે ઇષ્ટની વિશ્વકેલી! ૩

ઇષ્ટાનિષ્ટે બ્રહ્મનાં જ્યોતિ ભાળે,
ધ્વાન્તે સ્વાન્તે તેજશ્રી સ્હોતિ ન્યાળે. ૪

# વિશ્વાત્મા

(શાર્દૂલવિક્રીડિત)

મારો આત્મ અગમ્ય મૌન જલધિ, છોળ રમે ને શમે,
ઘૂઘૂ છો ઘુઘવાટ વિસ્તરી કરે, બ્રહ્માંડમાં ચોગમે.
એનાં ભવ્ય ઊંડાણ ને ગહન એ વિસ્તારમાં શૂન્યતા,
સીમોલ્લંઘન કાળ ને સ્થળ તણું સાધે છ મૌનાર્ત્તતા. ૧

(હરિણી)

કિરણ કિરણ પ્રાચીમાંથી ફૂટે છ પ્રકાશને,
ઉદિત રવિનાં રશ્મિ વેરે દિગન્તની પ્યાસ તે,
કલરવભર્યાં પંખી ઝીલી પ્રકાશ શું ડાલવે?
સુરભિ લહરી અદ્વૈતોના પ્રબંધ શું જાળવે?! ૨

ચિરુડ કરતું ગાડા-પૈડું, જહીં નીકળી પડે,
નયન જલને દીવાલોની શું પાંપણથી દડે?!
મુજ હૃદયમાં પ્રત્યાઘાતો અને પરિકમ્પ એ,
ગુંજતી સુરભિ, કમ્પે રશ્મિ પછી ઉર જમ્પશે? ૩

(અનુષ્ટુપ)

દ્વૈતાદ્વૈત તણું ભાન, વિશ્વાત્મા શું કરાવતો,
મનોદત્તિ તરંગો એ રસાનન્દ ગજાવતો. ૪

# ફૂલદાની

(આશાવરી કે બિરવાનો આઠેનો લય)

અન્તર ફૂલદાની, મ્હેંકે વા તુજ પગલી છાની?
......અન્તરની૦

દિવ્ય પરાગે અન્તર જાગે, ઊર્મિમય પ્રતિભાની?!
હળુહળુ ઊઘડે દિવ્ય દૃગો શું પ્રેમલ આ પ્રજ્ઞાની?
મહેંકે વા ઉરની ફૂલદાની?
......અન્તરની૦

ઉરતન્ત્રીના છેડી તારો ગુણિયલ ગાની ગાની,
ભરકટોરી રંગલહરિયાં, અમૃત પાની .પાની,
વરસે પ્રેમસુધા સુરતાની.
......અન્તરની૦

ઉરછોળો ઊડે ગંગાની પાવક ઉર બળતાંની,
ઇન્દુકિરણ શી અંગુલી અડકી, કાન્તિ કોમળતાની,
ભારતી, તારી જ વાગ્પ્રભાની.
......અન્તરની૦

ઝરમર વરસે અમૃતસેરો માધુરી મેવલિયાની,
માનસીમૃાત થનગન નર્તે, અન્તર દેવલિયાંની,
મટકી ક્યાં એ સ્વર્ગ પ્રભાની.
......અન્તરની૦

સૌન્દર્યોનાં શમણાં સળકે, લહરી ઉર્વીણાની,
નાચે, રાચે, દૈવી વાચે, ગીતરવે ઝીણાની,
ઉર પ્રતીતિ સુન્દરતાની.
…… …અન્તરની૦

પળપળ કોમળ ભાવ વિમલ કર, લહરી લોચનિયાની,
ભરભર સુન્દર સ્વર ઉર પશે, સન્તાકૂકડી શાની?
ચારુ ચંપેરી શમણાંની.
.......અન્તરની૦

અત્તર મહેકે ભીતર, વા આ અન્તરદાની?!
દગમાં ઉરમાં છાઈ છબિ શી, ભારતી સુન્દરતાની?!
ફોરે આ શું અંતરવાણી?
…… …અન્તરની૦

## ૧૨. શેષ

(અનુષ્ટુપ)

ગાઈ નાંખ્યું આટલું તો નાચી કાં નવ નાંખવું?
કિલકારી કીકીયારી ગાને અશ્રુ ન ચાખવું?

કંઠેકંઠ લપેટી કોઈ, અગમ નિગમ ઊડવાનું,
અંગુષ્ઠ શા આત્મામાં શમતાં, વિશ્વે પડશું ન્હાનું.
વિરાટ-હિન્ડોળે હીંચવાનું
........શયનાગાર૦

ઉરેઉર વેદના થડકારા, ઝીલવા ઝીલવવાનું,
શોણિત ધબકાર રોમાંચે, અવનવું કૈં ઉષ્માનું,
મધુ કંઈક અનુભવવાનું.
........શયનાગાર૦

## ૧૩. જિન્દગી

(માલિની)

મધુર રસવિનોદી જિન્દગી નાટિકા છે,
ચડઊતર પડદાઓ જ્ઞાનની દષ્ટિ જોતાં;
કરુણ રસ વિષાદી જિન્દગી નાટિકા છે,
ધડક થડક દીલે ભાવના સૃષ્ટિ વ્હેતાં.

(અનુષ્ટુપ)

ચિન્તન દર્શને જોવાં ઘટે દશ્ય પ્રપંચ આ,
લાગણી સ્પર્શને તીવ્ર ઘટે જોવા ન રંચ હા!

## શયનાગાર સખી! આત્માનું

(અસાવરીનાં લહરિયાં)

શયનાગાર સખી આત્માનું
નિમન્ત્રણ તમને ખોલવાનું
.......શયનાગાર૦

આંસુનો પડદો ઉરદ્વારે, ખસેડી પ્રવેશવાનું,
સ્વપ્ન સેજડી પર પ્રાણ અડોઅડ, બેઉ બેસવાનું
પૂર્વ જન્મની સ્મૃતિ પ્રભાનું.
.......શયનાગાર૦

વિશ્વભરી વિષમતા, કટુતા અશ્રુ ઓઢવાનું,
ચંપેરી સ્વપ્નોની ચાદર, ઉપર પોઢવાનું.
કલ્યાણી! કલ્પલતાનું.
.......શયનાગાર૦

એ સુરભિ મન્દિરપ્રિય! આપણી, અલકાપુરીનું છાનું,
યુગયુગની સ્મૃતિ આશા સ્વપ્નો, ઓરસળીનું બિછાનું.
સહયોગે ગમશે ત્યાંહી સુવાનું?!
.......શયનાગાર૦

ખોલખોલ, પ્રિયે રસમન્દિર, આપણી એ અલકાનું,
પ્રકાશને પલકારે ઉર પર ઊછળી પ્રિય! પડવાનું.
હોઠેહોઠ મીઠી ગુંથવાનું
.......શયનાગાર૦

કંઠેકંઠ લપેટી કોઈ, અગમ નિગમ ઊડવાનું,
અંગુષ્ટ શા આત્મામા શમતાં, વિશ્વે પડશું ન્હાનું.
વિરાટ-હિન્ડોળે હીંચવાનુ
... ..શયનાગાર૦

ઉરેઉર વેદના થડકાર, ઝીલવા ઝીલવવાનુ,
શોણિત ધબકાર રોમાંચે, અવનવું કૈં ઉષ્માનુ,
મધુ કંઈક અનુભવવાનુ
. . શયનાગાર૦

## ૧૩. જિન્દગી

(માલિની)

મધુર રસવિનોદી જિન્દગી નાટિકા છે,
ચડઊતર પડદાઓ જ્ઞાનની દષ્ટિ જોતા;
કરુણ રસ વિષાદી જિન્દગી નાટિકા છે,
ધડક થડક દીસે ભાવના સૃષ્ટિ વ્હેતા.

(અનુષ્ટુપ)

ચિન્તન દર્શને જોવા ઘટે દશ્ય પ્રપંચ આ,
લાગણી સ્પર્શને તીવ્ર ઘટે જોવા ન રંચ હા!

# વિરાટની ઝંખના

(મન્ઞોપજાતિ)

મને ગમે ના દગ વહેંતિયા આ,
ગમે નહીં પામર દષ્ટિ સૃષ્ટિ,
વિશાળને ભવ્ય સુવ્યોમ કેરી
આનન્દની હાર્દે ઝીલે ન વૃષ્ટિ? ૧

ઘેરી વળ્યા પામર નાદ કર્ણે,
ને વર્તુળે ન્હાનકડે પ્રચૂર,
મારા શ્રુતિ–ભાન કર્યું ન એને,
વેરાય શા દૂર વિદૂર સૂર. ૨

ચુંટયાં બહુ તો કુસુમો કુંળાઓ,
ઇચ્છા ઉરે તારક તોડવાની,
રમ્યો ઘડી ન્હાનકડે કુંડાળે
પાંખો મળે ના નભ વીંઝવાની. ૩

શાને પ્રભુજી ઘર ઘોલકાં આ,
બ્રહ્માણ્ડનો ઘુમ્મટ કાં ન મારે?
નૌકા મનુ પામર જિન્દગીની,
હીલે ખીલે ના તવ એ કિનારે? ૪

ઠંડું શું ઠેકું મુજ કાળજું છે,
વીંધાયું એ ના હજી રામબાણે.
સુકાઈ સ્રોતસ્વિની વાલુકાને,
ઊડી રહી આ સહરાની પ્રાણે. ૫

કુંળી કુંળી પ્રેમલ લાગણી વા,
સંવેદના કારમી કાં ન લાધે?
ના દિવ્ય સ્વપ્નો ઉરઊર્મિતામાં,
ના ભવ્ય લાધે ઉર ના વિષાદે. ૬

મેધાવિની વિદ્યુત સ્પર્શ પામી,
પામી વિશુદ્ધિ ન ખીલે શું બુદ્ધિ?
પામી પ્રભાને પ્રતિભા ન જામી,
કુણ્ઠિત બુદ્ધિ મુજ ઋદ્ધિસિદ્ધિ. ૭

પ્રશસ્તિ શાને લઘુતાની નાથ,
નહીં પ્રભા હું પ્રતિભા ન પામું?
શું વ્યોમ પેલાં મૃગતૃષ્ણિકા છે!
પાંખો વિનાનું ઊડવું નકામું?! ૮

વિરાટ હો જો દગ દિવ્ય દશ્ય,
પ્રેમાળ હો જો સ્મૃતિ એ અવશ્ય;
ચહું ચહું છું ગતિ એ વિમાન,
ઝંખું હું ઇન્દ્રધનુની કમાન. ૯

વિરાટ બુદ્ધિ પ્રભુ ઉર ઝંખે,
વિરાટ સિદ્ધિ પ્રભુ દ્યો નિઃશંકે.
ના વામણા હાર્દની કામના છે,
ઝંખું વિરાટે શુભ નામના એ. ૧૦

પ્રાણુસ્ય - પ્રાણે નહિ દિવ્ય ભવ્ય
વિરાટની પ્રેમલ ચેતના કાં?
પુણ્યપ્રભાની નહિ આંખ ઝાંખે
સૌન્દર્ય કાન્તિ વપુ શ્વેત ના કાં? ૧૧

## ૧૪. પાગલખાનું

(સવૈયાની ચાલ)

વિચાર કરતાં દુનિયા દીસે આખર તો પાગલખાનું,
ઓછુંવત્તું પાગલ સર્વે કરી રહ્યા અહીં ધીંગાણું,
ચિત્તભ્રમે ચસકેલા દર્દી પર દુનિયાના અહીં ઠલવ્યા,
ઇસ્પિતાલ ગાંડાની દુનિયા – ખુદા કરે આમ જ ચલવ્યા.

## સ્વપ્નશિલ્પી

### (મિશ્રોપજાતિ)

મારે થવું છે પ્રભુ સ્વપ્નશિલ્પી,
સંસાર જન્તુ સ્વપ્નસ્થ થાય,
ને સ્વપ્ન એ ખલુ ઊડી જાય
મારે જવાં છે શુચિ સ્વપ્ન તો પી. ૧

મારે થવું ના પ્રભુ સ્વપ્નસ્રષ્ટા,
એ બુદ્‌બુદો તો ઘડીમાં વિનષ્ટા,
સૌન્દર્યદ્રષ્ટા નવ સ્વપ્નસ્રષ્ટા
સૌન્દર્ય શિલ્પી ખલુ સ્વપ્નશિલ્પી. ૨

પળે પળે જીવન કોતરું છું.
સૌન્દર્ય સ્વપ્નો મંહી હું મરું છું;
સૌન્દર્ય લેખા ખલુ સ્વપ્નલેખા,
આનન્દની કોતરું ભવ્ય રેખા. ૩

પળે પળે જીવનના બળે આ,
પળે પળે ફાલ નવો ફળે આ;
પળે પળે જીવન બિન્દુ બિન્દુ,
આનન્દનો ઇન્દુ, અમોઘ સિન્ધુ. ૪

તાણામંહી સ્વપ્ન વણી લઉંને,
વાણામંહી સ્વપ્ન ગુંથી દઉંને
એકેક રેખે, શમણાં મહુને
એને શું જીવનકાવ્ય કહેને? ૫

# જ્યાં જ્યાં કવિ ત્યાં સ્વપ્નવસંત

(લાવણી-સવૈયા)

અન્તરની આહ્‌લાદક સેરો, નાચે સરસ્વતી છીબહોઠ,
કવિઉર સાગર ભરતી ભરતી, એમાં આવે કદી ના ઓટ.

શબ્દ સૃષ્ટિનો ધન્ય વિધાતા
વિષમ વાયરા જ્યારે વાતા
કવિતામૂર્તિ મતિ ત્યાં શાતા.

વાણી શાં ઝીલે અનેરાં, શંકર પાર્વતી સમાં સજોડ,
એ તો મસ્ત મયૂરિયો મ્હાલે, ધન્ય ધન્ય કવિના કોડ.

ધન્ય કવિની સ્વપ્નસમાધિ,
બ્રહ્માનન્દની લહરી લાધી!
સ્વર્ગ ધરાને દીધાં સાધી.

કવિજન વીરડો ના હોતે તો જગસહરાનું શું એ થાત,
કવિને પગલે પ્રભાત ફૂટતાં કવિ વિણ જગતમાં રાત.

જગમાં તો છે જ્વાળા જ્વાળા,
જગની આંખે અશ્રુમાળા
કવિજન ધન્વન્તરી તો ભાળ્યા.

મેઘ ગડુડે, દુઃખડાં ઝુડે, કસણાયે જ્યાં સન્તમહન્ત,
વર્ષા હોકે, નિદાઘ તો કે જ્યાં જ્યાં કવિ ત્યાં-સ્વપ્નવસન્ત.

આંજે ને અવનિ અજવાળે
પાષાણોને રસ પલાળે
વાદલડીમાં ચન્દની ચાળે.
હર્ષ શોકને ઘેરે રંગે, કોની ચન્દની, અમૃત છાંટ,
અમૃતલોકના વ્હેવારિયોને, સુરભૂમિમાં કોની આંટ!

શિશુ સુન્દરી આંખલડીમાં
આર્ષ દર્શન કોનું ઘડીમાં
કોણ ઉકેલે, કોણ ઉકેલે, બ્રહ્માણ્ડોના ભેદ અનન્ત,
ગીતા ગાયત્રી, વેદઋચા શી, કોની કીકીમાં સ્વપ્નવસન્ત?

કોણ ખીણુથી હયે છ ઉછંગે,
અશ્રુ ખીણુથી આનન્દ શૃંગે
અજ્ઞાન ગર્તથી દિગ્દિગન્તે,
કોણ કરાવે, કોણ કરાવે, વિસ્તૃત વિયતે ઉડ્ડિન ગાન,
ઉર્ધ્વ ઊર્જિત, નિત્ય નૂતન, કોણ કરાવે ભાન વિતાન!

કવિજન તો છે સ્વપ્નદ્રષ્ટા,
યુગદ્રષ્ટા ને યુગસ્રષ્ટા,
કોણ કવિ શો છે રસસ્રષ્ટા,
કવિની નાની કીકીમાં શું રમણે ચડતો બ્રહ્મવિરાટ,
ઋષિ મુનિ દ્રષ્ટાનાં શોભે, શાં વર્ચસ્ કવિને લલાટ!

# વૈશ્વાનર ક્યાં તુજ અગ્નિઝારી?!

(અસાવરીનો લય)

માગી માગીને માગું વૈશ્વાનર,
એક જ દે ચિનગારી?
જ્વાળામુખીના ઉર ભડકા દે,
આસ્ત આરજુ મારી
વૈશ્વાનર ક્યાં તુજ અગ્નિઝારી?

ચાંદા સળગે, સૂરજ સળગે,
એની શું અધ્યારી?
સળગી ઊઠે ના જો તુજ ઝાળે,
સ્વપ્ન અટારી મારી?!—વૈશ્વાનર૦

એક તણખલીએ જાયે શું,
ભવની ભાવટ ભારી,
સળગ, સળગ ને શોણિત બિન્દુ,
ભડભડ પ્રાણ પધારી.—વૈશ્વાનર૦

અંગે અંગે રન્ધ્રે રન્ધ્રે,
તણખે દેને તારી
જ્વાળામુખીમય ઉર ઉર મળજો,
ઈશ પ્રસાદી પ્યારી.—વૈશ્વાનર૦

સળગો શમણાં, સળગો જીવન,
કલ્પન સળગો સારી
આશા સળગો, નૈરાશ્યે સળગો,
દીપકમાળે તારી.–વૈશ્વાનર૦

કંથાના કોડો જ્યાં જાગ્યા,
ખલક બની જ્યાં ખારી,
ભગવું બન્યુ જો હૃદયે મારું
માણું પ્રાણ પોકારી.
દયામય! અગ્નિઝારી તારી.

તારે દ્વારે જ્યોતિર્ધારે,
સર્વે જાળી બારી.
ઝળહળ ઝળહળ ઉર મન્દિરિયે,
ગુણિયલ, પ્રકટ, પધારી,
દાખવ દર્શનની બલિહારી!.

રોમ રોમ હો દીપકમાળની,
પુણ્યપ્રસાદી તારી,
રંગમહેલમાં પ્રકટો પ્રભુવર
કરાલ કરુણાધારી,
છબિ હો! નૈનન ધારકિનારી.

હૃદયકમળની સોળે સોળ જ,
સળગો પાંદડી પ્યારી,
તણખે તણખે દર્શન તુજ હો,
પ્રેમલ પાવનકારી
કર હે! અનલ તણો અધિકારી.

તન હો તણખે, મન હો તણખે,
દીપકમાળ દુલારી,
પ્રાણ પ્રાણથી ફૂટો પ્યારા,
પાવકની પિચકારી.
વૈશ્વાનર! હો આનન્દની વારી.

## ૧૫. હાસ્ય કે લાસ્ય

(અનુષ્ટુપ)

નિર્મળાં હાસ્યમાં કોઈ આત્મા નંદિત લાસ્ય છે,
સ્મિત નિર્ઝરિણીમાં તો પ્રભુતાના પ્રકાશ છે.

## ગુજરાતણનો ગરબો

કયાં છે ગુણિયલ ગુજરાતણનો રુમઝુમતો એ ગરબો?
કયાં છે આત્માનાં અમૃતની મધુમધુરી એ પરબો?

હેતભર્યા હૈયાંની હલકે,
મુખડાં મલકે, હઈડાં હલકે,

પલકે પલકે, ઢળકે છલકે, અમી કટોરા પાતી,
રૂમ ઝુમ ધુમધુમ રસસરિતા શી, મદમાતી ઊભરાતી?

કયાં છે ઉરના કુમળા કોડો,
રસઝમતા શા અંગમરોડો,
ભાલે સૂર્ય શશી કે મ્હોડયો?

અણુઅણુ લાલિત્યો લસતાં, ઠસ્સાભરી શી ઠેસી?
ઝાંઝર ઝમકે, ઘુઘરી ઘમકે, घून किंयर हे एसी?

આ તે ગોરી ગરબે ઘમકે,
ઠાઠ ઠઠેરે, મનહર ઠમકે.
રજની એ રવિકોટી ચમકે.

જ્યોત્સ્ના ઝમતાં લાલિત્યો કે જ્વાલામય આદિત્યો,
કયાં છે ગોરી ગુજરાતણનાં ઉરનાં રસસાહિત્યો?

નથી નથી અવનિમાં ક્યાંહી,
ગરબાની અમી પરબો લ્હાઈ,
સ્વર્ગે થાતી શું સરસાઈ.

ગુજરાતણનો ગરબો શું સાંકળતો પૃથ્વી સ્વર્ગે,
આ અમૃતની પરબો નથી શું સ્વર્ગતણાં એ ભર્ગે?

ગોરી શું રમવાને આવે,
ગરબા ગરબાને અપનાવે
પૃથ્વી પર સ્વર્ગે ઉતરાવે.

ધન્ય ધન્ય એ ગુજરાતણનો રૂમઝુમ ઘુમતો ગરબો,
ધન્ય ધન્ય એ ગુજરાતણની અમૃતમય રસ-પરબો!

શંકર-પાર્વતી મન્દિર સોહે,
કામધેનુ ગુજરાતણ દોહે,
વિશ્વમોહિની, કોણ ન મોહે?

ધન્ય ધન્ય ગુજરાતણ તારી રાસતણી આ હેલી,
સ્વર્ગંગાની રસછોળો શી રેલી આ અલબેલી?

# કોણે ઠલવ્યો?

(રાસ)

કોણે ઠલવ્યો, રે કોણે ઠલવ્યો,
મુક્તાફળ થાળ આ કોણે ઠલવ્યો!
ચેગળી વસન્તના ઝીલીને ટહુકા
ઉરનો રસાલ આ કોણે ઠલવ્યો?

આંગણે ઉજાસ શા, અન્તરે પ્રકાશ આ,
અન્તરે પ્રકાશ શા,
મનનો મહેરામણ કોણે મૂલવ્યો?
ઉરને હિન્ડોળ, મૂંગે નયણાં ને બોલ
કીકીને કામણ કોણે ઝૂલવ્યો?
અગમનિગમ સન્તાકૂકડી રમવા,
કીકી મહી એને કોણે નોતર્યો?
પ્રાણમાં પડછન્દ શો ગેબી એ બોલનો
સુણુંસુણું ને ઉર ટહુકો ભર્યો!
ચોપચાં પ્રકાશની બારીથી,
અમૃત ચોર કોણ ઉર ઊતર્યો!
પીઉં પીઉં ને મારી વાધે રસતૃષા
કોણે કટોરો મુખડે ધર્યો?
એની વાંસળીને સૂર, ઉરે ચાંદનીનાં પૂર,
ઉર ચાંદની ચોક કોણે મોતીએ પૂર્યો?

## માનવ–મેના

(ગરબી)

કોઈએ સુણી શું પેલી, ગુજરાતણ તો છે હો માનવમેના
શાન્ત સલૂણી, ઝીલજો મધુના ટહુકા એના.

મધુ મધુરી ને શાન્ત સલૂણી
એક વાર તો લેજો સુણી
ભવભવના રહેશો હો ઋણી.

યુગયુગની આશાઓ સ્મૃતિઓ, સુન્દર શમણાં એનાં
શકે વસન્ત નર્તન્તી જોયાં, ગુજરાતણનાં નેનાં!

ઇન્દ્રધનુ રંગી સાળુડે
મલકાતી કરમાં બાળુડે
અમર ચાંદલે ચૂડે

નમણાં અંગો નીતરતાં લજ્જાની ફૂલવેલ,
એ તે ગુજરાતણ મેના કે દીઠી ઢળકતી ઢેલ?

ગીત રસીલાં ને રંગીલાં
ગાય કોકિલા શું ઊર્મિલા,
ગુજરાતણની વસન્તલીલા,

શું હૈયાંને પિંજર પાળો, થનગન ઉડ્ડણ જેનાં,
રસપંખિણી અવનિ આભને, વીંઝી સ્વર્ગ રહે ના!

# એ રે ફૂલવેણીની અમને બહુ રઢ્ય લાગી

(ગરબી)

વાસન્તી વાડી ને યૌવનની લ્હેરે
મંહી હીંચે ગુલાબનાં ફૂલ, મારા સાહેબા,
એ રે ફૂલડાંની અમને રઢ્ય લાગી.

હઈડામાં હીંચી, રહી સૌરભ સીંચી,
મનમોહ્યું ગુલાબની કળીએ, મારા સાહેબા,
એ રે કલિકાની અમને બહુ રઢ્ય લાગી.

શમણાંના સૌરભને સ્મૃતિઓના સોહાગ
મહેકે મધુમાલતીના ફૂલ, મારા સાહેબા,
એ રે ફૂલડાંની અમને બહુ રઢ્ય લાગી.

જીવનફૂલ બાગે ને અજબ સોહાગે
ઝોલે શું મોગરાનાં ફૂલ, મારા સાહેબા,
એ રે ફૂલડાંની અમને બહુ રઢ્ય લાગી.

આશાના રંગોને સ્મૃતિના તરંગો,
બ્હેક બ્હેક કરે બકુલ ફૂલ, મારા સાહેબા,
એ રે ફૂલડાંની અમને બહુ રઢ્ય લાગી.

એ રે ફૂલડાંની ફૂલવેણી ગુંથાવો,
હઇડે પછી અમને ઝુલાવો, મારા સાહેબા,
એ રે ફૂલડાંની અમને રઢ્ય બહુ લાગી.

## तद्दूरे तद्वन्तिके

(ખંડ હરિગીત)

જે જડયું ના જન મંહી,
જે જડયું ના વન મંહી,
ગહન કે તન મન મંહી,
સાંપડે તે આજ ક્યાં?

વિદ્યુન્મયી દ્યુતિ કારમી,
રોમ રોમ ફૂટી પ્રભા,
સુરભિ ઉત્કટ ઉર રમી,
ગુલ ક્યાં? એ ક્યાં વિભા?

એ વિભાવરી સ્વપ્ન ક્યાં,
ફૂલડાં કટોરી ક્યાં ગઈ?
જેની સ્મૃતિ ને ઝંખના,
હૈયે મુલાયમ રહી ગઈ!

ગુલ ગુલશન ક્યાં હુંહું,
પ્રેમનું—ઉરદાનનું?
ગહન પાતાળે ડૂબું,
મુહૂર્ત ક્યાં અમીપાત્રનું?

સ્વપ્નસુન્દરી પલ્લવે,
રસબાલ હું રમતો રહું,
તારાં નયનનાં ટીખળમાં,
હું પુનરપિ જીવવા મથું.

એ જ મારું જીવન છે,
એ જ મારું કવન છે.
સ્વપ્નસુન્દરી પ્રેમલા
જ્યાં ભવ્ય ત્હારું જીવન છે.

જીવતો હું સ્વપ્નમાં,
જાગતો હું સ્વપ્નમાં,
જીવનમૃત્યુ દાવ સહુ,
ખેલી રહ્યો હું સ્વપ્નમાં.

સ્મિત ફુવારા ફેરતા
ते हि नो दिवसा गताः
ત્યાં જ पुनरपि पुनः
મુજ જિન્દગી સ્વપ્નો હતાં.

પુષ્પકેરી પાદડી
દિન કયે નવલે ગઈ?
સુરભિના સાગર મંહી
રમી કે શમી એ ક્યાં ગઈ?

એ જ એ ચમકાર આ
એ જ ઉર ધબકાર આ,
સ્વપ્નસુન્દરી શયનમાં,
એ જ છે સ્મિતધાર હા.

દિવાસ્વપ્નો દેખતાં
મુજ જિન્દગીને મુજ ઉરે
तद्दूरे तद्वन्तिके
સ્વપ્નસુન્દરી ઉર ઝુરે....

જીવનમારું સ્વપ્નિકા,
ક્યાં સુધી એ तद्दूरे,
થાય ના तद्वन्तिके
નયન મારે ના સ્ફુરે?

## ૧૬. આત્માનાં તારુણ્ય

(અનુષ્ટુપ)

સાહિત્ય આદિ સોતો તો કારુણ્ય ઉરનાં દીસે,
ઉરની આદિ જ્યોતે તો તારુણ્ય આત્મનાં લસે.

## લતા માધવી

(અનુષ્ટુપ)

મંજરી બેસવાની આ, શરુઆત થઈ ચૂકી,
એવી તું મંજુલા ચારુ, લતા માધવી ખીલતી.
મુગ્ધ આ અવસ્થામાં એકલી હજી ઝૂલતી,
સહકાર તણો મીઠો, સહકાર શું ઝંખતી.
હઈડાંના ખૂણે કોઈ..............................
નહિ શાખા વિશાખાને વિટળાઈ વળી હજી
અજ્ઞાત યૌવના તું શું, હજી તો ફૂલની કળી.

(શિખરિણી)

ઉરે તારે નૃત્યે, થનગન કરે પાંખડી બધી,
રહી ઝંખી સત્યે મિલનપ્રિય, તું પાંદડી બધી;
રસાળે વિટાયા વિણ કળી બધી આ ખરી જશે,
ફૂટું ફૂટું થાતી, કલિ નહિ શું રે પૂર્ણ વિકસે?
પ્રિયે એ કમ્પે છે...........................

(દ્રુતવિલમ્બિત)

સ્વરૂપ સુન્દર નાથ શું શોધતી?
નજર રમ્ય ભરી મંહી શું રતિ?
મુદિત આ તુજ અન્તર પાંખડી,
પ્રણય આતુર ઝંખતી આ ઘડી!

(અનુષ્ટુપ)

શોધી લે શોધી લે તારા ચારુ રમ્ય રસાલને.
ઝંખી એ રહ્યો છે જો, તારા વિશાલ ફાલને.

## પદધ્વનિ—સન્ધ્યાના કે સોણલાંના ?!

(શિખરિણી)

ફૂલોના નિઃશ્વાસો કરુણ ડૂસકાં, તારક તણાં
અને મન્દાક્રાન્તે ગિરિઝરણનાં ક્લાન્ત શમણાં,
પડી ભૂલી જાણે અનિલલહરી સૂસૂ ફુંકતી,
વિલોપાતાં ગાનો પરભૃત કરુણા ટહુકતી.

દિશાઓ રંગાઈ લલિત ભભૂકે ઇન્દ્રધનુને,
હવાં રહેશે છાઇ, રજનિતિમિરે સાન્ધ્ય તનુને,
નહીં ક્યાં યે ઝાંઈ અમરદ્યુતિની શ્યામ પડદે,
ગઇ સંકેલાઈ ભભક રમતો, ધ્વાન્ત હૃદયે.

પડી આ શું ક્લાન્ત, પ્રકૃતિ સઘળી મૂર્છિત ઢળી,
અરે આ શું ધ્વાન્ત, પ્રસરી દ્યુતિ દેશે સહુ દળી,
અને મારે સ્વાન્ત પ્રભુપ્રણયથી આ શી જવનિકા,
સુને આ એકાન્ત પ્રમુદિત હૃદે શી રજનિકા.

ગઈ વેરાઈ ક્યાં મુજ હૃદય આનન્દકણિકા,
ગઈ ઢોળાઈ ક્યાં, અમર સુરભિ એ કુસુમિકા?
વિષાદોના સાદો, તિમિરમય વાતાવરણમાં,
શમે ઘેરાં ગાને, કરુણરવ અન્તઃકરણમાં.

સરોદે આ મીઠા, ઉર મંહી શું ઉન્માદ ઉભારે,
અને જાગી જૂની સ્મૃતિ નયન માંહી તરવરે.
ડૂબે આ શાં સ્વપ્નો સ્વરલહરીના મંદ ધ્વનિમાં,
સ્મૃતિના જાગી કૈં પ્રતિધ્વનિ શું ડૂબે અવનીમાં?

હવામાં શી ઝાંખી, સુભગ વિરલાં, દર્શન થતાં,
અનેરાં કો દેવી અસિપદ ધ્વનિ સ્પર્શન થતાં.
મીઠાં ચારુ સ્વપ્નો હૃદય અલકાનાં વિરમતાં,
ફિરસ્તાના જાણે વિરલ પદઘોષો ડૂબી જતા.

## ૧૭. વાસન્તી તાજગી

નવ વસન્તની આ રસ-તાજગી,
ઊડી જતાં ઠરડો નવ જિન્દગી,
રસફૂલો પમરે નવ ઊર્મિનાં,
જીવવું મૃત્યુ સમું પછી ક્યાં લગી?

# થનગનતું યૌવન આવ્યું

(ગીત)

ચેતનની ચિનગારી દેને, જગને હું ચેતાવું,
નાથ, સુધાની ઝારી દેને, વડવાનલ હોલાવું.
નાથ! ચેતવું કે બુઝાવું?

તું મહાનલ તેજપુંજના રશ્મિએ રસાવું,
ઘરદીવા દેવદ્યુતિના, ચેતનના ચેતાવું.
યૌવન થનગનતું આવ્યું!

મદભર યૌવનનાં મોજાંની, જયકલગી ઉછળાવું
યુગયુગની જડતાની ભીષણ ભેખડ કંઈ ભેદાવું
યૌવન ધસમસતું આવ્યું.

સંસાર-વાટિકા સુહામણી કેં, લૂમઝૂમતી શોભાવું,
પુષ્પપરાગે કોતરતા કેં કીટકને સળગાવું!
નાથ! હા ચેતવું કે બુઝાવું?

વિરાટ યુગની ઉષા ઝીલવી, બદ્ધ બની ગરમાવું?
ઘટે ન પંટારવ આ ઘાનાં, નીંદ મંદી પેરાવું.
યૌવન ધનગનતું આવ્યું.

સ્વપ્નોને નવ હોય શૃંખલા. તોડીફોડી મલકાવું,
અધ ઊઘડ્યાં આ પ્રભાદ્વારને ફટાક દઈ ઉઘડાવું
યૌવન ધનગનતું આવ્યું.

## ૧૮. પ્રતીતિ

(અનુષ્ટુપ)

પાપોના પુંજ મ્હાલે છે, છુંદાયે પુણ્યની પ્રભા,
જગમાં ઘોર અન્યાયો દેખું છું ઘડી ઠારમા,
પ્રતીતિ એ જ પૂરે છે, આત્મ અમૃત્વની મને,
સ્વર્ગ છે: પ્રભુ છે નક્કી ન્યાય આખર છે અને.

## मधुवाता ऋतायते

(શાર્દૂલવિક્રીડિત)

ગંગા શી ઉર ઊર્મિઓ ઝમઝમે, સ્વચ્છન્દ ચન્દા રમે,
અન્તર્જ્યોતિ મંડળે ઝગમગી સ્વપ્નાલયો જ્યાં રચે,
મોંઘી' જીવનવાટિકા મઘમઘે, હૈયાં તણી ફોરમે,
ત્યાં માંતાશ્રી શારદા મયુરિયું આનન્દ નૃત્યે મચે.

ના છે કૃત્રિમ જ્યાં કશું, કલરવો, ચારુ સ્વયંભૂ રમે,
છીણી, પિંછી, સુલેખિની લલિત વા, ઊર્મિલ સ્વપ્નો દ્રવે
નૈસર્ગિક સુઆત્મ દર્શન થકી, સર્વે કલા સંભવે,
હૈયાંની સરિતે તરંગ ઊછળી; કુળા રમે ને શમે.

પેલું પાત્ર હિરણ્યગર્ભ સુખડું, શું સત્યનું આવરે,
આત્મા ઓજસ માધુરી છલકતી પ્રાસાદિકે વાણી જે.
જેમાં મિષ્ટ બધું ન ક્લિષ્ટ કંઇ યે સાહિત્યની લ્હાણી તે
એનાં ભવ્ય સુદર્શને પૃથિવીને શું સ્વર્ગનું એ ધરે?
સિસૃક્ષા શું અદમ્યવૃત્તિ સહશે, કૃત્રિમ શું શૃંખલા
આત્માનુભૂતિ એ, કલા મધુરી એ,
'सत्यम् शिवम् सुन्दरम्'

## ગુર્જરીને કીર્તિમન્દિરે

(લાવણી)

ધન્ય ભાગ્ય ને ધન્ય ઘડી મા પાયામાં પુરાવું,
કીર્તિમન્દિરને તળિયે નીચે ધૂળ મંહી ઢબુરાવું.

તુજ લાખેણી મહોલાત,
શું અમર ભુવન રળિયાત.
ઉન્નત ઉજ્જવલ ને સુવિશાલ,
ખંડે ખંડે ઝાકઝમાળ.
શું રૂપરંગ ને ઘાટ
કીર્તિમન્દિર તુજ વિરાટ
શાં મિનાકારીનાં તેજ
સુવર્ણદ્વારિકા શું મહેજ
શાં સ્વપ્નશિલ્પ આ ભવ્ય
શી પુણ્યવિભૂતિ નવ્ય.

નરસિંહ, મીરાં, પ્રેમાનન્દ ને નર્મદ ન્હાનાલાલ,
કાન્ત, કલાપી, ગોવર્ધને ચણ્યું ભુવન રમ્ય વિશાલ.

પ્રેમલવૃત્તિ ને નિષ્કામ
અમોલ રચ્યુ શુચિ અભિરામ
તુજ ભવ્ય કીર્તિમન્દિર
ખર્ચી હૈયાંનાં હીર

કંઈક [illegible] બાંધ્યું . સુરધામ
ગુર્જરી વાઙ્મય વિશ્રામ
શું એનાં અગણિત નામ
જપવું પ્રેમલ રે અભિરામ?

પરમ શોભન લોચન ઊભું એ, આજે ઉજ્જ્વલ દેહ,
શું ભવ્ય આલેશાન નિત્ય જ્યાં વરસે મુક્તામેહ.

એ કીર્તિમંદિર, ધીટ
એની એક બનું ના ઈંટ!

રે પાયામાં પુરાવાનું અવ, નવ રહ્યું જો ભાગ્ય,
એક કાંકરી ખરે સિમેન્ટ, બનું એ ય સૌભાગ્ય.

બની શકે હું રંગરોગાન
ધન્ય ને હો મુજ જીવનગાન
લીંપણ ગુંપણમાં કો ખંડ,
મૃત્તિકાપિંડ સમો થઈ અંડ,
સમૃદ્ધિ બની ને જયસિદ્ધિ
વધાર્યું એ હો જીવનઋદ્ધિ,
જીવનસ્વપ્નનું શું મુજ સ્વર્ગ,
મૂક કલાપી બનું એ અર્ઘ્ય,
કીર્તિહીણુ તુજ પ્રેમલ બાળ,
અર્થ ઝીલ, મા! અશ્રુમાળ.

# અમરાપુરીનાં અતિથિઓ

(ગરબી)

અમરાપુરીનાં અતિથિ વ્હાલાં આવજો....ટેક

દિલડાં મધુરાં કીધાં, કરવ્યાં શું રસપાનજોઃ
લલચાવે રસવીથિ શું સૂરવાટિકા,
લીધાં દીધાં ઊણાં હજી ઉરદાન જો
નંદનવનની નિર્ઝરિણી કિલ્લોલતી,
યુગની એની જૂની નવલી પ્યાસ જો.
ઊંચે ઊંચે ઊડવાની ઉરઝંખના
નવ પોષાયે અદને અમ આવાસ જો.
........અમરા૦

હૈયાંને હિન્ડોળે હો હિન્ડોળ શું
પ્રભુ ઘરનાં પારેવાં પૂરશે કોડ જો;
ઉર વાંછા સુણતી શું વક્ર વિધાત્રીને.
મરડાયે સુખના એ શું મરોડ જો.
........અમરા૦

પ્રભુ પંખેરાં પાળવાં એ પાપ છે
ઉચિત જ એને ઊંચા વ્યોમ વિહાર જો;
પિંજર પાળ્યાં, વ્હાલાં, કહો એ માફ છે,
મરકલડાં ક્યાંથી અમ માનવદ્વાર જો.
........અમરા૦

નેહનગરનાં રઢિયાળાં રસરાજવિ,
થાપ્યાં થોડું તેજોમય ઉર તખ્ત જો:
કુસુમ કલેવર હૈયાંની ઉર-પાંખડી,
વજ્ર તીખીને લાગી કદી કદી સખ્ત જો.
........અમરા૦

તમે તેજોમય હાસે અમૃત દીવડાં,
ઊડયા ઊડયા આત્માના અન્ધાર જો:
અજવાળાં શાં ઊઘડયાં અમીમય આંગણે,
સ્વર્ગ સુધા રેલી રહી શું સ્મિતધાર જો.
........અમરા૦

માનવીની મિટ્ટીમાં દેવલ દીપ્તિ છે,
દેવદૂતનો મનુકુલને અધિકાર જો;
ફૂલડાં શા ફિરસ્તા ઊતર્યા આંગણે
સૌરભને શુચિતાના તમ શણગાર જો.
........અમરા૦

સ્મૃતિમાં રમો પ્રતિપાળ તમે ઉર-પૂતળાં
છાયાછબિ શાં અમ સ્વપ્નો મોઝાર જો;
અમ આત્માનાં અમૃત ઓગળી ઓગળી,
ઘડે તમારા પ્રેમલ શું સ્મૃતિ સાર જો:
........અમરા૦

સોનલા સ્વપ્નો શું જીવનના પર્વના
કે રૂપલા કિરણોના કીકી માંહી કોડ;
રઢિયાળા હંસની એ કોણ પાંખ ઢુંપી?
"આજુ"નું અમૃતમુહૂર્ત કુંવારકું,
એના રે ઉગમમાં છે જીવનનાં જોમ;
આભથી ઊતર્યો બાળુડો જોગીડો જાણે......

એનાં રે કમંડળ ને એની રે કંથામાં,
એનાં નયણાં કાળજાંનાં ઊડે કલ્લોલ,
માનસના હિમ ગળશે એને મન્ત્ર બાણે!
ઊઠયો રે રાજહંસ અંગ આળસ મરોડી,
જીવન-મોહિનીના એના મીટ મરોડ;
એને રે કાળજે ઇન્દ્રધનુરંગી સાથિયા
એને રે કંઠ ગાન સરિતા અલબેલડી,
લચી લચી વહશે એના રે તરંગ;
એને રે ઉર સ્વપ્ન-સોહાગ પ્રભાતિયા
જીવનશૃંખલા કચમ જોબનિયું જીરવે,
અંએ નિર્બન્ધ એ વ્યોમવિહાર;
આભની અટારી એને તેજની તેડતી
અમૃત અભયનાં એને સોણલાં રે લાધ્યાં,
ફૂટયાં સોનલ શમણાં શું રોમરોમ,
કો અદશ્ય અંગુલિ ઉરવીણા છેડતી!

એને રે વીંઝવી પાંખ અમૃતને આરે,
મુક્તિનાં અમૃતફળ ઝંખે રે શ્વાસ,
એને રે શ્વાસોચ્છ્વાસ સોઽહમ્ સિતારી.
કાળજડાંને રે કર્દમ પેલા શું વળગ્યા,
અમૃતની આંખને આવી છે ઝાંખ;
દિક્કાલનેબન્ધનએનોઆત્માવાજઆવે.
સોઽહમ્ હંસા એ સ્વપ્ન વિદ્યુત્ ચમકારો
સુવર્ણ સ્વપ્નમાં કર્મલોહની મેખ
ઇન્દુલેખા–કર્મરેખા કયારે વધાવે?

## ૧૯. આત્મલક્ષ્મી

(અનુષ્ટુપ)

મપાયે આત્મલક્ષ્મી તો, ઉરનાં સુસંવેદને,
માપે આત્મ-દારિદ્ર્ય, લાગણીહીનતાથી ને.

## એકલડાં રમશું

(સારગ ને તિલક-કામોદના મિશ્ર સૂર)

(क)

ચાલોને ફૂલડાં એકલડાં રમશું.
એકલડાં રમશું ભલેરાં એકલડાં શમશું....ચાલોને.

ગુણ આ ખુઝને ગુણી ગૌરવની આખર તો ગમશું?
આળ-પંપાળ અવર શાને જો, હરિને જરી ગમશું.
...ચાલોને૦

જરી મન્દ મીઠું હસશું જરી લલિત રૂઠાં લસશું,
અંગુલિ કોઇ અડખે રખે તો, હરિ ખોળે ખસશું.
...ચાલોને૦

ખાવિન્દની છે ખલ્ક સલૂણાં, ઘડી એમાં ખીલશું,
ઘડી એમાં ખીલશું, હરિનાં જ્યોતિ ઘડી ઝીલશું?....
...ચાલોને૦

ખીલવું, ખરવું ખલ્ક નિયમ છે, રમશું ને નમશું,
ભવ્ય કરુણ કરમાઇ વિલાઈ, હરિપદમાં શમશું.
...ચાલોને૦

(ख)

ચાલોને કોયલ એકલડાં કૂજશું,
એકલડાં કૂજશું, હરિને એકલડાં પૂજશું.
...ચાલોને૦

હરિની વિશ્વસિતારી સહ ઉરતન્ત્રીની ગુન્જશું,
હરિનાં ગીતો ઝિલઝિલશું, કુછ, આપણને સુન્જશું.
...ચાલોને૦

ઠરશું ઠરશું ચલોજી, વિમલ હો કોમલ સૌ ટહુકારો,
પ્યારાં પરિન્દા આપણ કાજ તો, ખુલ્લાં આ હરિદ્વારો!
...ચાલોને૦

મધુગાન ગુંજો વિણ ઓ પ્યારાં, બીજી તે રમુજ શું?
ઘરનાં ઘાયલ દિલ ઘા વ્હાલાં હરિ સ્મિતે રુઝશું.
...ચાલોને૦

ચલોને મન ભર મધુરાં પ્યારાં, માનસના ટહુકા
ચલોને પ્યારાં ભર ભવદરિયે, આપણી આનન્દ-નૌકા.
....ચાલોને૦

(ग)

ચાલોને ઝરણાં મધુરાં ઝમઝમશું,
રસઘેલુડાં રૂમઝુમ, અમીવરણાં ભમશું.
....ચાલોને૦

જીવનપથે રસળતાં ગૂઝતાં, એકલડાં પળશું,
મીઠાં ખળકતાં, ઢળકતાં રસિકડાં, એકલઠાં ઢળશું.
....ચાલોને૦

ભવસાગરને ઊર્મિતરંગે એકલ ઊછળશું,
ઊછળતાં હો! એકલડાં ત્યાં પ્રભુ પંથે પળશું.
....ચાલોને૦

કિલકિલ હસતાં લસતાં, ઝવાળી ખળખળશું,
સ્નેહામૃતની સરિત સાંપડતાં, સુખથી ત્યાં પળશું
....ચાલોને૦

લળતાં ઢળતાં અભિનવ સ્પન્દ–આનન્દ રૂમઝુમશું,
ભવાટવિમાં મન્દ સ્વચ્છન્દે એકલડાં ઘૂમશું.
....ચાલોને૦

ઝલક ઝલક રસજ્યોતે ચમકતાં, હરિને તો ગમશું,
પલક પલક રસજીવન,–ઠમકતાં હરિપદમાં રમશું.
....ચાલોને૦

હરિરસનાં સરવરિયાં એકલડાં, આવો રૂમઝુમશું,
ઊછળી જ્યોત સ્વપ્ન તંરંગે, રસનિધિમાં શમશું.
....ચાલોને૦

# કાલાબ્ધિ

(શાર્દૂલવિક્રીડિત)

કાલાબ્ધિ તુજ ત્યાગ ક્યાં? ઘુઘવતો ઘેરું અનેરું દીસે,
કલ્પાન્તે કહૂચાં ભર્યાં સલિલ આ અશ્રુ ભર્યાં ભાંભળાં,
વર્પો વીચિ ઉછાળી નૃત્ય કરતો, આ તાંડવી શાં મિષે?
તારા ક્યાં ઉપકંઠ શું અવિરતે ઘૂઘૂ કરે ઊછળ્યાં?

મૃત્યુ માનવતા કદાચ ગહના, તારા કિનારા હશે,
આશા, સ્વપ્ન, સ્મૃતિ મનોરથ મીઠા તેના ભરે કોળિયા,
ઓકારીથી વળી કરે વમનને ખેલો પિશાચી ક્રિયા,
ક્રીડા ઓટ અને ઠેઈક ભરતી, રૂપી વૅંચે શું હશે?

શાન્તિ તારી પ્રતારણા જુઠી જુઠી, કેં માનવીને ઠગે,
આ શું કાલકરાલ ગર્જન કરે, આ ધૂમ તોફાન શાં?
ને એ શોર અઘોરને તુમુલની પૂંઠે અમીગાન શાં!
લાસ્યે હાસ વિલાસ રમ્ય. કરતાં શું તાંડવે તું ચગે?

કાલાબ્ધિ તુજ ખેલ નર્તન બધાં, દીસે મને કારમાં,
ક્ષારાબ્ધિ મુજ કિશ્તી આ જીવનની, ધીરે? તને શી તમા?

## ગરીબના ઘરમાં

(અંજની)

શાન્તિદેવી મેં તો દીઠાં,
દીઠાં હસતાં વદનો મીઠાં,
કદી ન વચનો સુણે અજીઠાં,
ગરીબના ઘરમાં....૧

સરસ્વતીની વીણા વાગે,
જીવનનાં જ્યોતિ તો જાગે,
જીવવું ભોગવવું મધુ લાગે,
ગરીબના ઘરમાં....૨

પ્રેમ છલકતું અક્ષયપાત્રે,
સંતોષે શું ગાત્રે ગાત્રે,
નેહ નીતરતાં પ્રીતિ પાત્રે,
ગરીબના ઘરમાં....૩

દીઠી વ્હાલપની મેં વૃષ્ટિ,
સુષ્ઠિ તુષ્ઠિ પુષ્ટિ સૃષ્ટિ,
અમીમય દીઠી પ્રેમલ દૃષ્ટિ,
ગરીબના ઘરમાં ...૪

# વનવનો મ્હેકી રહેશે જ ત્યારે

(સ્રગ્ધરા)

સોહે છે શી ઉષા આ ઝમઝમ શીકરો ચાંદની ઢોળતી શી?
ડોલે, ઝોલે, ઝરાઓ સરિત સરવરો, સ્નિગ્ધ આનન્દ રંગ્યાં,
પુષ્પો પંખીગણો આ કુદરત સઘળી રમ્ય કલ્લોલતી શી?
અદ્રિ શૃંગો હસે છે, જનગણમન એ, પુણ્યની જ્યોત રે ક્યાં?

ઈર્ષ્યા, ઝેરી અસૂયા, મનની મલિનતા, માનવી ઠાલવી, ક્યાં?
મેલી ઘેલી દિશાઓ, ઘન ગગનમંહી અશ્રુઓ શાં દ્રવે છે,
ભૂલ્યાં ગાણાં વિહંગો અમર-રસ તણાં, શું ગરીબી રૂવે છે,
ગ્લાનિ મ્લાનિ છવાઈ પ્રકૃતિ વદનમાં, માનવી ધૂંધવે ત્યાં.

વિંધાયું વિશ્વ હૈયું, કુદરત કકળે, કારમી કૈં વ્યથાએ,
અંકોડો માનવી આ, શિથિલ વિથિલ શું, પ્રેમની શૃંખલાએ,
બાંધે જે સ્નેહબન્ધે કુદરત સઘળી, છિન્ન-ને ભિન્નલા એ,
રે સૌન્દર્ય પ્રભાનાં કમનીય કિરણો વ્યર્થ શું સર્વથા એ?
છૂટીને પ્રેમધારા મનુજ હૃદયથી, રંગશે વિશ્વ જ્યારે,
કુંળી કૈં તાજગીથી પવન વનવનો મ્હેકી રહેશે જ ત્યારે.

# કવિતાના પાતાળનાદ

(શાર્દૂલવિક્રીડિત)

શું છે તર્ક વિચાર, ચિન્તન શું છે, શું છે કલા, કલ્પના?
પ્રાણાધાન મંહી અગમ્ય લહરી, ચારુ ફુવારા દ્રવે,
ગાજે સૂર પતાળનાદી જિગરે, ફૂટે ઝીલે જલ્પના,
ફોરે ધાર વિચારની ફરફરે રૂપે રમે જુજવે... ૧

ઊંચી ઉર્ધ્વરતિ મતિ શીકર સૌ, હાર્દે કરે નૃત્ય શાં,
ઊડી–ઉર્ધ્વ ઊંચે ઊંચે નભ ગતિ–પાતાળની કન્દરા,
ગોતી વા શુચિ હાર્દના કલરવો, ડૂબી જતા સુન્દરા,
ઊર્મિ રંગ, તરંગ શું જિગરના થાયે કૃતકૃત્ય શા... ૨

ને કોઈ રસસુન્દરી ચડીઘડી, હોયે શુચિ ચિન્તને,
શો એ સ્વૈરવિહાર તાજગી ભર્યો, શા એ ફુવારા દ્રવે?
શું એ જીવનકાવ્ય પ્રેયસી કવે, પીયૂષ ધારાગરવે!
ઊડે સ્વપ્નવિહાર પ્રાણ લહરી, નર્તન્તી હોયે મને... ૩

ઊડીને ડૂબવું મીઠી ધડકમાં ભેતારકો નોતર્યા,
હાર્દે શું રસબિન્દુને દગમંહી જ્યાં જન્મ ત્યાં મૃત્યુ ત્યાં.

# શીદ મ્હને કહી ચમેલડી?

(ગરબી)

શીદ મ્હને કહી રે ચમેલડી,
જાઓ જાઓ, શીદ મ્હને કહી ચમેલડી?

અધુરામાં પૂરું રહ્યું હશે બાકી,
શીદ મ્હને કહી રે અલબેલડી.—જાઓ૦

તમે તમારે કહેતા ફરોને,
આત્માની અમૃતવેલડી,
તમે તમારે કહેતા ફરોને,
પ્રમદા પ્રેમ પીધેલડી.—જાઓ૦

કહેવા બેઠા જો આજે મધુરવી,
મનના મયૂરની ઢેલડી.—જાઓ૦

કાલે તો કહેશો સુરજચાંદાની,
બેઉ આંખે તુજ બેલડી.—જાઓ૦

પરમ દિન કહેશો ઉષા દેવડીને,
શિરે સોહે હેમ હેલડી.—જાઓ૦

સરખી સમાણી મારી સખીઓએ
કહેશે,સુણ્ય રે સુણ્યઓ એલડી.—જાઓ૦

જાઓ જાઓ જૂઠડા જુઠ્ઠા તમે ને,
જૂઠી તમ જીભે મેલડી,
ઠગવું એ ઠગણા માનો છો એવી
વાતે નથી કંઈ સહેલડી.—જાઓ૦

કેલડીના કોડો જાગ્યા શું,
જૂઠડા, દેખી મને અકેલડી,
છોને કહેતા અલબેલડી સાહેબા,
માને તમારું એ ઘેલડી.—જાઓ૦

## ૨૦. નમ્રતામતા

(અનુષ્ટુપ)

જિન્દગીની મતા દીઠી, ઉરની મ્હેં જ નમ્રતા,
નમ્રતા શીખવે છે એ, ખલ્કની કડવી ખતા.

# જીવનપલટો

(ગઝલ)

ગગનને ફોડનારા તો અમે નિષ્પ્રાણ થઈ બેઠા,
શું તારક તોડનારાઓ અમે આ મ્લાન થઇ બેઠા.

તળાતળ ફોડી પગ ઠેલે વહવતા પુણ્યની ગંગા,
બિરુદ ખોઈ શિયાવિયા અમે બેજાન થઈ બેઠા.

હવાં બેફામ સુમસામે કરી શમણાં ફના ફિલ્લાહ,
પલીતો ક્યાં? ગુમાવી શું જીવન બલિયાન થઈ બેઠા.

ઊછળતા મસ્ત દરિયાવે, બની કલગી પ્રચંડોર્મિ,
ભૂલી આનન્દ નૃત્યોનાં સહુ એ તાન શું બેઠા?!

જીવન-જળ ભવ્ય ઊંડાણે, દઈ પાતાળ ડૂબકીઓ,
મરજીવા મોતી વીણનારા. અમે બેભાન થઈ બેઠા.

વસન્તે પંચમાલાપે, હતા કૈં કોડ ગાવાના,
ગઇ એ જીવન કવિતાને, અમે હીણ ગાન થઇ બેઠા.

તૂટી પાંખો, ફૂટી આંખો:—ગયાં સ્વપ્નો, ગઈ ઊર્મિ,
જીવનના સૂરના આ શું, કરુણ નિર્માણ થઇ બેઠાં.

મહકતી સ્વપ્નવાડીની હતી શી ફોરતી ફોરમ;
ગુલો ક્યાં, ક્યાં ગુલિસ્તાને? હવાં હેરાન થઈ બેઠા.

અમે અદ્રિ, અમે અશ્મા, અમે વીજે, અમે વજ્રે,
મુલાયમને મૃદુ આજે અમે ફૂલદાન થઈ બેઠા.

હતી શું રામતાળી લાગી આ ઉર મન્દિરે શુકને,
હુશ્ને હુરી માશુકને જિગરનાં દાન દઈ બેઠા.

ગયાં સોણાં: રહ્યાં રોણાં, વહ્યાં વ્હાણાં, થયા શાણા,
જીવન મહેફિલમાં આંસુ તણાં લ્હાણાં લઈ બેઠા.

## ૨૧. માર્ગપ્રતીક્ષા

(અંજની ગીત)

જીવન તો ગર્ભિત દશા છે,
અનુભવ સૂચનની જ દિશા છે,
દિન ઊઘડશે આજ નિશા છે,
જીવન એટલે રાહ!

માર્ગપ્રતીક્ષા એ જ પૂર્ણ પરીક્ષા,
એ જ જીવનની અનુપમ દીક્ષા,
અનુભવની મધુરી એ ભિક્ષા,
જીવન એટલે આહ!

ઉષા હસતી મધુર આવી, રહી દિક્પ્રાન્ત શોભાવી,
શિરે છે હેમની હેલે, વધાવું દિવ્યપળ આવી.
કલ્યાણી કુમકુમ પદે, ઊતરી વસુધા અંક,
નવલાં ધવલાં તેજ શાં, લાવી રમ્ય નિઃશંક.

પ્રભા પ્રતિભા નવી લાવી, ઉરે ઉરજ્યોત પ્રકટાવી,
સ્મિતલહરી વેરે ઝીણી, ઢોળે બ્રહ્મ પરાગ,
વાતાવરણે શા ધ્વનિઃ જાગ જાગ, ઉર જાગ.
મધુરાં ગાનની ગુંજે, નવી ધડકે રહી મુઝાવી,

શકુનોની આ ઘડી, મંગલ બ્રાહ્મ મુહૂર્ત,
ઘટે ઘટે વિલંબ નહીં, જાગજાગ ઉર તૂર્ત.
ઉષા આંખો અમી ઢોળે ધરા ખોળે સ્વપ્નો વાવી.
કિરણ કિરણે ઊભરતાં, આ તે શાં આલોક,

ધર્મદૃષ્ટિ શું ઊતરતી, અન્તર પુણ્યશ્લોક.
નવી પૃથ્વી, નવું સ્વર્ગ, ભર્યાં ભર્ગે શું ફેલાવી?
મંદ હાસના ખોળલે, ભર્યાં સુમનના ગુચ્છ;
આજ વાસના તો હવે, વેડાયે સહુ તુચ્છ.

નવાં આ તાતનાં તેજો રહી રેલી, શું ઝીલાવી?
ઉર-આંગણ સ્વપ્નો રચી પૂરજો અક્ષર ૐ,
નવલા ધવલા રંગના ઢંગ શું રોમે રોમ
નવાં સૌન્દર્યની ઝાંખી, નવાં સ્વપ્નોની શ્રી આવી?!

મધુરો મૃદુલો અવનવો, કરાઙ્ગુલિ શો સ્પર્શ,
સહજ સ્પર્શમાં શા ભર્યા, અભિનવ આ આદર્શ.
ઊભી અંજનશલાકા લઈ, હશે ક્યાં રોશની આવી!
આજ ઉષાની આંખમાં, પુરુષોત્તમના પ્રેમ,

આજ પંખીની પાંખમાં, લોક લોકનાં ક્ષેમ,
મધુરી મંગલા દ્યુતિ, પ્રભુની લેવી બિરુદાવી.


BHARATIYA VIDYA BHAVAN LIBRARY
52139

## અમો મસ્તાન

(ગઝલ)

અમો મસ્તાનના શાને; જિગરનો યાર જુદો છે,
જગતથી જુદો વ્યવહાર, મગજનો તાર જુદો છે.
જહાંથી જે થતાં બાતિલ, અમારી મંડળી શામિલ,
ઈસુને બુદ્ધ ગાંધી પંથ, બધો વ્યવહાર જુદો છે.
જિગરે બ્રાહ્મી પરાગે, શું રાગે ફાગ આગે છે,
અગમ્ય બ્રાહ્મી નાદે એ, જિગર સિતાર જુદો છે.
જુદાં મક્કા, જુદાં કાશી, જુદું ને જેરુસેલમ છે,
અમ બેહસ્તને બાગે, મધુ ગુલઝાર જુદો છે.
સુરમા પગપાની રજે, અમારી આંખ છે સુરમો,
જુદી અલકાપુરી અમરા, બધો સંસાર જુદો છે.
પ્રિયાનાં ગાત્ર ગાત્રે તો અમારું વિશ્વ માત્રે છે,
ગળે એ ચારુ ગાત્રી તો, લટકતો હાર જુદો છે.
અમારે પોપચે લચે, પ્રિયાનાં સ્વપ્ન ધૂમ મચે,
અજમ્પો એ જ ચમ્પો–અનિદ્રા કરાર જુદો છે.
કંઈ લાખો નિરાશામાં અમર આશા તણે સૂરે
તમ ઈનકાર જુદો છે, અમ ચકરાર જુદો છે.
કરી એ દિલ કેફિયત, સનમ! તેં કર્યો છે ઉન્મત્ત,
હવે તો મત્તને પ્રમત્ત, અમ આચાર જુદો છે.
અમારી કિશ્તી ભરદરિયે, ઝુકાવીને જ વિહરિયે
અમારી લક્ષ્મી રશ્મિ સ્વપ્નભંગાર જુદો છે.

# પરસ્તી હસ્તી મસ્તીની

સુધા પાતી કે શિરાઝી પ્રિયાની આંખ મદમાતી
પરસ્તી હસ્તી મસ્તીની અમારી જિન્દગી ગાતી.
લયલા મજનુ પંથે એ, શિરીન ને ફરહાદ,
આહ, દાહમાં જીવવું, જિન્દગી શું બરબાદ?

નહીં ચાતકની ઝંખના, કદી તજશે મધુ સ્વાતિ
ગોરી ગાલે મરકકે, મોગરા ગુલાબ
ઈન્દ્રધનુ રંગી રચે ખુદી ખુદાઈ ખ્વાબ
કરું અલકાપુરી–અમરા, તણી ત્યાં હું શું કુરબાની?

સ્તનધડકની માધુરી, પ્રિયા શ્વાસોચ્છ્વાસ,
મધુકાલ, મધુફાલનાં ત્યાં જ હાસ ને હ્રાસ
પ્રિયાની આંખ તોફાની, મળે તો છો જહાં ફાની
પ્રિયા મધુ પીરસી રહી સૌન્દર્યો રસથાળ.

સ્તન યૌવન વરસી રહી જુવતી જોબનથાળ
કરે છે જિન્દગી ગાતી, પ્રિયાની આંખ મસ્તાની
દ્યુતિ વેરે શું ધ્વાન્તમાં સ્વાન્ત ને એકાન્ત
અલકાપુરી થાયે ખડી જ્યાં કાન્તા ને કાન્ત.

પ્રિયા હીનાની પગપાની કદમ-બોસી શું કુરબાની?!
રોમિયો જુલિયેટને, યુસફ ઝુલેખા પંથ,
નહીં છે આવક પંથ એ, એ છે પાવક પંથ
મધુ કાં ગુલની શૂળે, પૂછો બુલબુલ નાદાની!

જિગરે જ્વાળામુખી તણા, લાવા લ્હાવા દિવ્ય,
કોણ જાણતું ભેદ એ, સ્વપ્નોદાત્ત ભવ્ય?
શમા પર કેમ પરવાના, તણી કુરબાની દીવાની?!
હૃદય રક્ત કચુંબરે, ધરવો સ્વપ્ન નિચોડ

ફના ફિલ્લાહ થઇ જવું, કાળજડાંના કોડ!
સમજશે કોણ મિજબાની, સમજશે કોણ મહેમાની?

## ૨૨. પ્રભુમંદિર

(અનુષ્ટુપ)

પુણ્યાત્માનું દીઠું હૈયું, પ્રભુનું પ્રેમ-મન્દિર,
વસેલો પ્રભુ મેં દીઠો, રસરૂપ સુધામય.

## પ્રભુનું સ્વરૂપ

(ભૈરવી–ત્રિતાલ)

પ્રભુ આનન્દમૂર્તિ
પ્રભુ અમૃતમૂર્તિ

વિશ્વાનન્દ થનગનતો, ધરે સ્વરૂપ મૂર્ત,
માનવ આત્મ દર્શને મધુ મંગલ મુહૂર્ત,
પ્રકૃતિ ઉર પાંખડી પાંખડી, આ શું આનંદનૃત્ય,
જ્ઞાન સ્વરૂપ આનન્દ રૂપ, માનવ ઉર કૃતકૃત્ય.

બાહ્યાન્તર પ્રકૃતિ સાધે શું સમન્વય,
એક રૂપને એક રસ પીટે રૂપ આ દ્વય.

(સ્પિનોઝાની ગીતામાંથી)

## ૨૩. સ્મિતલહરી

નથી નિર્ધન તે, જેના હૈયામાં શુચિ હાસ છે,
આત્માનાં અમૃતો વચ્ચે અનેરો શિવ-વાસ છે.

# દિલદારનાં દર્શન

(સોરઠ ગઝલ)

સ્વાન્તના એકાન્તમાં, ઝંખી થઈ જે ઝંખના,
એક વાર અલબેલી દીઠી, બીજી વાર તે દીઠી નહીં.

બલિહારી દીઠી ન ચન્દ્રમાં, જે ચન્દ્રમુખીમાં નીરખી મેં,
અલબેલી એ ચમેલીને ગુલઝાર એ દીઠી નહીં.

એ મરકડું શું રૂડું, એ મુખડું દેખાવડું
સુહામણી સ્વપ્ન સુન્દર રમણીને દીઠી નહીં.

કાળજાંના કોડમાં, મદાલસા મરોડ શા?
એ અંગરંગ વ્યંગમાં નમણી મેં દીઠી નહીં.

એ વિશ્વકવિતા જીવતી સર્જનહારની શ્રેષ્ઠ કલા,
રે મન્દમન્દ હાસના ઉલ્લાસમાં દીઠી નહીં.

એ પૂતળીના જાદુ તો જાણું છું હું એકલો,
એ નેત્રને રસક્ષેત્ર, વિલાસમાં દીઠી નહીં.

એ વનશ્રી—યૌવનશ્રી, વાસન્તી પૂર્ણબહારમાં,
મ્હોરી ફોરી લાવણ્યશ્રી ફરી. દીઠી નહીં.

જે સોણલાંપરી એક વાર આવી ગઇ'તી નેણલે,
છો રહી મનનંદને, ફરી વિહરી દીઠી નહીં.

શું ગલગોટાના ફૂટી પરપોટા સમી,
તરવરતી નેન ઘેનમાં ફરી દીઠી નહીં.

# ખબર લે

(પહાડી ગઝલ દાદરો)

ઇશ્કની બિમારી એ બિમાર ખબર લે,
કર એક વાર ડોકિયું દિલદાર ખબર લે.

જ્યાં બુલબુલો વધાવતાં, ગુલની મીઠી શૂળે
હેરાન પરેશાન એ ગુલઝાર ખબર લે.

આ આંસુડાંની મહેફિલે, મિજબાની-મહેમાની શી ?
તું મુખત્યાર ત્યાં તુજ અખત્યાર ખબર લે.

તુજ અમૃત અંગુલિ સ્પર્શથી, દિલની દિલરૂબા,
ઝઝણી ઊઠશે શું તારે તાર ખબર લે.

તુજ નેત્રના કટાક્ષથી ઘાયલ થયો કે પાપ લે,
બકુલ બિછાતે પડ્યો ગમખ્વાર ખબર લે.

કાળજાના કોડની કચુંબર સ્વપ્નની ચોડે,
ન્હાણી કરે આ અશ્રુઓ શતધાર ખબર લે.

આ છાની ઇશ્ક બિમારી બુલબુલ ને જાણે ગુલ,
આ દર્દપીડા બેશુમાર ખબર લે.

તુજ કાન્તિની ઉદ્‌ભ્રાન્તિથી પળવાર શાન્તિ કયાં,
ગમખ્વારની-બેની મિલનસાર ખબર લે.

તુજ અલક લટની કસ્તૂરી મસ્તૂરી અલખની,
ખુદાઈ ખ્વાબી એ ખુશબોદાર ખબર લે.

# સૌન્દર્યદેવી

(વસન્તતિલકા)

સૌન્દર્યદેવી મૃદુસ્પર્શ કરાઙ્ગુલિને,
સૌ તાર તું હૃદયતન્ત્રી તણા જ છોડે,
તારી કૃપામૃતપ્રસાદી મહામૂલીને,
સંસારનાં અનૃતમાં અમૃતે તું રેડે....૧

મારું દઈ હૃદયમંદિર આ ઉજાળી,
તારા વિનીત શુભરંગથી સ્વપ્નરંગી,
તું તો કરે હૃદય આ મુજ સ્વપ્નસંગી,
દેતાં સહુ હૃદયનાં તિમિરે શું ટાળી....૨

પુણ્યપ્રફુલ્લ ઉર હો મુજ આ પવિત્ર,
તારી સુવાસ મુજ હો હૃદસન્નિવાસ,
તારે પ્રકાશ મુજ હો બસ, સુપ્રકાશ,
આ અશ્રુશ્રી મિજલસે ઉર હો સચિત્ર....૩

આનન્દના મધુર ઝીલવવા કટોરા,
મ્હોર્યાં કરો હૃદય લક્ષ્મી અમૂલ ફોરાં.

(૨)

(કાલિંગડો)

અન્ત રંગ મુજ જાણે,
સ્વપ્નશ્રી તરંગ જાણે,

તારા જ્યોતિથી જ હુ છું પુણ્યપ્રફુલ્લ,
તારા સ્મિત પ્રસાદે રહું હર્ષોત્ફુલ્લ—
તારી વીણા તારેતારે થઈ એકતારે,
નાચે એક તાર મારી હૃદયની સિતારે.

## ૨૪. પ્રભા અને પ્રતિભા

દેહની દિવ્યતાના શું, આત્માના ઓજ દાખવે,
પ્રતિભાના પ્રતિબિમ્બ, અંગપ્રભા ન સંભવે !
બહિરે ઊજળું એના અન્તરે વળી ઊજળું,
બહિરે કોમળું એના કાળજે વળી કોમળું.

# સૌન્દર્યદેવી

(વસન્તતિલકા)

સૌન્દર્યદેવી મૃદુસ્પર્શ કરાઙ્ગુલિને,
સૌ તાર તું હ્રુદયતન્ત્રી તણા જ છેડે,
તારી કૃપામૃતપ્રસાદી મહામૂલીને,
સંસારનાં અનૃતમાં અમૃતે તું રેડે....૧

મારું દઈ હ્રદયમંદિર આ ઉજાળી,
તારા વિનીત શુભરંગથી સ્વપ્નરંગી,
તું તો કરે હ્રદય આ મુજ સ્વપ્નસંગી,
દેતાં સહુ હ્રદયનાં તિમિરે શું ટાળી....૨

પુણ્યપ્રફુલ્લ ઉર હો મુજ આ પવિત્ર,
તારી સુવાસ મુજ હો હ્રદસન્નિવાસ,
તારે પ્રકાશ મુજ હો બસ, સુપ્રકાશ,
આ અશ્રુશ્રી મિજલસે ઉર હો સચિત્ર....૩

આનન્દના મધુર ઝીલવવા કટોરા,
મ્હોર્યાં કરો હ્રદય લક્ષ્મી અમૂલ ફોરાં.

(૨)

(કાલિંગડો)

અન્તઃ રંગ સુજ જાણે,
સ્વપ્નશ્રી તરંગ જાણે,

તારાં જ્યોતિથી જ હું છું પુણ્યપ્રફુલ્લ,
તારાં સ્મિત પ્રસાદે રહું હર્ષોત્ફુલ્લ—
તારી વીણા તારેતારે થઈ એકતારે,
નાચે એક તાર મારી હૃદયની સિતારે.

## ૨૪. પ્રભા અને પ્રતિભા

દેહની દિવ્યતાનાં શું, આત્માનાં ઓજ દાખવે,
પ્રતિભાનાં પ્રતિબિમ્બ, અંગ-પ્રભા ન સંભવે!
બહિરે ઊજળું એના અન્તરે વળી ઊજળું,
બહિરે કોમળું એના કાળજે વળી કોમળું.

# પ્રેમસૌન્દર્ય

(મન્દાક્રાન્તા)

સૌન્દર્યોમાં પ્રણયરત્નને ઈશની થાય ઝાંખી,
સૌન્દર્યોમાં લસી વિલસતી દિવ્યદ્યુતિ વિભૂતિ,
ઝાંખી થાયે પ્રણય પ્રણુવે, દિવ્ય એ ભવ્યદ્યુતિ,
તેજંબારો મલક ઝલકે, કેમ રહેવાય સાંખી?

ઝંખી રહેતાં પ્રણવ પ્રણુથી જ્યોતિ શ્રી નેણલાંઓ,
આંખે ઊંડે વળગી તણખા સાંપડે ભર્ગ સ્વર્ગ;
કર્ણે ઘૂમે અગમ ભણકા દિવ્યશ્રી સ્વર્ગભર્ગ,
રંગે છે શું સ્મૃતિ મધુરવી નેત્રનાં સોણલાંઓ.

સૌન્દર્યોમાં પ્રણય પ્રણુવે જીવને ચેતના છે,
સૌન્દર્યોમાં જીવનસુષમા દિવ્ય છે રાજઋદ્ધિ,
પ્રેમશૌર્યે કમનીય ક્રીડી પ્રેયસી પ્રેરણા છે,
સૌન્દર્યોમાં સુરતિ સુરમા જીવનને ભવ્ય સિદ્ધિ.

સ્વપ્નોદાત્તે જીવનકરતી પ્રેયસી રૂપ રશ્મિ,
ભવ્યોદાત્તે જીવન ઘડતી પ્રેયસી રૂપ લક્ષ્મી.

(મુક્તક)

સૌન્દર્યશ્રી નયન ઊછળે ભાવનાના ફુવારા,
લાવણ્યશ્રી મધુર પમરે દેહથી દેહીની શું?
સૌન્દર્યશ્રી સીકર ઝીકરે ચેતનાની શું ધારા,
પ્રેરી રહેતી જીવન સુષમા આંખડી સ્નેહીની શું?

સૌન્દર્યશ્રી વિધુમધુ શુચિ જીવને સાધના છે,
ઉત્થાને શું કરતી રસિકા ઉન્નતિ જ્યોતિમાર્ગ,
ને ઉદાત્મા કિરણ કરતો પ્રેમનો દિવ્યમાર્ગ,
સૌન્દર્યશ્રી પુનિત પ્રભુની દિવ્ય આરાધના છે.

## ૨૫. ગ્લાનિ

ગ્લાનિ જ્યારે ઉરે છવાયે,
બુદ્ધિ વિનાશ જ સહજે થાયે,
ઉગ્નો જમ્યો ઊડી જાયે,
ગ્લાનિ ઉરે ગ્લાનિ.

સવાર બપોર, સાયંકાળે,
નિશા તણા ઓછાયા ઢાળે,
આત્માના આ અમૃત થાળે,
વિષ બિન્દુ ગ્લાનિ.

# સૌન્દર્યનો ભોક્તા

(શિખરિણી)

તમારાં સૌન્દર્યે ચકિતનયને મુગ્ધ બનતો,
તમારાં માધુર્યે તૃષિતનયને લુબ્ધ બનતો,
તમારું લાવણ્યે નયનશયને હું પરખતો,
તમારું દાક્ષિણ્યે શયનનયને હું નીરખતો...૧

તમારી કાન્તિશ્રી સ્મરણશમણે શું વશ કરે,
સુરા આનન્દશ્રી પરવશ કરે, શું સ્મરજ્વરે;
ઝમો છો જ્યોત્સ્નાશ્રી અમી ફરફરે કામ દહતો,
રસાબ્ધિ પ્રેમાબ્ધિ–પ્રબળ વહને હું શું વહતો....૨

તમારી ઝંખામાં પ્રજળી રહું ના દર્શન થતું,
સમાધિ આરાધી રહું પણ નહીં સ્પર્શન થતું;
અને હૈયા શય્યા મંહી વિવશ હું તો ટળવળું,
અને શય્યા હૈયા મંહી વિવશ હું તો સળવળું....૩

હજી લાધી એકે નથી મિલન દિવ્યા રસઘડી
મને પીડે ચીડે મિલન રસતૃષા ઘડીઘડી,
શિવા સ્વપ્નાગારે મધુમુખી ખસી કંચુકી પડી
અને ડોલંડોલા સ્તનયુગલ ઝોલે હસી પડી...૪

હતી તું દૈવાંશી પુનિતપ્રભ સૌન્દર્યપૂતળી,
હતી હું પ્રેમાંશી રસતૃષિત માધુર્ય-પૂતળી,

હતી સ્વમોદાત્ત તવ નયન કેવી કરુણિમા
હતી ભવ્યોદાત્ત તવ હૃદય કેવી મધુરિમા...૫

મને લાધ્યું કેવું શુચિ રમકડું પ્રેયસી પ્રિયા,
છતાં જ્વાળા જ્વાળામુખી જિગર શું રૂપસી પ્રિયા;
પ્રીતિ પ્રીતિ પ્રીતિ—બળવું ઝળવું શું દિલ ગમ્યું?
શિવા અગ્નિસ્નાને મધુ જ્વલન રૂડું ઉર રમ્યું....૬

વિશુદ્ધે વિશુદ્ધે અમર તણખા પાવક કરે,
સમસ્તે મસ્તે શું તવ મધુરિમા યૌવન વરે.
પ્રિયા તારો હસ્તે અમી ઝમી રહ્યો, પાવક ઝમે,
દિલે ચાંપી લેવા, અનલ અનિલે શું બહુ ગમે....૭

તમારાં નેત્રે તો શુચિ વિધુમધુ ક્ષેત્ર તણખા,
રમે ગેબી કેવા હૃદયશ્રવણે ભેદી ભણકા;
જડાત્મા મારાને તવ નયન પ્રેરે પ્રિયતમા,
પ્રભા સૂક્ષ્મ વેરે વદન સદને શ્રી શુચિતમા....૮

શિવા આદર્શોને ગહન ગગને દિવ્ય ઊડતો,
ઊંડેરા પાતાળે ગહન જળમાં ભવ્ય બૂડતો,
હતી તું ના વ્હાલી શવશી મૃતિકા મૃન્મયી પ્રિયા,
હતી દિવ્યા ભવ્યા, અમૃત ઝરણી ચિન્મયી પ્રિયા....૯

મધુ જ્યોત્સ્ના ગાને, તવ નયનને પ્રેરિત કર્યો
વિધુ જ્યોત્સ્ના સ્નાને, તવ હૃદયને લ્હેરિત કર્યો;
શું ભર્ગોના સ્વર્ગે ખડી શું અલકા તેં પુરી કરી
શું સ્વર્ગોના ભર્ગે, ખડી શું અમરા તેં પુરી કરી....૧૦

શું છે તારે નેત્રે ચુમી ચુમી રહું, તૃપ્તિ ન મળે,
અતૃપ્તિની તૃપ્તિ જિગર જિરવે કેમ? કળે?!
કંઈ આગે રાગે, પ્રણય પમરાગે, પ્રજળતી,
શું સ્તબ્ધે ચૈતન્યે દિલ શમશમે જ્વાલ જલતી...૧૧

રસક્ષેત્રે નેત્રે અનલ ભડકે દે'ની ઘૂમવા,
ભર્યા જાદુ નેત્રો, વિધુમધુ જલ્યાં દે'ની ચૂમવા;
મીઠા કેવા જ્વાળામુખી જિગરને દે વિહરવા,
શું સૌન્દર્યો જ્વાલા મધુ કરુણિમામાં વિચરવા...૧૨

જઈશું એકાન્તે, વિજન સ્થળ કાન્તે! ગુલશને,
શું કલ્લોલો છોળો, ગુલબદન આ નંદનવને;
ખુદાઇ ખ્વાબી કો વિધુમધુ ઝમ્યા, દિવ્ય ખૂલશે,
ભરી શું સૌન્દર્યો, ઉર મિજલસે, ભવ્ય ખૂણુલે...૧૩

શું સૌન્દર્યો જ્વાલે, વિધુમધુ રસાલે ઊતરશે,
પરાગે ને આગે, વિધુમધુ સ્વરૂપે ઊભરશે,
શું સૌન્દર્યો કેરી મધુમિજલસે પ્રેયસી લસે,
ઉપાંગે અંગે સૌ મદન સદને તંગ વિલસે...૧૪

તું નાચે રાચે છે હૃદયકમળે પાંખડી મંહી,
શું નૃત્યે આનન્દી પ્રણયિની કરે આંખડી મંહી,
થતાં ઓતપ્રોતે લથબથ પડ્યાં પ્રેમ નયને,
થતાં જ્યોતેજ્યોતે મિલન મધુરાં પ્રેમ શયને...૧૫

કવચિદ્ જ્યોત્સ્ના સ્નાને મૃદુ જિગર તંગી રણકતી,
કવચિદ્ વીણાગાને અમી ઝમી શું જ્યોત્સ્ના ઊભરતી,

વિદ્યુત્ તન્ત્રી તારો જિગર રણુકે તો, ઝણુકતી
તું શું કાન્તિ શાન્તિ બની જિગરમાં તો ઊતરતી....૧૬
કવચિદ્ ચોળી બ્હોળી સ્તન સુઘન ત્યાં યૌવન છળે,
તંહી બંસી હંસી સ્તનધડક ગાને શું ઊછળે,
દડૂલા ફૂલોના ઊછળી ઊછળી ને મધુ ઝૂલે,
રહસ્યો ઊંડેરાં મધુ પ્રણયનાં દિવ્ય શું ખૂલે?...૧૭
છતાં છાનાં અંગો શુચિ મધુરવાં વ્યંગ ધરતાં,
પ્રસન્ને પ્રચ્છન્ને વિધુમધુ પ્રભા રંગ ધરતાં,
તરંગે રંગેને જીવન કવિતા શું ઊભરતી,
શિવા લક્ષ્મી રશ્મિ અમર સવિતા કેરી ભરતી....૧૮
મધુ સૌન્દર્યશ્રી નિરવધિનિધિ ત્યાં રસનિધિ,
ન ઓટે જેની છે વિરલ ભરતી ત્યાં નિરવધિ,
વીચી વીચી હીંચી જીવન કવને દિવ્ય બનવું,
ઉરે સ્વપ્નોદાત્તે, મધુ કરુણિમા ભવ્ય બનવું ..૧૯
તમારાં સૌન્દર્યે અમર રસભિક્ષા રળી રહું,
તમારાં માધુર્યે જીવન રસદીક્ષા રળી રહું,
તમારાં લાવણ્યે અમર કવિતા હું કવી રહું,
તમારાં દાક્ષિણ્યે જીવન કવિતા હું જીવી રહું....૨૦
મને સૌન્દર્યોનો અમલ ચડતાં મસ્ત હું બનું,
શું મસ્તાને તાને, તવ હૃદયદાને બનું઼ઠનું,
તમારાં સૌન્દર્યે વદન ખસતો દેવી બુરખો,
બપૈયા ને સ્વાતિ અમર રસબિન્દુની સરખો ...૨૧

નહીં જ્યોતિમાર્ગે પ્રણયપથ તો પાવક પથે,
નહીં જ્યોત્સ્નામાર્ગે પ્રણયપથ તો દાહક પથે,
દ્યુતિવિદ્યુતિ શ્રી વીજળી સળગી વાહક પથે
દવાગ્નિ અદ્રિના ગિરિઝરણના ચાહક પથે....૨૨

પ્રિયા ભિક્ષા પામ્યો વિધુ પ્રણયની કાત્તિલ દગે,
પ્રિયા દીક્ષા પામ્યો મધુ પ્રણયની હું રગરગે,
શું રકતે આસકતે નસનસ મહીં આ ધસમસે,
મધૂર્મિ-પ્રેમોર્મિ અનલ ઊછળે શું નસનસે....૨૩

શું બ્રહ્માણ્ડો કેન્દ્રે નિરવધિનિધિ શ્રી રસનિધ,
ગઈ ખેંચી તું તો જીવનજળ ઊંડે નિરવધિ,
કિનારા દીસે ના જળજળ મહીં તાગ ન જડે,
અમીના ઓવારા મિતમિત સ્મિતે શ્રી દિલ અડે....૨૪

લઇ જા ખેંચી તું જીવનજળમાં વા નિધનમાં,
વધાવું મૃત્યુને—નિધન ગણી આનન્દ ધન શાં?
તમારા સાન્નિધ્યે પથિકપથ સૌન્દર્ય ઊભરે,
મહામૃત્યુમાં યે જીવનપથ માધુર્ય ઊતરે....૨૫

તમારું મારું આ મિલન થયું, સાહિત્ય પથમાં,
અને સાહિત્યે શું અમરદ્યુતિ આદિત્ય પથમાં,
ફુવારા ઊડ્યા શા હૃદય-કવિતા-મંગલ કલા,
કૃતાર્થે મારી આ સકલ સકુલા-દિવ્ય સફલા....૨૬

તમારી આંખોએ અમૃત ઝરી ગાતો કરી દીધો,
શું ડંસી બંસીને મધુ જિગર વાતો કરી દીધો,

તમારી પાંખોએ ગગન ઊડતો શું કરી દીધો,
પ્રીતિથી પાતાળી સલિલ ડૂબતો શું કરી દીધો....૨૭

દ્યુતિમાં વા ધ્વાન્તે, પ્રણયવશ કાન્તે વિચરતી,
તું સ્વાન્તે એકાન્તે રતિપ્રમદ કાન્તે વિહરતી,
કરે વીણાધારી શરખતી દગે ગાન ઝમતી,
ઉરે ક્રીડાગારે રમતી શમતી વા વિરમતી....૨૮

વીણા તારે તારી અમૃત સવિણી અંગુલિ ઝૂલી,
શું સ્વર્ગો ભર્ગોની અમૃતવીથિકા ત્યાં રહી ખૂલી,
મધુ બંસી બોલે પ્રણય મધુ કોલે ધરી રહી,
પ્રીતિ કોલે આ શા સ્તનયુગલ ઝોલે વરી રહી....૨૯

વિના સૌન્દર્યેથી તવ મધુરિમા કૈં ન ગમતું,
વિના માધુર્યેથી વિમલ સુષમા કૈં ન ગમતું,
તમારાં લાવણ્યો વગર, સુરમા કૈં ન ગમતું,
વિના સ્વપ્નોદાત્તે તવ કરુણિમા કૈં ન ગમતું...૩૦

તું પોઢે પર્યંકે મમ હૃદયપદ્મે શતદલે,
તું પોઢે મારાં આ નયનશયને દિવ્યવિમલે,
શું ઓઢી જ્યોત્સ્ના મેં વિધુમધુ ખૂલી કાન્તિ વરદા,
તું નગ્ને હું મગ્ને,–નયનશયને સ્વપ્ન રતિદા....૩૧

ગઈ તું શું જાણી તલસું તલપુ છું ઝૂરી ઝૂરી,
તમારાં સૌન્દર્યો શુચિ મધુરિમા શ્રી સ્મરી સ્મરી,
કરી રેને ઘેને અમલ રસ નેને, ભીંજવતી,
તું સ્વપ્નાગારે શું લસતી હસતી, ઓ! રસવતી....૩૨

ગુલાબી કંઠીમાં મધુર શમણાં શું સુરધનુ,
શું કેલીની હેલી ધરતી રમણા શું વરતનુ,
પ્રભાતે મધ્યાહ્નને તવમધુરિકા ધ્યાન ધરતો,
દિવા સ્વપ્ને દેખું શુચિ મધુરિમા ગાન કરતો....૩૩

ખરે થાકેલાં ને શ્રમિત ઉરને દર્શન થતું,
અને આર્દ્રે હાર્દે અવલ મધુરું સ્પર્શન થતું,
કુંળા સૌન્દર્યોનું શ્રમિત ઉરમાં સિંચન થતું,
તરંગોને રંગે, વિચિ-વિચિ-વિચી હીંચન થતું....૩૪

કુંળા જ્યોત્સ્ના ગાને જિગર વહતી શું મધુરિમા,
અને સ્વર્ગે ભર્ગે, જિગર અલકાથી શિવતમા,
મહાલક્ષ્મી રશ્મિ જિગર અમરાથી શુચિતમા,
પ્રભુનાં લાવણ્યે જિગર ઝમતી શ્રી કરુણિમા...૩૫

નિરાશા આશામાં અમૃતમયી આશા ભ્રમિત છે,
પ્રભુ કાન્તિ કીર્તિ જિગર વરશે વિશ્રમિતને,
ઝૂલે શ્વાસોચ્છ્વાસે હૃદય ધડકે પ્રેયસી પ્રિયા,
તું નાડીમાં લાડી હૃદય થડકે રૂપસી પ્રિયા....૩૬

તું શું આનન્દાશ્રુ નયન હૃદયે પ્રેમ દ્રવતી,
તું સૌન્દર્યો પીથી, અમૃત ઝરણે, ક્ષેમ સવતી,
શશીમાં તારાં તો કિરણ રમતાં શું શશી-સુખી,
અને કંઠે ગાને, તું પરભૃતિકા, ઓ મધુમુખી....૩૭

મને વાયુ લ્હેરે વ્યજન કરતી તું પ્રિયતમા,
મિલાપે તારો તો અનિલ સલિલે શું શિવતમા,

શું ભેટું ક્યાં છેટું હૃદય ધડકે તું શુચિતમા,
શું તારાં સૌન્દર્યો હૃદય થડકે હો! મધુરિમા....૩૮

પ્રવૃત્તિમાં તું તો મુજ હૃદય નિવૃત્તિ સુષમા,
નિવૃત્તિમાં તું તો મુજ હૃદય પ્રવૃત્તિ સુરમા,
પરાગે બ્રાહ્મી શું મુજ હૃદયમાં તું મઘમઘે,
તું જ્યોતિ જ્યોત્સ્નામાં ઉડુગણ પ્રભામાં ઝગમગે....૩૯

તું સ્વપ્નોનું સ્વપ્ન,–મમ જીવનનું સત્ય તુંજ છે,
તું સત્યોનું સત્યે, મમ જીવન સર્વસ્વ તુંજ છે,
સુણું બ્રાહ્મીનાદે સ્તનયુગલ બંસી મધુરિમા,
હિલોળા ફંગોળા રવિવિધુ શું લેતા પ્રિયતમા....૪૦

જગાવું તારી આ અલક લટમાં, હું અલખને,
શું સૌન્દર્યે દર્પે, કર્યું મધુર તપ્તે અલકને,
પ્રભુનાં દ્વારો તો મિતમિત સ્મિતે દાખવી રહે,
પદામ્બુજે તારા અભયપદને તો ઉર ચહે...૪૧

નથી શૃંગારી આ જીવનકવને પ્રેમરસનું,
નિમિત્ત બીજું છો, કવનજીવને પ્રેમરસનું;
પ્રભુના પાદોનું ચસચસતું હું ચુમ્બન કરું,
તને ભેટું જ્યાં હું અભયપદ આલિંગન કરું...૪૨

# પ્રેમી જનોનો પ્રેમ

કલંક છે આ ચન્દ્રમાં કહોને જરીક ચકોરીને,
એ બેતમા છે સૂર્યની, મુગ્ધ લુબ્ધ કિશોરી છે.

લાગી લગની ચન્દ્રની નતી રહી ઉર પાંખડી,
છે સુધાંશુની રસપિપાસુ, લુબ્ધ એની આંખડી.

ઘનશ્યામ તો આ મેઘ છે, કહોને જરા મયૂરને
એ વિઘ્ન શું વસશે કદી, પ્રમત્ત રસાતુરને.

શું ભોકતા સ્વાતિબિન્દુનો નવ ચાતકે એ જાણતો?
આ વાદળી નથી ઊજળી, ઓછું મને લવ આણતાં?!

ઓ નિન્દકોના દફતરી પાનાં અને પાનાં ભરો.
મુજ ગુનાઓ વિસ્તરી પ્યારી કને છો રજૂ કરો.

પ્રેમના વિધુમધુ ફુવારા જીવનધારા વર્ષશે,
મુજ પ્યારીને નિન્દા સ્તુતિ કાંઇ જરીએ સ્પર્શશે?!

બુલબુલ કાળું નવરૂપાળું, શું ગુલો નથી જાણતાં?
આકર્ષણે, મધુવર્ષણે રસનો વિનિમય માણતાં!

પ્રેમનું કારણ પ્રેમ છે એ કારણોનું કારણ,
પતંગ દીપક રંગથી બળતાં નથી નિવારણ.

રને મને જે છે વસ્યાં તે વસ્યાં કરશે હસ્યાં,
મ્ય પ્રીતિકારણે ડસ્યાં પણ કરશે લસ્યાં!

આ પ્રેમની મધુમોહિની માત્ર પ્રેમી જાણતાં,
દુનિયાને નવ આવડે, પ્રીતિ રીતિ પિછાણતાં;

શી તાલાવેલી પ્રેમની, શી ધાલાવેલી પ્રેમની,
કઈ દોરી આ ખેંચી રહી, આમની ને તેમની.

એ માત્ર પ્રેમાંશી જનો, નાણતાં ને માણતાં,
એ દિલ્લગીની વાત તો માત્ર પ્રેમી જાણતાં.

બળવા મહીંને બાળવામાં શીદ એ મુસ્તાક છે,
એ માત્ર પ્રેમી જાણતાં છાની છતે શું છાક છે!

## ૨૬. રસોર્મિની છોળો

(શિખરિણી)

ક્ષમોર્મિથી પ્યારા, ઉર વિવશ તારું કદી બને,
ફુળાં માધુર્યો ત્યાં નયનજલ આ લોચન ધને,
થશે ત્યારે ભાને, યુગયુગ તણાં રે તપબલે,
રસોર્મિની છોળો ઝીરવી શકતું જેમ અચલે.

## ચમેલી

તને ચમેલી કહી એમાં અલી રે શું થયું?
ગુલાબ મોગરા કલિ એમાં ભલી રે શું થયું?

કહું માલતી ચંપા કહું, શિરીષ કહું શેવન્તી વા,
અલબેલી વનવેલી કહું એમાં વળી રે શું થયું?

પાસે તું બેઠી હોય ત્યાં અલકાપુરી, અમરાપુરી
શ્વાસોચ્છ્‌વાસ ઝૂલતી ગઈ દૂરની કળી શું થયું?

તું મનનમાં ચિન્તને, તું ઝૂલે નિદિધ્યાસને
ભવભવ મળી તો આ ભવે મળી ના મળી તો શું થયું?

આનન્દકોષ પ્રિયા ભરે, તું સોણલામાં સાંભરે
ઉરમાં રહી તારી છબિ, ઊછળી રે શું થયું?

તું દૂર હોયે તો ય મુજ કલ્પના માંહી રમે,
તું જલ્પના માંહી શમે, રહું બળીઝળી રે શું થયું?

તું સોળ પાંખડીએ ખીલી, વિધુમધુ સૌન્દર્યથી,
તુજ અલપઝલપ રૂપથી રહી ચળી છળી રે શું થયું?

મુજ હૃદયકુંજે કોકિલા, બની તું ટિહૂટિહૂ કુજે,
તું-પુષ્પપુજે, ભ્રમર બનું ગુંજી રહું અલી શું થયું?

તુજ હૃદય ખીલો પૂર્ણિમાની કરુણિમા શ્રી મધુરિમા,
છો જાય દુનિયા અશ્રુઓમાં પીગળી રે શું થયું?

## કોલ જૂનો છે

અટારી આભની બેઠાં, ઊતરવું શું નથી હેઠાં,
રહી શું ઘુંઘટપટ વેઠયાં?! પુરાતન કોલ જૂનો છે.

તમારાં રૂપનાં રશ્મિ, લલિત લાવણ્યશ્રી લક્ષ્મી,
તમારી રૂપમંજરીનો મધુ ફૂલદોલ જુદો છે.

ન આવ્યાં સ્વપ્નદર્શનમાં, ન આવ્યાં સ્વપ્ન સ્પર્શનમાં
નયનની મૂક માધુરી, બંસરીબોલ જૂનો છે.

શશીમુખી બની આવ્યાં, શશીને સૂર્ય ઝુલાવ્યા,
સ્વસ્તિકે ચોળી રંગોળી, શું અણુમોલ જૂનો છે.

મને શું આમ તલસાવો, ટટળાવો શું તલસાવો,
સર્જનજૂની લીલાનો, રસહિન્ડોલ જૂનો છે.

સમજો તો સાનમાં સારું, ઠગારુ હાસ્ય શું ન્યારું,
ભીડાઓ રસભુજામાં આ, યુગયુગ કોલ જૂનો છે.

## ચમેલી

તને ચમેલી કહી એમાં અલી રે શું થયું?
ગુલાબ મોગરા કલિ એમાં ભલી રે શું થયું?

કહું માલતી ચંપા કહું, શિરીષ કહું શેવન્તી વા,
અલબેલી વનવેલી કહું એમાં વળી રે શું થયું?

પાસે તું બેઠી હોય ત્યાં અલકાપુરી, અમરાપુરી
શ્વાસોચ્છ્વાસ ઝૂલતી ગઈ હૃદની કળી શું થયું?

તું મનનમાં ચિન્તને, તું ઝૂલે નિદિધ્યાસને
ભવભવ મળી તો આ ભવે મળી ના મળી તો શું થયું?

આનન્દકોષ પ્રિયા ભરે, તું સોણલામાં સાંભરે
ઉરમાં રહી તારી છબિ, ઊછળી રે શું થયું?

તું દૂર હોયે તો ય મુજ કલ્પના માંહી રમે,
તું જલ્પના માંહી શમે, રહું બળીઝળી રે શું થયું?

તું સોળ પાંખડીએ ખીલી, વિધુમધુ સૌન્દર્યથી,
તુજ અલપઝલપ રૂપથી રહી ચળી છળી રે શું થયું?

મુજ હૃદયકુંજે કોકિલા, બની તું ટિહૂટિહૂ કુજે,
તું-પુષ્પપુંજે, ભ્રમર બનું ગુંજી રહું અલી શું થયું?

તુજ હૃદય ખીલો પૂર્ણિમાની કરુણિમા શ્રી મધુરિમા,
છો જાય દુનિયા અશ્રુઓમાં પીગળી રે શું થયું?

## કોલ જૂનો છે

અટારી આભની ઊંડાં, ઊતરવું શું નથી હેઠાં,
રહી શું ઘુંઘટપટ વેડયાં?! પુરાતન કોલ જૂનો છે.

તમારાં રૂપનાં રશ્મિ, લલિત લાવણ્યશ્રી લક્ષ્મી,
તમારી રૂપમંજરીનો મધુ ફૂલદોલ જુદો છે.

ન આવ્યાં સ્વપ્નદર્શનમાં, ન આવ્યાં સ્વપ્ન સ્પર્શનમાં
નયનની મૂક માધુરી, બંસરીબોલ જૂનો છે.

શશીમુખી બની આવ્યાં, શશીને સૂર્ય ઝુલાવ્યા,
સ્વસ્તિકે ચોળી રંગોળી, શું અણુમોલ જૂનો છે.

મને શું આમ તલસાવો, ટટળાવો શું તલસાવો,
સર્જનજૂની લીલાનો, રસહિન્ડોલ જૂનો છે.

સમજો તો સાનમાં સારું, ઠગારુ હાસ્ય શું ન્યારું,
ભીડાઓ રસભુજામાં આ, યુગયુગ કોલ જૂનો છે.

# બુલબુલ 'ને ગુલ

જિગરનાં દાન છો નાદાન, ભલે બુલબુલ આ અર્પે,
પ્રીતિની શૂળ પુણ્ય પ્રફુલ્લ અશ્રુગાન છો તર્પે,
દર્દેદિલ, પણ કિલબિલ બિમારી ઈશ્કની રજૂ,
કરે રજૂ વજુએ અશ્રુએ દિલ આરજૂ.

હસ્તી મસ્તી આ મીઠી રુદનના રાસમાં તો છે;
ભવ્યોદાત્ત, સ્વપ્નોદાત્ત, હાસે હ્રાસમાં તો છે.
પ્રણયનાં આર્તગીતે એ કુરબાનીની શું લ્હાણી,
અશ્રુ મહેફિલે આ ઉજાણી દિવ્ય કલ્યાણી.

જિગરનાં ખૂનને રંગે, બધો સંસાર રંગાયે,
ચિરાતા જિગરના ટુકડા મધુ અશ્રુએ ભીંજાયે.
ખુદાઈ ખ્વાબના રંગે મધુર ઈશ્કેમિજાજી આ,
પલટો દિવ્ય શું લેતો, સુભગ ઈશ્કેહકીકીમાં.

જિગર ગુલઝારની આ તો ખુદાઈ દિવ્ય છે ખુશ્બો
ફના ફિલ્લાહ થવાની આ જિગરની ભવ્ય છે ખુશ્બો.
અહીંહું દેખવા તરવે જિગરની ઈંતેજારી આ,
બિમારીની શું બલિહારી, ખુદાઈ ખ્વાબી યારી આ.

બિમારી દિલ તડપતે કાળજે કિલકારી આ,
જિગરને ગાન મસ્તાને પ્રણયની ક્રીકિયારી આ,
જિગરનાં દાન રે નાદાન શું અશ્રુગાન છે,
અશ્રુગાન, જિગરદાન મસ્તાન તાન છે.

# તારા મિલન ને જુદાઈ

આ સિન્ધુ બિન્દુ બિન્દુમા, તારા મિલનના ગાન છે,
ને તારકોના અશ્રુગાને તવ જુદાઈ તાન છે
અરુણોદયે, કરુણોદયે તારા મિલનના ગાન છે
કલ્યાણ વિશ્વ વિધાત્રી રાત્રિ તવ જુદાઈ તાન છે
ગિરિ ગિરિમાલા દગે, શુ અશ્રુમાલા ઝૂલતી,
એને કણેકણ કલરવે શુ મિલન મસ્તાન છે?
આ વાદળીઓ દ્રવી રહી, માહી ઝમૂકે વીજળી
મીઠરે મીઠરે તવ જુદાઈ વિરહ અશ્રુ ગાન છે
"જ્યા જ્યા નજર મારી ઠરે," ત્યા તા જુદાઈ મિલન વા,
હુ તો દીવાનો થઇ જતો, ખુદાઇ ખ્વાબી ગાન છે
તવ મિલનની અધીરાઈ આ, બહાવરો મુજને કરે,
આલાપમા વિલાપના અમૃત અશ્રુ ગાન છે
તુજ ચક્ષુઓથી વહે, કલ્યાણગગા અશ્રુની
તારા મિલન, તારી જુદાઈના મહુ અહેસાન છે
મિલન તારા મિતસ્મિતે જુદાઈ તારી અશ્રુમા,
મિલન વા જુદાઈમા તારા જિગરના દાન છે
તલસવુ ને તલપવુ તારા વિરહની આણમા,
કલરવે, અમીદ્રવે, મારુ જીવન ઉત્થાન છે
આ રાગ ફાગ પરાગમા આ વિરહ જ્વાળા આગમા,
તારે મિલનને જુદાઇ, દિલ આ મસ્તાન છે

## પ્રિયાનાં જાદુ

દિલની વાતો દિલ જ જાણે, શું બીજાને કહું?
દિલના ઘવાયા ઘાયલની ગતિ એ સમજી શકે?

એક છાયલ મોહિની, એક વાયલે વાયલ કરે,
બિન અનુભવી, એક પાયલ રતિ શું સમજી શકે?

કામણ કર્યાં શું કંકણે, માધુરીના મહેરામણે,
નૂપુર ઝંકૃતિ ચમત્કૃતિ પ્રણયી વિના સમજી શકે?

સ્વાતિબિન્દુ માંહી તે અમૃતસિન્ધુ શું ભર્યો?
ચાતક ચન્ચુના વિના બીજો એ સમજી શકે?

બુલબુલને આ ગુલની ઓવડી શી મોહિની,
રંગી તરંગી છીવડા વિણ બીજા સમજી શકે?

આ ચન્દ્રની મધુ ચન્દ્રિકા, ઘેલી ચકોરી કાં કરે,
આશક દિલની તમન્ના બીજા તે સમજી શકે?

એવું બધું શું કૌમુદીમાં કુમુદિની ને મન વસ્યું?
ને કમલિની–રવિની પ્રીતિ બીજા શું સમજી શકે?

સ્તનધડકની બંસરી મંજરી કે ગુંજરી
સૌન્દર્યભોક્તા પ્રેમીના વિના શું સમજી શકે?

આશક તણા દિલરંગને, માશુક પણ ના જાણતી
ગેબી બિના આશક વિના કોણ એ સમજી શકે?

ગગનમંડળ ઘુમ્મટે ઘુંઘટ પટને ઘુંઘટે
જાદુ ભર્યાં શાં ઊમટચાં? કોણ તે સમજી શકે?

# ઇશ્ક બિમારી

ગુલ વિના બુલબુલ બિમારી, કોણ સમજી શક્યું?
માશુક વિના આશક આઝારી, કોણ તે સમજી શક્યું?

મસ્તાન બુલબુલ તાનમાં કાં મીઠાં ગુલતાન છે,
પ્રેમી વિના ઇંતેજારી કોણ તે સમજી શક્યું?

મયૂરને આ મેહુલાની તમન્ના શી મોહિની?
પ્રણયી વિણ તાલાવેલી, કોણ તે સમજી. શક્યું?

ચકોરી ને શીદ ચન્દ્રમાની મોહીની શીદ આવડી?
ઇશ્કી વિણ ઘાલાવેલી, કોણ તે સમજી શક્યું?

સિન્ધુની આ વિચિવિચિ, ઇન્દુ દેખી ઊછળે,
આશક વિના દિલ રંગને કોણ તે સમજી શક્યું

કાં પરવાના દીવાના; શમા કાં મનોરમા,
આગ ફાગ એ દીવાના, કોણ તે સમજી શક્યુ?

સ્વાતિ બિન્દુ માંહીને અમૃત સિન્ધુ શું વસ્યો?
ચાતક ચન્ચુના વિના કોણ તે સમજી શક્યું?

ચક્રવાક ચક્રવાકી, દિનમિલન, રાત્રિવિરહ,
ભેદી ઘટના એ વિના કોણ તે સમજી શક્યું?

દિલદારનાં વિધુ દર્શને, મધુ સ્પર્શને સંગીત શું?
આશક` દિલ દિલરૂબા કોણ તે સમજી શક્યું?

# સનમનું નામ દે?

નજદીક ઊભાં ના જનીન, સાગી ભરી ભર જામ દે;
પયગમ્બરી પેગામનો, આખરી અંજામ દે.
મન્સૂર શૂળી પર ચડી, અનલહક પુકારતો,
સાઽહમ્ સાઽહમ્ બ્રાહ્મીનાદે આખરી આરામ દે.
મીરાં નરસિંહે પીધા, અમર કટોરા રંગ જે,
વિષનાં અમી મધુ જે કરે ખુદાઈ ખ્વાબી સંગ દે.
બુદ્ધ, ઈશુ ને ગાંધી ને જે નિશાનો ચડ્યો નિશો,
સરફરોશીની તમન્ના શહીદોની ધૂન દે.
મરી મીટવાના પ્રસંગો, ભવ્ય છે, શું દિવ્ય છે,
ખૂન ને ટીપે ટીપે, કુરબાની બેનમૂન દે.
દિવ્ય જીવન જીવવા મરવા, ખુદાઈ ખ્વાબને,
શહાદતની ઇબાદત, રંગ અફલાતુન દે.
દર્શનપ્રિયાનાં બાંધવાં, એ જામની અન્દર મને
શું રંગરંગ રગરગે, ખુદાઈ ખ્વાબી ખૂન દે.
આદર્શમાં મરી મીટવા, હસ્તીની મસ્તી મહીં
પ્રેમોર્મિથી, મધુર્મિથી, ઊર્મિ બેલગામ દે.
જાન ફશાની મહીં, હો યે હિસાબી ગણતરી,
ઊર્મિ ખુદાઇ ખ્વાબ ખાતર, ઊછળતી બેફામ દે.
ઝંઝાવાત, ઉલ્કાપાત, વજ્રઘાત, મર્માઘાત
વિષમ જીવન જીવવા—સાકી! સનમનું નામ દે.

# ભરકટોરા રંગ દે

ભરકટોરા રંગ દે, જુવતી જોબન જામ દે,
સ્તનધડક બંસી, આરામગાહ આરામ દે.
રૂપના કેફે ચડયો, બેહોશને બાહોશ કર,
વસુધા સુધા છલકતો, વિધુમધુ અધર ધર.
અલકલટની કસ્તૂરી, મસ્તૂરી વેરાય છે,
અનિલ અડપલાં રમે, લ્હેરે મન લ્હેરાય છે.
ખુશબો ખુશબોદારથી, આ રક્ત મારું ધમધમે,
નસનસે આ રમરસે, શી ફેરમે મનોરમે.
ચડતાં તરુણી વારુણી મગજ મારું તરબતર,
અધર પીધા સુન્દરીના તેજ જાણે છે અસર.
દુનિયાથી મને બેતમા મનોરમા કરી રહી,
યૌવનશ્રી મ્હોરી ફોરી તે બદલ ધરી રહી.
મરજીવાની રતિ મતિ ગતિ શું જાણી શક્યા;
તટ પરે ઊભા તટસ્થો, રંગ એ માણી શક્યા?
પ્યારી દગ દરિયાવમાં વીણવા મુક્તા પેશ દે
આનન્દ નૌકા, સફર ટહુકા, મસ્તાનન્દ કોષ દે.
સાકી, ભરી દે રંગ પ્યાલું, અલકાપુરી કર તું ખડી,
મસ્તાન ગાન તાનમાં, અમરાપુરી ધર તું ખડી.
થનન થનન નર્તને, નાચે હૃદયની પાંખડી
દુનિયાથી બેતમા કરે, સાકી, સનમની આંખડી.

# દિલદારનાં દર્શન

ઘડી વાર મીચું આંખ ત્યાં, તું તરવર તર તર્યો કરે,
મુજ નયન ન વિધુશયન, વિચર્યાં કરે, વિહર્યાં કરે.

રસ-ભુજામાં તું ભીડાઈ, ખીડાઈ ને કલિકા ગઈ,
આ વિધુમધુ જ્યોત્સ્નિકા, સુરભિ સુધા ઝર્યા કરે.

દિલદાર તુજ દિદારના, દિવ્ય દર્શન સાંપડે,
વસુધા સુધા કટોરીઓ મુજ નયન તો ઢોંચ્યા કરે.

ગહન ગગન મંડળે, સ્તનમંડળે, યૌવન ઝૂલે,
ચડી હિલોળે તન મને લોચને ઢોંચ્યા કરે.

કુસુમ કોમળ કાળજું, વજ્ર, કઠોર કાં બને?
જા જા સરકયા પલ્લવને, કાં સમાયો કરે?

તંગ ચોળીમાં અનંગે ખંગ વ્યંગે જ્યાં રમી
છૂપાં મધુ છતાં કરે છતાં તું કાં વાર્યો કરે?

બાંકી ઝૂકી લટ આ પ્રિયા, કાં ખસેડી ગોઠવે;
મુજ કાળજાંના કોડને જાણ્યા વિના તું શું કરે?

એ અલકલટ કસ્તૂરી મસ્તૂરી વૃત્તિ કરે,
મુજ અંગુલિ રહે ત્યાં ઝૂલી માણ્યા વિના તું શું કરે?

## તારા વિના ગમતું નથી

તું ચાંદનો ટુકડો પ્રિયા મદન સદને તુજ વદન,
મુખ કાન્તિની કટોરી, પીધા વિના ગમતું નથી.

શશી કેશ રૂપથી ચડી જાય છે તું શશીમુખી,
વસુધા સુધાની અંજલિ લીધા વિના ગમતું નથી.

નજદીક હો તું નાજનીન, સ્તનમંડળે ઘટદાર પીન,
હો નિશા છો ના, નશો, કીધા વિના ગમતું નથી.

અલકાપુરી, અમરાપુરી, તું પાસ બેઠી હોય ત્યાં,
તારા વિના બીજું કશું દુનિયા મંહી ગમતું નથી.

પાસે પ્રિયા તું હોય બેઠી, હું વીણું વેણુ-ફૂલડાં
મુક્તાથાળનાં કે મોતીડાં, વીણ્યા વિના ગમતું નથી.

સ્તનધડકની બંસરી, ઉશીકું આરામગાહ,
છાનું બિછાનું મજાનું પ્રીણ્યા વિના ગમતું નથી.

તારી હથેલી હાથમાં લઉં, ઇન્દુકિરણ શી અંગુલિ,
રમકડું રમવા મળ્યુ, રમવા વિના ગમતું નથી.

અમૃતવર્ષિણી અંગુલિ અમીલેપ શું ઉરના વ્રણે
તારા નયન દરિયાવમાં શમવા વિના ગમતું નથી.

ગમ્યું નથી, ગમતું નથી કોઇ દિન ગમશે નહીં,
તુજ યૌવનશ્રી નિતનવી, ગમવા વિના ગમતું નથી.

# સૌન્દર્યો

સૌન્દર્યો કેરું સામ્રાજ્ય, વિશ્વ વ્યાપ્ત સનાતન,
પ્રસાદી પ્રકૃતિ કેરી, અનાદિ ને પુરાતન.
આંખોના તારલાઓ એ, પ્રસાદી શું વિરાટની,
બ્રહ્મવાદિની આભા શું, સૌન્દર્યશ્રી લલાટની.
સૌન્દર્યપ્રતિમા ચારુ પ્રતિભા દિવ્યલોચને,
વાતાવરણ શું રંગે, શક્તિ સૌન્દર્યશ્રી કને.
સૌન્દર્ય સ્વાન્તમાં રાજે, એકાન્તે મધુમંગલ,
જ્યોત્સ્ના ઝમે શું મીઠા એ, વિધુમધુ શું પ્રેમલ.
સૌન્દર્ય કરી રહેતું શું, ફીકીને મધુ કામણ,
મહેરામણ માધુરી સૌન્દર્યોને સુધાકણ.
સૌન્દર્યો મધુરી આંખે, શરણતી શું શાસન;
સામ્રાજ્ઞી બંસરી બોલે, આત્મા કેરું પ્રકાશન.
સૌન્દર્યો વદને કેવું, અલકા કે સ્વર્ગ ભર્ગ છે
ને વિધુ વદના ત્યારે અમરા કે ભર્ગ સ્વર્ગ છે?
સૌન્દર્યો રૂપ લાવણ્ય વસે છે મનલોચને
વેરાયે સૌરભે મીઠી, અદૃશ્ય મનનંદને.
સૌન્દર્યો શું, ઋતા ઋચા, કે કલ્યાણગંગા ઋતા,
સૌન્દર્યો દેહની લક્ષ્મી, મ્હોરે ફોરે શું ચારુતા?
સૌન્દર્યો દેહનાં માંહી, સૌન્દર્યો દેહીનાં રમે,
આત્માનાં અમૃતે ત્યારે જ્યોત્સ્નિકા માધુરી ઝમે.

સૌન્દર્યો આત્મ લક્ષ્મી છે, સૌન્દર્યો આત્મ રશ્મિ છે,
સૌન્દર્યો દેહની કાન્તિ દેહીની કાન્તિ શાન્તિ એ.

ફુવારા કાન્તિના ફૂટે, જેવા દિવ્ય દેહીમાં,
મધુધારા ફુવારા એ, ઝમે છે દિવ્ય દેહમાં!

સૌન્દર્યો પ્રતિભા ચારુ ઝમે મેધા તણી પ્રભા,
સ્વપ્નવસન્ત સોહાગ, પ્રભુની પ્રભુતા વિભા.

સૌન્દર્યો સુરતા લક્ષ્મી, આનન્દરશ્મિ મંગલ,
દિવ્ય આરાધના એની, સાધના ભવ્ય પ્રેમલ.

સૌન્દર્યો ફોરમે ફોરે. કેવી સ્વપ્નવસન્તની,
દિગ્દિગન્ત શી લક્ષ્મી રશ્મિ ચારુ અનન્તનાં.

સૌન્દર્યો શીલ કેરાં ને સૌન્દર્યોનાં શું શીલ છે?
ગીતા, સીતા તણાં તેજો ભવ્ય ને દિવ્ય–રમ્ય-છે!

સૌન્દર્યો શીલ કેરાં તો, અમૃતા વિશ્વકાન્તિ છે,
સૌન્દર્યો વિશ્વ કાન્તિ એ, દિવ્ય શ્રી વિશ્વશાન્તિ છે.

## તમારાં સૌન્દર્યો

(શિખરિણી)

તમારાં સૌન્દર્યો સ્તનયુગલ પીને વિકસતાં,
અમે જ્યોતિ જ્યોત્સ્ના, સ્તનઘડક એ શું રવિવિધુ,
મહાલાવણ્યોની પુનિત પ્રભ લક્ષ્મી વિલસતાં
કટોરા કાન્તિશ્રી સ્તનઘડકશ્રી વિધુમધુ....૧

સ્તને સૌન્દર્યશ્રી, ગુલબદનશ્રી યૌવન ઝૂલે,
અને મુગ્ધે લુબ્ધે, વિધુમધુ કરે લોચનમને,
સમસ્તેશ્રી, મસ્તે સ્તનઘડકશ્રી બંસરી અને
લસી લાવણ્યશ્રી, અહ ! સરકી શું અંચલ ખૂલે....૨

ફુવારા ચૈતન્યે જીવન રસધારા અમી ઝમે,
ઉતારે ક્લાન્તિને સ્તનયુગલ કાન્તિ શ્રમ હરે,
રમે આરામે ને વિધુ વદનશ્રી શાન્ત વિલસે,
ચૂમી લૂમી ઝૂમી અમૃત ઝમી આલિંગન શમે...૩

સુણું બ્રાહ્મીનાદે સ્તનઘડક બંસી મધુરિમા
પરાગેશ્રી બ્રાહ્મી હૃદયરસ રાગે પ્રિયતમા....૪

# છેલ્લી રાત

આજ છેલ્લી રાત છે, આજ છેલ્લી વાત છે.
સનમ સાકી કટોરી છે છેલ્લી જમાત છે.

ભર કટોરા રંગ છે,
સુરતા સુરત જંગ છે,
રંગ ખંગ પ્રસંગના છેલ્લા આઘાત છે,
છેલ્લા પ્રત્યાઘાતમાં જોબન ખૈરાત છે!

એક ચુમ્બન, એક ચુમ્બન,
સફલ કરે ખીલતું યૌવન,
છેલ્લાં એક આલિંગને, સફળ શું જાત છે!
જેની રાત સફળ છે, સફળે પ્રભાત છે.

શમા ને પરવાના,
બન્ને પ્રેમ દીવાના
ઈશ્કે બળી જલવાની, આજ પ્રથમ રાત છે,
આજ અગ્રિમ રાત છે, આજ અન્તિમ રાત છે.

વીણાગાન આજ છેલ્લું
અધર પાન આજ છેલ્લું,
અધરદાન આજ છેલ્લું, છેલ્લા આઘાત છે,
આ ઈશ્કે મિજાજીથી હકીકી પ્રત્યાઘાત છે!

# પ્રેમની મુદ્રિકા

(શાર્દૂલવિક્રીડિત)

શું ન્હોતી બસ આમ્રને તરુ લચી, મ્હોરી મધુમંજરી?
શું ન્હોતું બસ જ્યોત્સ્નિકા ફરફરે આનન્દથી સ્નાન એ.
શું ન્હોતી બસ કોકિલા હૃદયની, કુંજે મધુ બંસરી?
ઉન્માદી કરવા મને ચિત સ્મિતે, આંખે મધુ ગાન એ?

અંગે અંગઅનંગ શું ઊછળતો, લાવણ્યલક્ષ્મી ઝમે,
સૌન્દર્યે મુખ કાન્તિ શું મલકતી, શું યૌવને મ્હોરતું?
માધુર્યે ઉર શાન્તિ શું છલકતી, શું જીવને ફોરતું?
શું ન્હોતું બસ આટલું વિધુમધુ, આનન્દરશ્મિ રમે?

તારે ગાલ સુહાસ ગોળ લહરી, જ્યાં મોગરાઓ રમે,
કેવી કાન્તિ ગુલાબના ખુશનુમા સૌન્દર્યની ઝાંઈ શું?
છૂટી મૂકી શું સર્પિણી સ્તનદ્વયે, એ તો ભરે સાંઇ શું?
ઉન્માદી કરતાં નિશા વળી નશો, ઘેલો બન્યો આ સમે.

શું ન્હોતું બસ આટલું, પ્રણયનું તેં તો ભર્યું ચુમ્બને,
મારી પ્રેમની મુદ્રિકા મધુરવી, છેલ્લાં રસાલિંગને?!

શું કરું, શું ના કરું? પ્યારી સનમ,
શું ધરું, શું ના ધરું? ન્યારી સનમ.

તુજ શરબતી આંખડી નર્તે, સનમ,
મુજ ઉર પાંખડી પાંખડી નર્તે સનમ.

મારે જિગર થનગનાટે, શું સનમ,
તુજ સૌન્દર્ય લસલસાટે, શું સનમ?!

તવ ઉરે તનમનાટે શું સનમ.
વિધુમધુ પમરાટ વાટે શું સનમ?!

## ૭૭. દાદો જન્મવાનો છે

(અનુષ્ટુપ)

રાજી રાખી શકે સૌને દાદો તેનો શું જન્મશે,
પોરિયો ને પિતાજીનો, જન્મવાનો કદી હશે?
દાદો જેનો નથી જન્મ્યો, ભયો ક્યાંથી જ પોરિયો?
રાખવા રાજી તો સૌને, જવા દો ઉર ઓરિયો.

# પ્રભુને

(આશાગોડી)

આભથી ઊતરી આવો, જીવનજ્યોતિ આભથી ઊતરી આવો,
દૂર દૂરથી નૂર પયગમ્બરી, ઉરે ઊમટી આવો.

જગને અન્ધારે અજવાળે આંખડી મારી આંજો,
અઘમર્ષણુ માર્જને થાય, પાપ શાપને માંજો.

કલ્યાણી વાણીથી દિવ્ય મૂક ને વાચા આપો,
અસહ્ય આર્ત્તિ ગૂંગળાતી મૂક—વાચા આપો.

આભથી શૂન્યમનસ્ક મને, આભા થઈને આવો,
મનનંદને સુરખી સુરભિ, શોભા થઈને આવો.

સ્વપ્નવસન્ત મદનંદન વનશ્રી મ્હેકો મ્હોરો,
નવજીવન, નવચેતન યૌવનશ્રી ફોરો.

અન્તરની અલકાપુરી એ નિકટ નિકટ પ્રભુ આવો,
અન્તરની અમરાપુરી એ નિકટ પ્રકટ પ્રભુ થાઓ.

# સોણલું કે સંત?

ભરયામિનીમાં કામિની બીજે શયન જઈને પડી,
ઘડી ટળવળી, ઘડી સળવળી, પોપચે નિદ્રા ચડી.

શ્રમિતા હતી શ્રમિતા છતાં, મીઠડું ઊંઘી રહી,
ફૂલગુલાબી ખ્વાબમાં શું સ્વપ્નશ્રી સૂંઘી રહી.

શું ઈન્દ્રધનુ શ્રી રંગલીલા પોપચે લચે મચે
લીધી પ્રિયતમે શું ગોદમાં રસભુજામાં ભીડી દીધી.

શું સ્વપ્ન રંગતરંગમાં આનન્દ એ મ્હાલી રહી,
અલકાપુરી નયને રમે, અમરાપુરી શયને રમે,
મધુકાલ મધુફાલશ્રી, મ્હોરી ફોરી ફાલી રહી.

સ્વાન્તના એકાન્તમાં, ધ્વાન્તમાં પ્રિયતમ પડચો,
જાગી ગયો ને પ્રિયાની સેજમાં પ્રિયતમ ગયો.

સ્વપ્નાન્ત રંગત સ્વપ્નલીલા, જ્યાં બધી ચાલી રહી,
જાગી જશે એ બ્હીકથી ચુમ્બન લીધું વા ના લીધું.

ધડક શું શ્વાસોચ્છ્વાસની કસ્તૂરી એ મસ્તૂરી,
જાગી જશે એ બીક, આલિંગન દીધું વા ના દીધું.

સ્વપ્નની એ સુન્દરીએ, ભીડી દીધો ભુજા મંહી,
દૃશ્ય પ્રપંચ ઈન્દ્રજાળે, રચી રહ્યાં'તાં નેણલાં.

એ નયનની લીલા હતી કે શયનની લીલા હતી?
એ સોણલાંનાં નેણલાં કે નેણલાંનાં સોણલાં?

## નેણલે કે સોણલે?!

વાતમાં ને વાતમાં વિભાવરી વીતી ગઇ,
ગોદમાં પડી'તી પ્રિયા, પણ તો ય એ છૂતી ગઈ.

નિશા મંહી ચડબ્યો નિશો, પણ એક ચુમ્બન ના દીધું,
રઞ્જની ના થઈ રંગભીની તારી પણ ભીતિ ગઇ.

સ્તનધડકની બંસરી, ઉશીકું આરામગાહ,
મુજને મળ્યું છતાં ય એળે જિગરપ્રીતિ ગઈ.

આખી રાત વાતવાત, આપણે કર્યા કરી
ગાયું છતાં ના-અમૃત પાયું-પ્રીતિ પ્રતીતિ થઈ.

ધડક હૃદયે, થડક નયને, શયન સ્વપ્નાગાર શું?
નિદ્રા ફૂલગુલાબીમાં બદલી બધી રીતિ ગઈ.

પ્રણયવશ તુજ પોપચે, રચે સ્વપ્નાગાર શું?
ક્રીડાગાર ત્યાં લચે, બદલી બધી નીતિ ગઈ.

તુજ નેણલે કે સોણલે, કેલીની હેલી મચી,
તું હારી ગઈ કે આખરે, કહીશ તું છૂતી ગઇ!

બાંકી લટોની કસ્તૂરી, રસવૃત્તિને કરી મસ્તૂરી,
હારી ગઈ કરી ડોળ, રસમસ્તી નિવારી ગઈ.

સંયમતણા ઉલ્લાસમાં, ઉલ્લાસના ને સંયમે,
નિરવધિ રસનિધિ તું શું તરી ગઇ તારી ગઈ.

# યૌવનશ્રી

(સોરઠ ત્રિતાલ)

(૧)

વિધુમધુ યૌવનશ્રી મ્હોરે,
વનશ્રી, યૌવનશ્રી ફોરે
કાળજડાંને કોરે
વિશ્વ-સૌન્દર્યશ્રી ધામ....૧

જીવને આ બિન્દુ બિન્દુ
આનન્દ સિન્ધુ અમૃત સિન્ધુ
જીવનનો અમી ઇન્દુ
માધુર્યશ્રી ધામ....૨

જીવન શ્રીથી આ કલ્લોલે
વિશ્વભરી શું ઊડે છોળે
વિશ્વ કરે મધુ તરબોળ
આનન્દ અમૃત ધામ....૩

વિશ્વવીણા વાગે ગાન,
ધ્વનિ અવનિ શું મસ્તાન.
જીવન અમૃતપાન,
સુરતાશ્રી લુબ્ધકામ....૪

(૨)

સુરવાટિકા વિશ્વવસન્ત
ઉર વાટિકા વિશ્વ લસન્ત
મ્હોરે દિગ્દિગન્ત
જીવન જ્યોતિધામ....૧

જીવન મ્હોરે સ્વપ્નવસન્ત,
જીવન ફોરે સ્વપ્નલસન્ત,
મધુશ્રી દિગ્દિગન્ત
ક્યાં છે પૂર્ણવિરામ....૨

પ્રકૃતિશ્રી પ્રસન્ન મન આ,
પ્રભુનાં છે પ્રચ્છન્ન ધન આ
રસિકાનાં લોચન
શું પુણ્યાભિરામ....૩

ભરભર તું જીવન-કટોરા
છલકે છે યૌવન-કટોરા
આનન્દામૃત ફોરાં
બિન્દુ સિન્ધુ ગાન....૪

## તારામૈત્રક

(દેશી)

વ્હાલાં પ્રાણ સમાં પ્રિયજનનાં નયનો નાચતાં રે,
નાચે બ્રહ્માણ્ડો પ્રાણે ત્યાં શું રાચતાં રે.

મીટે બ્રહ્માણ્ડ ડોલે,
જીવ ઝોલે કલ્લોલે
અલકાપુરી ઊડી પડાય છે રે
અમરાપુરી એ દૃષ્ટિ મ્હાંય છે રે.

તારામૈત્રક માધુરી,
પ્રકટે પ્રણયાતુરી
રાજેશ્વરી શું યાચતાં રે,
નયણાં ખળટીખળ નાચતાં રે?

માંડું માંડું મીટ થાયે
વ્હાલાં સામું જોવાયે?
સુરધનુ સન્દેશ શું એ વાંચતાં રે!
છાનાં છત્તાં હસી પડે શું છતાં રે?!

તંગ ચોળી અંગ ડોલે
વ્યંગ વ્યંગ ખંગ ઝોલે,
ગુલાબી મૂક ભાષા વાંચતાં રે,
બ્રહ્માણ્ડ લટકે નાચતાં રે.

દર્શનનાં જાદુ કેવાં,
સ્પર્શનનાં જાદુ એવાં,
વ્હાલાંની કીકીનાં કહેણુ એ વાંચતાં રે,
શું બ્રહ્માણ્ડ ભેદ છાના છતા રે!

## ૨૮. લોહી તરસ્યો–પોતાનાં કે પારકાં!

(અનુષ્ટુપ)

પૂંઠે પડ્યો બીજાની જે, જંપી શું બેસતો હશે!
બીજાનાં લોહીનો ભૂખ્યો, ખૂની ના નિજનો હશે?

એક વાર આમનું જુઓને, પછી જોઈ લ્યો મજા,
નયન ટીખળો ખુઓ ને, અમી દોહી લ્યો મજા.

ભવ્ય કરુણ કાવ્યનું, તમે તેજલ તીર્થ,
લગીર તો હસી પડો મેઘલ વીજલ તીર્થ;
મીઠું એક મરકલડું, પીરસો જોઇ લ્યો મજા.
મિતમિત સ્મિત એ રૂડું, હસો, કોઇ લ્યો મજા.

રચો નયનનાં ટીખળે, શું જીવન રસકુંજ,
મન્દહાસ વિધુકુંજમાં, રચતાં શું મધુગુંજ!
ગુલાબી ગોરા ગાલ મલકે, જોઈ લ્યો મજા,
સ્મિત કટોરા ન્યાલ છલકે, કોઈ લ્યો મજા?!

મીટે મીટ ક્યાં મળે, યુગયુગ અધુરી મીટ,
જીવનભરની ઝંખના, એ મધુરી મીટ;
યુગયુગ પ્રીતિ કોલ, ઘોને જોઈ લ્યો મજા,
મૂક દ્રગે બંસી બોલ પછી મોહી લ્યો મજા.

કુમકુમ રંગ્યાં કાળજાં, અમૃત રંગી આંખ,
નેણલાં પરી સોણલાં, ઊડવા સંગી પાંખ.
હાથ તાળી ઘો મતવાળી, પછી જોઇ લ્યો મજા,
ભલા અશ્રુ અમી ઢાળી, કાં ખોઇ લ્યો મજા.

## સતયુગના હંસાને

(મીરાંનાં ગીતની ધૂન)

કાળા કાળા કલિયુગના કાળા, કાગા કાગારોળ,
ધોળાધોળા સતયુગના ત્યાં હંસાના કલ્લોલ!

અણુબોમ્બ ચડી જ્યાં આંધી,
આવ્યો ત્યાં વિરાટ ગાંધી.
મોકાની ઘડી સાધી તેં ફૂંક્યો પાંચજન્ય,
જગે ન જોયાં જુદ્ધનો, મહાશંખ અનન્ય!

પગલે પગલે તવ તણખા,
સતના ઋતના રણકા,
અગમનિગમના ભણકા, ગાંધી, તું યુગકાર,
ક્ષેત્રે ક્ષેત્રે તવ નેત્રે, અમૃતના આચાર.

જાણી જાણી ઝેર પીધાં,
જગને તો અમૃત દીધાં;
વિષના તેં અમૃત કીધાં, તારે પુણ્ય પ્રભાવ,
મીઠાં મીઠાં મરકલડાંના જ્વાળામુખીના લ્હાવ.

યુગયુગનો તું તપસ્વી,
વિરાટ કર્મયોગી યશસ્વી,
ક્રાન્તિદ્રષ્ટા મનસ્વી, ક્રાન્તિસ્રષ્ટા વિરાટ,
ક્રાન્તિમાં ક્રાન્તિ શાન્તિના, પુણ્યશીલ પમરાટ.

આંખે તુજ અજબ જ્યોતિ છે,
સ્મિતે તુજ ગજબ જ્યોતિ છે,
આનન્દજ્યોતિ, અમૃતજ્યોતિ, સ્હોતી તારે નેત્ર,
પ્રભુ પાર્ષદ તું તો, ધન્યકાર્ય શ્રી ક્ષેત્ર?!

## ૨૯. તેજછાયા

(અનુષ્ટુપ)

મૃત્યુની પૂંઠ માંયે શું, સોહી રહી આ જિન્દગી?
કાલિમા મૃત્યુની છાય, લાલિમા ઓપતી નથી?

# વિશ્વમાનવી

(મિશ્રોપજાતિ–વંશસ્થ)

વિરાટ ગાંધી શુચિ વિશ્વમાનવી,
વર્ચસ્વ તારે શું લલાટ દિવ્ય?
લીલા બધી માનવીની તો ય માનવી?
શું આંખેપાંખે તું વિરાટ ભવ્ય?....૧

વિશ્વોદયી મંગલ તારી દૃષ્ટિ,
સર્વોદયી કાન્તિની ભાવના છે,
કાન્તિની શાન્તિ તવ ભાવના છે,
વિશ્વંભરા પ્રેમલ તારી સૃષ્ટિ...૨

આભે ઊડે છો શિવસ્વપ્નદ્રષ્ટા,
પાદે ખડા કિન્તુ શું વાસ્તવે છે,
શું વિશ્વપ્રેમે, દગને દ્રવે છે,
તું સ્વપ્નસેવી, પણ સત્યસ્રષ્ટા...૩

(અનુષ્ટુપ)

સ્વપ્નોદાત્ત દૃષ્ટિ સૃષ્ટિ, ભવ્યોદાત્ત ધીઁ જ્યોતિ છે,
અપૂર્વ મન્દહાસે ને, વિશ્વોદાત્ત શ્રીઁ સ્હોતી એ.

## ગુરુશિષ્ય–ગાંધી વિનોબા

હિમાલયે ઉન્નત ઉર્ધ્વ શૃંગે,
તપસ્વી શ્રીની ઝગતી તપસ્યા,
ઋષિ મુનિ મંગલ જ્ઞાન રંગે
ઉકેલતી ધી સઘળી સમસ્યા.

તપોધનોના શું તપોવનોના
આદેશ આ ઉન્નત ઉર્ધ્વગામી
સન્દેશ શુભ્રે બની જ્ઞાનશૃંગે
ફળી રહ્યા શું શુચિ લબ્ધકામી.

આ ગૌરી ને શંકર જ્ઞાનશૃંગે
શું મૂર્તિમન્તે તપને તિતિક્ષા
રંગી રહે શું તપ તેજ રંગે,
શું દિવ્ય દેતા તપ તેજદીક્ષા.

(અનુષ્ટુપ)

યુગોની શું તિતિક્ષાનો, હિમાળો એજ સંચય,
ભક્તિ, કર્મ અને જ્ઞાન–યોગે શુભ સમુચ્ચય.

તિતિક્ષા, તપનો દીઠો ગાંધી ગિરિ હિમાલય,
ગાંધી કલ્યાણવાણીમાં પેખ્યો નવ્ય સુરાલય.

(ચોપાઈ)

રાજકારણને પણ રંગ,
મારે સત્ય અહિંસા સંગ.
વિશ્વપ્રેમનો જય ઉત્કર્ષ
એ મુજ જીવન પરામર્શ.
સત્ય, અહિંસા જીવનનિષ્ઠા
વિશ્વપ્રેમ હો પ્રતિષ્ઠા.

નવયુગનો આ પદ ઘોષે શું,
યુગક્રાન્તિનો આ આક્રોશે શું,
આ પાંચજન્યે ધન્યે
શંખનાદ અનન્યે,
કાલ કરાલ જાગે
જાગૃતિ ઘોષે શું?

યુગ શક્તિ જાગી જગાડે,
કાલ કરાલ ખંજરી વગાડે;
યુગ શક્તિ જાગી જગાડે,
કરાલ કાલ શું વગાડે.
આ તે બંસરી કે
ભીષ્મ ખંજરી એ?

વિશ્વક્રાન્તિ યુદ્ધ શું,
વિશ્વશાન્તિ યુદ્ધ શું?

શિષ્યસ્તેઽહમ્ કહી ને એ
ગુરુપદે ઢળી પડચો.

વિનાયક વિનોબા એ
ગુરુ ગાંધીજી ઘડચો,
એ અદ્યતન નવગાંધી છે,
જ્યાં જગતે ચડી આંધી છે.

એક શાસ્ત્ર માર્ગ
ને શસ્ત્ર માર્ગ
પ્રતિકૂળે અનુકૂળ
સંધિ એણે સાંધી છે
ઋતનાં અમૃત એ દોહી રહ્યો
જગ સમૂહે એને જોઈ રહ્યો
વિશ્વોનાં પાપ ધોઇ રહ્યો
ગુરુ સવાઇ શિષ્ય.

## ૩૦ પ્રભુકૃત-પરીવાર્તા

નવલિકા નવેશાનો ઓળખ્યો નથી કયાં લગી?
પ્રભુકૃત પરીવાર્તા—દીસતી નથી - જિન્દગી?

## દારૂનો દૈત્ય

(ધીરાની કાફી)

(૧)

ગાંધી, તુજ સ્વરાજે રે, શું છે કેન્દ્રનું કેન્દ્ર?
તારાં રામરાજે રે, શ્રીધી કઈ હિતેન્દ્ર?
કાલ કરાલદંષ્ટ્રા–દારૂબદી દૈત્ય,
ભૂતાવલિ ડાકલી, ભય કંપાટી શૈત્ય.
જીવનહીર ચૂસે રે, સમજે એ જિતેન્દ્ર.

(૨)

સદીથી સદી ગઈ રે, દેશે દારૂબદી આ,
કલ્યાણરાજ પ્રવૃત્તિ, ધન્ય દારુબન્ધી આ.
ના છે બન્ધન—મુક્તિ છે દારૂબંધી મોક્ષ
જનતા જનાર્દન પૂજા—એ પ્રત્યક્ષ પરોક્ષ.
એથી અજવાળાં રે દેશને ખૂણે ખૂણે
ગરીબ ઘરે થઈ રહે, ધન ધાન્ય લીલાલ્હેર,
ટોટો પીસાય ગરીબનો, સુરાપાન છે ઝેર.
સેરકઢાં દૂધે રે. જીવનનાં લૂણેલૂણે.
ગરીબ ઘરમાં આજ છે, કલરવ ને કલ્લોલ,
સમૃદ્ધિની ઊડી રહી, આનન્દામૃત છોળ.
મણિમંડપ રે, ગરીબ ગૃહમન્દિર.
દારૂબંધીથી ગયા, વરવા કુટુમ્બકલેશ,
દારૂ રગડા ત્યજે ગયા, ઝગડા રાગદ્વેષ
માનસી વારાણસી—સુરગંગાને તીર.

# કવિશ્રી ન્હાનાલાલને

(મ્હાદની ગઝલ)

કવિ, ગુર્જરી કુંજે આજ સૂની, ઊડી વિરાટ કોકિલ ક્યાં તું ગયો?
શી વિશ્વ ભરી, રસછોળ કલ્લોલ, બૂડી ગહન પાતાળે ક્યાં તું ગયો?

તુજ સ્વપ્નોદાત્ત હતી દૃષ્ટિ,
તુજ ભવ્યોદાત્ત હતી સૃષ્ટિ,
શું ગુર્જરવાટિકા વૃષ્ટિ તુજ અમૃતશ્રીથી ધન્ય થઈ,
વિશ્વસાહિત્યે પામીને સ્થાન, ધન્ય ધી અનન્ય થઈ.

તું ગગનવિહારી કોકિલ છે,
કલ્યાણી વાણી ઊર્મિલ એ.
સ્પર્શી રહે શું દિલદિલ એ તુજ નેન થકી ઊડતા તણખા,
સ્વપ્નોમાં સત્યના રણકા, શા અગમનિગમના છે ભણકા?

તુજ સૌન્દર્ય અલકાપુરી,
રસમાધુર્ય અમરાપુરી.
સ્વર્ગ ભર્ગ ભર્ગે સ્વર્ગે શું ઉન્નત રતિ, મતિ, કૃતિ છે,
તુજ આદર્શો આદર્શે, અભીદ્રવ વાસ્તવ ચમત્કૃતિ છે.

તુજ વાણીમાં બ્રહ્મપરાગ
અમર વાસન્તીશ્રી ફાગ
તુજ આત્મશ્રી મ્હોરી ફોરી તું ગુર્જરી વાડી સૌરભ છે,
ગુર્જરી કુંજે, શ્રી પુંજે, ગેબીગુંજે તું ગૌરવ છે.

## જોગીડાને

(ગ્હાદ)

જોગીડા, તારી રામ મઢૂલી, દીવડી ચેતાવ;
સ્નેહ ભરેલું નાનું સરેખું કોડિયું પેટાવ;
દિલની દીવડી જલાવ.

ભવાટવિમાં અટવાતાં કંઈ, પન્થ ભૂલેલાં પાન્થ
જીવનયાત્રી પથિક થાક્યાં પથિક શોધે પન્થ.

ભૂખ્યાં તરસ્યાંને દઈશ જળને રામરોટી,
દરિદ્રનારાયણ ધ્રૂજતા નાગા, દઈશ તું લંગોટી?

આસપાસ આવરી લેતાં, અન્તરનાં અન્ધારાં
તારા અન્તરમાં ઊગી ચૂક્યાને સુવર્ણાં સવારાં?!

ભવાટવિમાં અટવાતાં, પંથ ભૂલ્યાં ગૌઆ મેંઢાં
બન ગોપાલ, તારાથી એ કેમ રખાય રેઢાં?!

લે ઊચકી એને ખભે તું, પાપને પંથથી વાળ?
તારા વિના બીજું કોણ એની લ્યે સંભાળ?

## પ્રભુનાં આલોક

(કલ્યાણ ત્રિતાલ)

પ્રભુના ઘરનાં ઊતરે આલોક,
લોક લોક ઝીલવા ઊભરે.
સચરાચરે પ્રભુની શું દ્યુતિ
ભવ્ય વિભૂતિ ઊતરે,

પ્રભુ આંખોમાં સ્વપ્નાં આંજે,
સ્વપ્નમાં સતઋત વિરાજે.

બ્રહ્મવર્ચસે શું વિરાટ,
સુહવે માનવ ધી લલાટ.

પ્રાણપ્રાણમાં પમરાટ
માનસી શ્રી મલકાટ.

હૃદયપદ્મની પાંખડી પાંખડી,
તેમજ નર્તે અમૃત આખડી.

જીવન કવિતા સુરતાકલા
આજે તો સકલા સફલા.

## મોહન દગ બંસી

(મીરાંનાં ગીતનો લય)

મોહનદગ બંસી કોને,—કોને ના ડંસી?
મોહનની 'હંસી'–સ્મિતલહરી કેવી એ પ્રેમાંશી?

અડકી એ જેને જેને,
જ્વાળા ઉર તેને તેને
કરાલ કાલગંગા વ્હેને, તાણી જાયે દગ બંસી
સ્વાર્પણ યજ્ઞ મગ્ને, તાણી જાયે સ્મિત-હંસી!

મ્હોરે ફોરે સ્મિત મંજરી
કાન્તિની શાન્તિ બંસરી
વાગે કાલની ખંજરી, પાંચજન્યની વંશી.

ત્યાગના દિવ્ય ભોગે,
શીખવે એ આનન્દયોગે
અપરિગ્રહ અમૃતયોગે, અહિંસા, પ્રેમાંશી!
અસ્તેય બ્રહ્મચર્યે, દિનચર્યા દિવ્યાંશી!

ત્યાગમાં બ્રહ્મ પરાગે
બ્રાહ્મીનાદે સુહાગે
ભારત સીંચવા લાગે નિજ ખૂને પ્રેરે બંસી!
વાણી કલ્યાણી ગંગા, ઋચા ઋતા શું હંસી?!

સમર્પણ સુત વિત્ત દારા,
દાખવે હાસ્ય ફુવારા,
મોહનનાં નયનો તારાં બલિહારી પ્રભુ બંસી,
સુરેશ કોલ મહાકાલ બોલ દેવાંશી!

## ૩૧. દુર્વ્યય

હજારો વર્ષનો સ્વામી, હો તેમજ કાં વેડફે,
માસુલી જિન્દગીમત્તા, વર્ષો વ્હેશે ચપોચપે!

# ભારતનાં આંસુ

(૧)

ભારતનાં આંસુ પૂછે, કોણુ રણવીર?
ભારતનાં આંસુ લૂછે, કોણુ રણધીર?

અલકાપુરી પુરી દ્વારિકા
ગીતાશ્રીધી મધુર સારિકા,
પ્રભાસે જીવનહ્રાસ કાલ સમીર
નવલા ઉલ્લાસ હાસ હીર.

આરાસુરી દિવ્ય અમ્બા,
સાક્ષી શ્રીધી જગદમ્બા
કાલ લીલા નવલી રાષ્ટ્રવીર
શિવશક્તિ યોગ સુન્દર ધીર.

પંચવટી પુણ્યતીર્થે,
આજે છે શૂન્ય તીર્થે,
માનવ ગંગા કલ્યાણે તીર્થ નીર,
સીતા ગીતાનાં આજ સૂનાં મંદિર.

ખીલે લાવણ્ય મંજરી
ઝીલે સૌન્દર્ય બંસરી,
કાલ ખંજરી ઘોષ ઝીલે છે વીર,
ઘૂમે ભારત રાષ્ટ્ર સુધીર!

ભારતની અગ્નિ પરીક્ષા,
પ્રેમ ભિક્ષા–જ્ઞાનદીક્ષા
જીવનની ધન્ય સમીક્ષા-તેજલ ભારત તીર,
વિશ્વતીર્થ ભારત આંસુ કાળગંગાને નીર.

(૨)

ભારતનાં આંસુ પૂછતાં બતાવો કોઈ,
પૂછતાં બતાવો કોઇ,
લૂછતાં બતાવો કોઈ!

ઈતિહાસ ઊંડેરી વેદના, કારમાં કલ્પાન્ત,
આર્તિ ધ્વાન્ત પૂગ્યા કદી, સ્વાન્તને એકાન્ત?
ભારત અશ્રુ ચૂમતા બતાવો કોઈ,
રાષ્ટ્ર સન્ત ઘૂમતા બતાવો કોઇ.

હિમગિરિ ભારત આંસુનો, છે સનાતન સાક્ષી
ગંગા ગોદાવરી તીર્થ, છે પુરાતન સાક્ષી.
હિમાલય કાં રડે, એ પૃછતા બતાવો કોઈ,
ઘા રૂઝતા બતાવો કોઈ.

જુગ જુગ જૂનો એ જોગીડો
જગ જોગીડો એ ગાંધીડો.
મરકલડાં મણો રૂઝતાં બતાવો કોઇ,
અશ્રુમાલા જ્વાલા બૂઝતાં બતાવો કોઈ.

ભારત ધ્વાન્ત દેખીને ગાંધીનાં કલ્પાન્ત,
અશ્રુ આરતી પૂગી, સ્વાન્તને એકાન્ત.

કર્મયોગ કન્થા પહેરતા બતાવો કોઈ,
ત્યાગ ભોગે લ્હેરતા, બતાવો કોઈ!

(૩)

ભારત શ્રી જ્ઞાન કૂજતા બતાવો કોઈ,
કૂજતા બતાવો કોઈ,
ગુંજતા બતાવો કોઈ.

હતા કવિ રવીન્દ્રને, હતો ઋષિ અરવિન્દ,
સુભાષ ન્હેરુ વીરને, કોટી હો! જયહિન્દ.
જ્વાલામુખી જીરવે, બતાવો કોઇ
ભારત નામ જીભ ટેરવે બતાવો કોઇ
જીરવે બતાવો કોઈ,
કલરવે બતાવો કોઈ!

યજ્ઞવેદીની જ્વાળમાં, નીરખે દ્યુતિ વિભૂતિ
જંગમતીર્થ અનન્તની અમૃતાનુભૂતિ.
ગાંધી કેરું ક્રાન્તિયુદ્ધ
ગાંધી ન્હેરુ શાન્તિયુદ્ધ
ક્રાન્તિ શાન્તિ યુદ્ધે ઝૂઝતો બતાવો કોઈ,
શાન્તિ ક્રાન્તિ યુદ્ધે ઝૂઝતો બતાવો કોઈ?!

જગે જે કદી ન જોયું,
વિશ્વ જેના તેજે મોહ્યું.
ઓર આ મોરચો બતાવો કોઈ,
વ્યૂહ ગાંધીરચ્યો બતાવો કોઇ.

ભારતની ભવ્ય શિક્ષા
જગતને જ્ઞાનદીક્ષા
જીવન મૃત્યુ સમીક્ષા ફુજતો બતાવો કોઇ,
સત્ય અહિંસા પ્રેમ ગુંજતો બતાવો કોઇ.

પીડા કોને કહે પેટોળા
સુણે વિઠ્ઠોબા?-વિનોબા!
પ્રાણ પમરાટ તો બતાવો કોઈ!
વિશ્વ વિરાટ તો બતાવો કોઈ!

કૃષ્ણ બંસી પાંચજન્ય, યુગયુગ એના ઘોષ,
ભારતમાં ભણકા હજી, સુણાયે પદઘોષ;
રામાયણ રામગીતા તો બતાવો કોઈ,
મહાભારત ગીતા તો બતાવો કોઈ?

ભારત જ્વાળામુખીએ, અમૃતસીંચન દાન,
કોણ ઝીલશે ભારત આર્ત્તિ અશ્રુ ગાન?
વેદના પૂછનાર કોઇ?
અશ્રુ લૂછનાર કોઈ?

# પુરાણુ ભારત

(ધીરાની કાફી)

ભારતની આરત રે નીરખી ઝરે આંખલડી,
તારાં સતઋત અમૃત રે, મ્હોરે મોરી માવલડી.

તપસ્વિની યોગિની, કાંચન અગ્નિપરીક્ષા,
તારાં તપતિતિક્ષા, વિશ્વ માગે દીક્ષા!
વિશ્વયોગિની સામ્રાજ્ઞી, કોણ કહે રાંકલડી?!

કૃષ્ણગીતા ઘોષણા ગાંડિવ ટંકાર પાર્થ,
અહિંસાનાં અમૃત ધરે, તવ ગાંધી સિદ્ધાર્થ;
ઉપનિષદ ઋચાઋતા રે, બજે જ્ઞાન વાંસલડી.

નગ્ન નારાયણ જો ધ્રુજે, રામલંગોટી દાન,
ભૂખ્યા તરસ્યા ને ઘટે, રામરોટી અમૃતપાન;
અન્નપૂર્ણા અક્ષયપાત્રે, ભરી દે એની તાંસલડી.

અન્નક્ષેત્ર કયારે લક્ષ્યાં, કયારે ઠારે નેત્ર,
તારા નવયને રચ્યાં, આનન્દામૃત ક્ષેત્ર;
જ્ઞાનકોકિલા કૂજે, પંચમ ભરી કુંજલડી,

સત્ય : અહિંસા વિશ્વપ્રેમ ગાંધીનો સન્દેશ,
અધીરું જગ આજે બન્યું ઝીલવા તવ આદેશ;
કામધેનુ સીંચે જ્ઞાનામૃત ગાવલડી.

આધિ, વ્યાધિ, ઉપાધિના, ત્રિવિધ જગના તાપ,
ઉપાધિ, ઉપાધિ સમાધિ તો લાધે તવ પ્રતાપ;
ભવરોગ યોગે રે, જડીબુટ્ટી શું તું જડી ? !

જ્ઞાનદા છે શાન્તિદા, ચેતનદા તું માત,
આનન્દા અમૃતદા, જગદમ્બા સાક્ષાત્,
વિશ્વ માધુરી રે વસી તારી દિવ્ય મઢી.

## ૩૨. સ્મૃતિ—હર્ષની કે શોકની—

(હરિણી)

સ્મૃતિ મધુરવી વ્યાપી રહેતી, નથી ઉરમોદની ?
સ્મૃતિ કટુકટુ કિન્તુ નક્કી દમે ઉર શોકની,
મધુર સ્મિતની છાયા લાંબી, કદી ટકતી નથી,
કટુ જીવનની છાયા ઘેરી રહે ઉરને મથી.

# કાલની ખંજરી

(મ્હાટ ત્રિતાલ)

કાલની બજે ખંજરી દેશોદય મંજરી મધુ ફાલ,
ઉલ્કાપાતે ઝંઝાવાતે જાગે કાલ કરાલ,
ડુંગર ડોલ્યા, સાગર ડોલ્યા, જ્વાળામુખીની જ્વાળ,
ભૂકમ્પ જેવા હૃદય કમ્પે ડોલી રહ્યા દિગ્પાલ.
યુગયુગનો બજી રહ્યો આ નવલો પાંચજન્ય,
કાલકરાલે પદઘોષે ધ્વનિ પ્રતિધ્વનિ ધન્ય;
કાલ પુરુષે જાગી જગવ્યો, જાણે કાલ કરાલ
યુગપુરુષ ત્રિક્રમ વિક્રમ વામન વિરાટ કાલ.
સત્ય, અહિંસા, વિશ્વપ્રેમનાં ત્રિપદ શું વિરાટ,
ક્રાન્તિ શાન્તિની કુમકુમ પીપળ, સહુ દેશ લલાટ
વિશ્વે કદી ન જોયું, ના કલ્પ્યું એવું જાગ્યું યુદ્ધ,
નવયુગનાં મંગલ મંડાણે ગાંધી-ઈસુ બુદ્ધ.
માર્યા વિના મરી ફીટવાનું, ઊગ્યું પુણ્ય પર્વ,
નભથી પુષ્પ વરસાવે, દેવ, કિન્નર ને ગાંધર્વ.
સીતાં ચિતા શી ભારતની, થતી અગ્નિ-પરીક્ષા,
સંસ્કૃતિનું પારણું ઝુલાવ્યું તે દે જગત-દીક્ષા.
પુરાણ ભારત કમંડલુમાં ગંગાજળ અભિષેક,
સત, ઋત, અમૃતનો વિશ્વચોકમાં અહાલેક.
सत्यं शिवं सुन्दरं – ભારતદ્યુતિ વિભૂતિ
તપોવન ભારત, તપોધન ભારત શ્રીધી અમૃતાનુભૂતિ.

# જોગીડા

જોગીડા, તારી જૂની ધૂણી ને, જૂના જોગ,
રગરગે તું તો જૂનો મુનિ અમી-વાણી ને અભિયોગ
જૂના પન્થન ને જૂનાં મન્થન,
જૂનાં જૂનાં ઊતર્યાં નવનીત
સત્ય, અહિંસા, વિશ્વપ્રેમનાં
આનન્દ અમૃત વિત્ત
ભારત આત્માનું અમૃત, તારી યુગયુગ વાણી
લક્ષ્મી, રશ્મિ એ સત ઋત સનાતન વિશ્વ કલ્યાણી.

જોગીડા તારા જૂના ભેખ જૂની કન્થા
અંચળો જૂનો ગેરુઓ રંગ
જોગીડા, તારા જૂના સાથીડા જૂના પન્થા,
હરિશ્ચન્દ્ર પ્રહ્લાદ ગીતા સીતા, અગ્નિ અમૃત સ્નાનનો સંગ,
જૂના જ્વાળામુખી, શતમુખી, જૂની જૂની પાવક પીચકારી,
જૂનાં ફૂલ, જૂનાં શૂળ, અનૃતે અમૃત અધિકારી.

અમૃત છલકતી તારી આંખડી તપ, તિતિક્ષાનાં તેજ,
જૂનાં નવલાં એ તેજની, અમને ઝાંખી થાતી સ્હેજ.

# જોગીડાને

## (૨)

(સારંગ)

એવું રે હસ્યો તું જોગીડા, જેમાં મહા કાલ કરાલ,
ભારતની આરતને સત ઋત, ચડવે અમૃત અશ્રુમાલ.

પાવક પન્થીડા તવ પદે પદે, કુમ્ કુમ્ કાળજૂનાં છે પુણ્ય
કેમ સાંખે કાળ જૂનાં પુણ્યને, બનતાં કાળ સૂનાં રે પુણ્ય?

પાવકજ્વાળાના પ્રલયમાં તારી મલય મધુસ્મિત લહરી,
શાં અગ્નિસ્નાન એ અભયમાં, રહીએ વહ્નિજ્વાળે વિહરી.

કાળ જૂના અગ્નિ સ્તમ્ભને, કાળ જૂના પાવક ફુવારા,
સ્મિત અમૃત કણું પ્રેરણા, કાળ જૂની જીવનધારા.

જૂના અમૃત કટોરા ઝેરના જૂની વાગી રહી રામતાળી
તોપ તમંચા વિષમુખડે, કાળ જૂની રામ રખવાળી.

રોમરોમ શ્રદ્ધાના જોમથી, વજ્ર કઠોર પદઘોષ,
યુગ યુગ ઘોષ આ કોશમાં તારા અમૃત આનન્દકોષ.

'પંચશીલ' ભારત દીક્ષા, તારા અમૃતના આદેશ,
અગ્નિ સ્નાન પાવક પરીક્ષા, ભારત યુગયુગના સન્દેશ.

વિશ્વમાનવ તવ વિધુમધુ, મ્હોર્યાં, ફોર્યાં, માનવ્ય,
વિશ્વકલ્યાણ યજ્ઞવેદીમાં, અમૃત આહુતિ ભવ્ય!

# યુગવન્દના

(ઝુલણા)

આજ યુગદેવતા ક્રાન્તિ પદઘોષને,
સુણી કરું છું યુગવન્દના હું,
વીતી ગઈ રાત પ્રભાત આ ઊઘડયાં
કલરવો આ આનન્દના શું?

સરી ગઈ છે નિશા, ઊગી ગઈ છે ઉષા
શું ઊઠયા ક્રાન્તિ આક્રોશ આ છે,
ક્રાન્તિનાં દ્વારમાં દશ્ય નજરે પડે,
ક્રાન્તિના શું પદઘોષ આ છે?

હિંસા તણી માત્ર શું એક હિંસા રહી,
પ્રકટી અહિંસા તણી અમૃત જ્યોતિ,
યુદ્ધનો મોરચો મંડાય છે બહુ જુદો,
પુનિત પ્રકટી સત ઋત જ્યોતિ.

ધર્મક્ષેત્રે શુચિ કુરુક્ષેત્રે વળી,
પાંચ જન્યે નવલો ફુંકાયો,
યજ્ઞ વેદી અમૃતાનુભૂતિ ધુતિ,
નવલ વિભૂતિ રંગે સુહાયો.

આત્મસમર્પણે ભરત ભૂ'તર્પણે,
આત્મ બલિદાનનો દિવ્ય મહિમા
શુચિતમા, શિવતમા, નિઃસીમા
કરુણિમા, શ્રીધી મધુરિમા.

કેસરી રંગને લ્હેરે ખંગ શાં,
આજ પ્રકટ્યાં નવલાં પુરાણાં,
જાનફેશાની કુરબાનીના યજ્ઞમાં,
આજ શોણાં વળી બન્યાં શાણાં.

યુવક યુવતી તણી નાડની ધડકને
નાડની આજ તો થડક જુદી
આજ સૌભાગ્યની કૌમુદી છે જુદી,
કૌમુદી આપભોગે સુહાતી.

આજ અરુણોદયે, દેશ ભાગ્યોદયે,
પુનિતધી લલિતશ્રી ઊગ્યું પર્વ,
મારવામાં નહીં, મરી પીટવા મંહી,
દેશના મરજીવા લ્યે છ ગર્વ.

જગત જેયું નહીં કદી પણ, અણદીઠું
એવું આ યુદ્ધ તો ગાંધી ખેલે,
ઝૂઝતો યુદ્ધમાં, ફૂજતો ગુંજતો
મરકડે શું રૂડે બાળ ગેલે?

અભયમૂર્તિ તણી જીવન સ્ફૂર્તિ ઘણી
આત્મબળ અભયથી ગાંધી ઝૂઝે,
તોપ તલવારને તમંચા સહુ ઢીલા
જગત આંધી મહી ગાંધી ફૂજે.

આજ આ અભયને આત્મબળ અણુતણી
જગત તો માગતું દિવ્ય દીક્ષા,
ક્રાન્તિનું યુદ્ધ આ, શાન્તિનું યુદ્ધ આ,
બાણશય્યા ધી અગ્નિપરીક્ષા.

# ભારતીય રાષ્ટ્રમન્દિરની રચના

(ગીત)

જય જય ભાગ્યવિધાતા
પ્રેરી રહ્યો તું અમૃતશાતા, ભારત જાગૃતિ ઉત્થાન,
રાષ્ટ્ર ઐક્ય રણશિંગુ ફૂંક્યું, પ્રાણવાન લીધું પ્રસ્થાન.
ભારતદેશ, પુણ્યપ્રદેશ.

રાષ્ટ્રીય જાગૃતિના નિર્માતા,
અમે સહુ ભગિની ભ્રાતા, આ શી એક હ્રદય ઋદ્ધિ,
આત્મ ઐક્ય હ્રદયની ઋદ્ધિ, ભારત નવશક્તિની સિદ્ધિ!
ભારતદેશ, પુણ્યપ્રદેશ.

નવીન ભારત રાષ્ટ્ર રચના
લોકશાસન રાષ્ટ્ર ઘટના, નવીન યુગનું વાયું વ્હાણું,
પુનિત પ્રભાતે પર્વ ઊગ્યું આ, ટાણાંનું ઊગ્યું આ ટાણું.
માનવધર્મ અનુષ્ઠાન, ભારત ભૂમિનું ઉત્થાન

હિન્દુ, મુસ્લિમ ને ખ્રિસ્તી
એક દરિયાવે આ કિસ્તી શાન્તિ હો કે હો તોફાન
ભુલાશે સહુ ભેદાભેદ, રાષ્ટ્રીયતાને આ અભેદ.

રાષ્ટ્રમુક્તિમાં વિઘ્નો કર્તા
સુખ શાતાના એ હર્તા, ન્હાનાં વર્તુળ ન્હાનાં ચક્ર,
લોક લોક લડાવી મારે બ્રિટિશ શાસક દ્દષ્ટિ વક્ર!

રાજરમત ઉથલાવી પાડી
બ્રિટન બાજી ઉઘાડી પાડી, હિન્દુ હરિજને શા ભેદ?
પ્રાણદાન તૈયારી કીધી, ગાંધી અન્તર શુ નિર્વેદ!
રાષ્ટ્રે ચડી વંટોળે આંધી, રાષ્ટ્ર બચાવ્યું તેં તો ગાંધી.

હિન્દુ મુસ્લિમના આ ભેદે,
રાષ્ટ્ર તણો થયો ઉચ્છેદે દેશે આ બધો ઉત્પાત,
આ ઉત્પાત ઉલ્કાપાત દેશભરમાં ઝંઝાવાત!
ભારતને નવચેતન જ્ઞાન, ભારત માગે છે ઉત્થાન!
આ વિષમતા મમતા શું રાષ્ટ્રીય જાગૃતિ ઉત્થાન,
માગે દેશ સમાન સ્થાન, સર્વેનું માગે સન્માન!
જીવનના જ્યાં સૂર બસૂરા, કોણ કાર્યની વહેશે ધુરા?!

આ તો છે બ્રિટનની બાજી,
લોક લોકની હરાજી, પગલે પગલે પાડે ભેદ,
દેહ શી શું દેવ જુદા?! આત્મ ઐકય તો અભેદ!
મસ્તકથી શું ધડ છે જુદાં?! બ્રિટિશ બાનાંઓ બેહુદાં!

રાષ્ટ્ર અંગે એ પાડે જુદાં,
દષ્ટિ એની તો બેખુદા, રાજરમતનો એક જવાબ
અનેક દેખાતા પણ એક જ રાજરમતનો એ જ જવાબ

ભારતદેશ, પુણ્યપ્રદેશ,
ભારતદેશ, પુણ્યપ્રવેશ.

શૂદ્ર અસ્પૃશ્યતા નિવારણ,
ભારતનું એ સાચું તારણ, સાચું એ જ ધર્મકારણ,
સાચું એ જ ધર્મતારણ સાચું એ જ રાજકારણ.
ધર્મકર્મનો જ્યોતિર્માર્ગ, કર્મમર્મનો જ્યોતિર્માર્ગ!

હિન્દુ મુસ્લિમ ઐક્ય હિમાયત,
નેતા નેતાઓનો એ મત, હિન્દ ઈતિહાસે ભરપૂર,
તેલંગ, ગોખલે, ફિરોજ રાનડેના મત મશહૂર.
લોક લોકનું માગે ઐક્ય, રાષ્ટ્ર ઉન્નતિ માગે ઐક્ય

હિન્દુ, ખ્રિસ્તી ને ઈસ્લામે,
ઐક્ય હતું શું દૃષ્ટિ સામે, બ્રહ્મસમાજે ન યુગધર્મ
રામમોહન સમન્વયની, દૃષ્ટિએ હતું યુગકર્મ.
એ જ હતી મહત્ત્વાકાંક્ષા, રાષ્ટ્રધર્મની તત્ત્વાકાંક્ષા!
સાચી ભારત પકડી રૂખે, પરમહંસનો એ સન્દેશ,
સર્વધર્મ સમભાવે તો, એ વેદાન્તનો આદેશ.

ગાંધીની એ ધર્મદૃષ્ટિ
ગાંધીની એ કર્મસૃષ્ટિ, સાચાં વેદ ને વેદાન્ત,
મધ્યયુગી ભાગવતધર્મી સાધુ સન્ત દૃષ્ટિ શાન્ત.
ભારતને આ ધર્મ ઉત્થાન જાગૃતિનું પ્રભાત ગાન

ધર્મનો આધાર પૂરો,
ધર્મનો નિર્ધાર શૂરો, પાયો સુદૃઢ ને છે દિવ્ય,
રાષ્ટ્રમંદિરની રચનાનો નાખ્યો ગાંધીએ શું ભવ્ય
સ્વરાજ મંદિર સિંહલદ્વાર, ગર્ભદ્વારે પ્રેમાચાર!

## હૃદય કુંજ

(સાબરમતી આશ્રમ)

હૃદયકુંજમાં કૂજ્યો, સર્વ સિદ્ધાન્ત પ્રેમના
અખંડ આનન્દી નિત્ય, પ્રાર્થના તારી જિન્દગી.

તત્વદ્યુતિ દર્શને તો વિભૂતિ પ્રભુની હતી,
આર્ષ દર્શન દિવ્યાધી જ્યોતિર્ધર વસ્તુસ્પર્શને.

ધર્મની ભૂમિકાએ શું સાધ્યો સાર સમન્વય
રચ્યા શું પ્રેમ ધર્મે ને અચ્યુત આપ અવ્યય.

ક્રાન્તિદર્શી યુગસ્રષ્ટા કે આપ તો શું હતા કવિ?
જીવન કવિતા એને तत्सवितुः ભર્ગ સ્વર્ગનાં!

ભારત ભવ્ય ભાવિએ, આપનું ત્રીજું લોચન,
ઈસુને બુદ્ધને કૃષ્ણ, ત્રિમૂર્તિ આર્ષ દર્શન.

લોક યુગ તણો આજે, આ મન્વન્તર ચાલતો
એના તો મનુ છો સાચા, આપને આર્ષ દર્શને!

મૃત્યુને પી જતા આપ, ભરીને પ્રેમ અંજલિ.
આપને મૃત્યુ ઓળા શા, अभयं अमृतं પીતા

નિવાપાંજલિ બાપુ શું, આપ અમૃત પ્રાશીને.
આપ તો હતા ને છો, પ્રેમનું બલ શાશ્વત

આત્મસંતુષ્ટ ને બાપુ, આત્મરત શું ધીમત
સામ્પ્રતે ભૂતને ભાવિ, કાર્યે અવિરતે રત

આપ તો કાલના કાલ, ભરો છો કાલ અંજલિ,
શું કાલાતીત પ્રેમીની જીવનદૃષ્ટિ કોમલ!

કલ્પાતું નથી બાપુ આ, આપ વિહોણું ભારત.
કલ્પાતું નથી આજે તો, શી છે ભારત આરત!

ગયા છો—આપ એ માયા સર્વ દૃશ્ય પ્રપંચ છે,
ભસ્મીભૂત થઈ કાયા, એ છાયા મતિ વિભ્રમ!

વિરાટ રમણા ચાલે કેવી દિગ્ દિગન્તમાં!
સન્તાકુકડી જાણે આ રમો સાન્ત અનન્તમાં!

આપને દેહથી જોયા, ખોયા ને વાંછતાં છતાં,
સ્મિતલહરી પેલી ત્યાં વિશ્વમોહિની એ છતાં.

## ગાંધીજીના સત્યપ્રભુ

(માલકોશ–પ્રચ્છન્ન પૃથ્વી)

સદોદિત સદા રહો, અમર જ્યોતિ સત્યપ્રભા,
પ્રકાશ વર પ્રેમનો વિમલશ્રી શી સૌન્દર્યશ્રી,
વિકાસ શુચિ જીવને લલિતશ્રી શી લાવણ્યશ્રી,
અલૌકિક સુહં સદા વરદ્યુતિ–વિભૂતિ–વિભા.

પરાગ પમરે ઝરે દ્યુતિઋતા શું ઋતંભરા,
સુહાગ શુભ ઊભરે વિમલશ્રી શું વિશ્વેતોમુખી,
પ્રમોદ શુભ્ર સાત્ત્વિકે મઘમઘે સર્વતોમુખી,
સુધા શું વસુધા મંહી, સભર પ્રેમ વિશ્વંભરા,

અનેક મુજ સમા કંઈ લઘુ તને મને વામણો,
થજો ક્ષય વિનાશ હો મતલબી અમો અલ્પનો,
થજો ગજ ન સત્યનો મુલવણી ટૂંકો અલ્પનો.
વિરાટ રમણા ફલો સુશમણાં ય કોડામણાં.

તપો પરમ તેજશ્રી સુભગ સત્યપ્રેમે તપો.
પ્રભા વિજય સત્યનો અમર સત્ય ક્ષેત્રે તપો.

## ગાંધીજીનું જીવનધ્યેય

(બાગેશ્રી–ત્રિતાલ)

એક જ મારું ધ્યેય,
અમૃત ઉપાદેય.

હૃદય માંહી રમે છે, જગનું કુશલી ક્ષેમ,
હૃદયમાં ઝમે છે, સદૈવ વિશ્વ પ્રેમ.

વધુમાં વધુ પ્રેમની સાથે, વધુમાં વધુ વિરોધ,
અન્યાય સામે ઝૂઝવું જીવન અનુરોધ.

મહા પ્રીતિ, મહા વિરોધ, શું સાધવા મેળ
પ્રેમ બળે ઝૂઝી રહીને ખેલું ખાંડાખેલ.

## ૩૩ આત્મલક્ષ્મી

(શાલિની મંદાક્રાન્તા)

મીઠું કાંઈ, ભાઈ, તું તો વદી લે,
ચારુ કાંઈ, બન્ધુ, તું તો કરી લે,
બાપુ લક્ષ્મી પુણ્યની ઓળખી લે,
હોલાયો ના જીવન દીવડો ત્યાં સુધીમાં રળી લે.

દીઠી ગાંધી હૃદયકુંજ ત્યાં કો' ઊતરી આવ્યાં?!
તુલસીને ત્યાં તુકો છે
નાનક કબીર હુકો છે.

નરસૈંયે કર્યો ટહુકો છે, મીરાં તો હસતાં આવ્યાં,
ઈસુ સુકાતે બુદ્ધ, શું ધસમસતાં આવ્યાં.
ધુણી ધીકાવી બાવો
બેઠો ગાંધીડો આવો.

સીતા ને રામ ત્યાં તો સ્વર્ગથી છુપલાં આવ્યાં,
શંકર ને પાર્વતી ત્યાં છુપલાં ગુપલાં આવ્યાં.

આર્ય સંસ્કૃતિનો ગાંધી પ્રતિનિધિ શું વારસ,
શલ્યાને અહલ્યા શું કરે છે મણિ પારસ.

ગાંધીના માનસી પુત્રો વિનોબા શુભ્ર સન્ત છે,
જવાહર ન્હેરુને ભવ્ય પ્રણેતા પંચશીલનો.

# વિશ્વસન્ત–ત્રિપુટી

## (૧)

### બુદ્ધ

(શિખરિણી)

ક્રિયાકાન્ડે જુઠે—ઉપનિષદ ઋતા–ધર્મ પલટો,
જૂઠા હત્યાકાંડે રુધિર ખરડ્યો–ધર્મ મરડ્યો.
અને હિંસા કર્મે, જીવન જીવનની મર્મ ઊમટ્યો,
જૂઠાં કૈં કૌભાંડે અમૃત ધી ઋતા ધર્મ ઠરડ્યો....૧

જરા, વ્યાધિ મૃત્યુ જન જગતને કિલન્ન કરતાં,
અને અશ્રુ આર્ત્તિ સ્થળ સ્થળ જળે તો બહુ દીઠાં,
કઈ રીતે અર્પું વ્યથિત જગને અમૃત મીઠાં,
પરાયાં દુઃખે એ ગહન મનને ખિન્ન કરતાં.... ૨

મહાબોધિ વૃક્ષે જનહિત તણું ધ્યાન ધરતાં,
મળ્યું સત્વે તત્ત્વે સત અમૃતનું મંગલ ફલે.
સીંચ્યું વિશ્વોદ્યાને મધુ કરુણિમા અમૃત જલે,
અહિંસા શ્રી ધર્મ પરમ પુનિતા–જ્ઞાન વરતા.... ૩

(અનુષ્ટુપ)

ધર્મ ચક્ર ઘોષણા એ મધ્ય માર્ગ પ્રતિપ્રદા,
અરુણા કરુણા હાર્દે રસાર્દ્રે શું મુદપ્રદા.... ૪

(૨)

ઈશુ

છકેલાં સામ્રાજ્યે પ્રમદ પદ તો લોક કચરે
ગરીબોને બેલી જનપદ–પ્રભુ બાળ પ્રકટ્યો,
ઝીલી લોક જ્વાળા, જનમન ગણે પ્રેમી વિચરે,
શિરે કાંટા તાજે 'ક્રુસ' હ્રદયમાં દિવ્ય ઝળક્યો.... ૧

મહાપાપે શાપે વ્યથિત જગ આ તો હિબકતું,
પરાયાં પાપોને નિજ શિર લઈ સાન્ત્વન ધરે.
પ્રભુનાં કારુણ્યે, મલિન અધમે–શ્રી–જન ધરે.
પ્રભુ પ્રીતિ તેજે કરુણપદ શુભ્રે ઝળકતું... ૨

શું મેલાં રેલાં રહે મલિન? નકુલીને શુશિકરે
પ્રભુનાં કારુણ્યો વિમલ જલગંગા વહી રહે.
મહાપાપો ધોતી પ્રભુ કરુણિમા, મંગલ વહે.
અને સ્કન્ધે પ્રેમે કરુણ પ્રભુ ગોપાલ શું ધરે?!.... ૩

ખરે કર્મે લોપે–શુચિ મધુરિમા–શ્રી કરુણિમા,
દયા, માયા, પ્રીતિ–પ્રભુ શિવતમા–ધી–મધુરિમા.... ૪

(૩)

## ગાંધી

ચગ્યું વિજ્ઞાને ને ઋત અમૃત ધી હિંસક બની,
વિનાશે ને હ્રાસે શું જન જગતે, સાર્થક થતું?
મહા ક્રાન્તિ યુદ્ધે રુધિર સરિતા રોચક ગણી
પ્રભુનું તેજે તો મલિન જગતે નિષ્ફલ થતું?!.... ૧

તહીં શાન્તિ યુદ્ધે ઝૂઝી ફૂઝી રહ્યો આત્મબળથી
ચડી આંધી-ગાંધી હૃદય બળ શાન્તિથી શમવે,
મહા આત્માશસ્ત્રે બળ પરિમળે પ્રેમલ દ્રવે,
દવાગ્નિ છાંટે એ હૃદય અમૃતે પ્રેમ બળથી.... ૨

રીબે કલાન્તિ ભ્રાન્તિ વ્યથિત જગને વ્યાકુળ કરે,
અહિંસાની દીક્ષા ભરત કુલ શિક્ષા ધરી ઋતા,
પુરાણી કિન્તુ એ ઉપનિષદ તણી તો નવ ઋચા,
નવા યજ્ઞે મન્ત્રે ઋત અમૃત ધી, આહુતિ ધરે... ૩

શલ્યાથી અહલ્યા જાગે, શિવા શક્તિ શી ભારતે,
જગદમ્બા સમી ઘૂમે દેખી ભારત આરતે.... ૪

## બુદ્ધ, ઇસુ, ગાંધી

(વિયોગિની)

ઇસુને વળી બુદ્ધ ગાંધી તો,
અહિંસાને સુસન્દેશ પ્રેમનો
પ્રતિકાર શું વિશ્વ આંધીનો,
ઉપદેશે શું સુવર્ણ હેમનો.... ૧

કરુણાર્દ્ર શું બુદ્ધ નેત્રથી;
અમીધારા મધુવર્ષણે કરે.
અમી સિંચન પ્રેમ નિર્ઝરે,
પરમાનન્દ ધી ક્ષેત્ર ક્ષેત્ર શ્રી.... ૨

વિધુની મધુ જ્યોત્સ્નિકા ક્રમે,
વિધુ લક્ષ્મી મધુ લક્ષ્મી શું વરે,
મુદિતાશય ધી શ્રી શું ધરે,
ઉર શ્યામે તિમિરાશયે-તમે.... ૩

ત્રિપુટી શુચિ વિશ્વ પ્રેમની,
કરુણાર્દ્રે ખલુ વિશ્વ ક્ષેમની.... ૪

## શબ્દાતીત ગીત

(ભૈરવી–ત્રિતાલ)

ખીલી શું હસ્તી મસ્તી,
ઝીલી ખ્વાબી પરસ્તી!

યુગ યુગ સંચિત નહિ વંચિત–સ્વપ્નોદાત્ત દૃષ્ટિ,
આનન્દ સૃષ્ટિ–અમૃત વૃષ્ટિ–ભવ્યોદાત્ત દૃષ્ટિ.
હાર્દ ટેરવે રમતું શમતું મૂક માધુરી ગીત.
જીભ ટેરવે જાણે ઝમતું ગીત શબ્દાતીત.

પ્રાણ પ્રાણ પાતાળ ગુહાથી ગીત જાણે સરક્યું,
અદૃશ્ય બીજમાંથી વીજ–વિદ્યુત્ ઝબૂકે ઝબૂક્યું?!
હૃદય સરવાણીથી ફૂટી શું કલ્યાણી વાણી?
યુગ યુગ સેવ્યાં ઉર સ્વપ્નોની આજે સત્ય ઉજાણી!

કયારે સ્વપ્ન અંજન રંજન અનુભવી વિભૂતિ,
કયારે થઈ હશે મને સતઋત અમૃતાનુભૂતિ?
પૂર્વજન્મની સ્મૃતિ સમો જગસહરામાં સહારો,
અણદીઠ દીઠા કાન્તિ કિનારા, દીઠો આનન્દ ઓવારો.

સ્વાન્તને એકાન્ત સંચિત ચિત્ત વિત્ત મધપુડો,
મ્હોર્યો ફોર્યો શુ આત્માનો, અનુભવ વૈભવ રૂડો.
અજ્ઞાત માનસ ગંગોત્રીથી ફૂટી જીવનધારા,
પૂર્વજન્મ શમણાં રમણાથી, ફૂટ્યા ગીત ફુવારા!

મનસાતીત સ્વપ્નોદાત્ત, છતાં તેજ કાં છેટું?
કાલકરાલ, હાર્દે જ્વાલ, વિધુ મધુ હું ભેટું?!

## નયનશયને–પ્રિયા

(હરિણી)

મુજ મધુરીનું સ્વપ્ને પામું હું ક્યાંથી જ દર્શન?
કુસુમસરથી વીંધાયાં આ રહે મન લોચને,
મુજ નયનમાં નિદ્રા ક્યાંથી રણું કયમ સ્પર્શન?
નયનશયને સ્વપ્નો યોગે રહે અધુરા મને.... (૧)

તલસું તલપુ પ્રીતિયોગે સદા ઉર ઝંખના,
પણ નયનમાં ઝાંખી ક્યાંથી? સદા ઉર ઘાયલ,
કુસુમ શરથી વીંધાયો હું ચુમું મધુ છાયલ,
રતિ ગતિ કંહી સાડી–લાડી? બધી ઉરવંચના.... (૨)

પ્રતિકૃતિ કહી આલેખું હું પ્રિયા રમણી તણી,
મુજ નયનનાં અશ્રુ વક્રે, સખી તણું આવરે,
હૃદય પ્રતિમા જેવી વ્હાલી પછી કયમ ચીતરું
હૃદય પ્રતિમા સ્વપ્નોદાત્તે દગે અમીની કણી... (૩)

સ્તન ધડકની બંસી એની દગે શું દિલાવરે,
નયન શ્રવણે કેલી હેલી, છતાં દગ હું ભરું.... (૪)

# દક્ષિણાનિલને

(શાર્દૂલવિક્રીડિત)

વાસાર્થે હર તું પરાગ રજ ને પુષ્પો તણી સમૃદ્ધિ
ત્હારે સ્વૈરવિહાર એ અનિલ તું દાક્ષિણ્ય શું દાખવે?
મ્હોરી ફ્રોરી રહી વસન્ત વરદા, વેરી રહે છે ઋદ્ધિ,
હસ્તી મસ્તી અપૂર્વ પ્રેમ રસની, આનન્દદા તું સ્રવે .. ૧

મ્હારી આંખ મંહી પ્રિયા સહચરી સૌન્દર્ય આંજી ગઈ,
મ્હારા કર્ણ મંહી પ્રિયા શુચિતમા, માધુર્ય ફૂંજી ગઈ,
એ સૌન્દર્ય ઉરે શુચિ લહરીઓ માધુર્ય પૂજી રહી;
પ્રેમોર્મિ મધુરી ઉરે શિવતમા પાપો શું માંજી ગઇ..... ૨

તો યે પ્રીતિ પરાગની શિવરજો, વેરી નહીં નાખજે,
મ્હારે દર્દ વિરાજી તાજી છબિ જે સૌન્દર્ય શ્રીની પ્રભા,
મારે નેત્ર ધુતિ વિભૂતિ વરદા, આનન્દશ્રીની વિભા,
રે રે એ મધુકાલ-ફાલ પ્રણયી, રે કાલ ઓ! સાંખજે.... ૩

નેત્રે આંજી રહે મધુ પ્રણયનાં એ સોણલાં અંજન,
રે રે! વાયુ ન ભૂંસજે પ્રણયનાં એ નેણલાં રંજના.... ૪

# પુષ્પધન્વાના પ્રહારો

(હરિણી)

મુજ ઉરવ્યથા પ્રીતિ કેરી લહે નવ સુન્દરી,
તલસું તલપુ જાણે તો યે ઉવેખી પ્રિયા રહે.
મુજ હૃદયનાં અશ્રુ આર્ત્તિ લહે ન મનોહરી,
કદીક લહતી દિવ્યા દષ્ટિ થકી પણ ના ચહે... ૧

ટટળી મળતો તેની ત્યારે પડી નવ કૈં તમા?!
પ્રિય મધુરીને ઉલ્કાપાતો તણી નવ ખેવના?!
મુજ હૃદયમાં સ્વપ્નો એનાં તણી કરું સેવના,
મુજ હૃદયની પૂજા-અર્ચા તણી સખી એતમા.... ૨

મુજ હૃદય છો ક્રીડાગારે કરે કુસુમાયુધે,
કુસુમશરનો મારો રાખે ઉરે જ નિતાન્ત એ,
રહીશ વ્રણ એ ઝીલી મીઠા સદા ય પ્રશાન્ત એ,
સુમનશર એ વ્હાલાં લાગે રહ્યાં સુમનાયુધે.... ૩

વિફલ મિલનો કેલીહેલી, તણાં શમણાં રમે,
મુજ દગ મહીં માધુર્યથી સુધા રમણા ઝમે.

## મધુશ્રી

(અસાવરી ત્રિતાલ)

વનશ્રી કે આ યૌવનશ્રી,
વિધુશ્રી કે આ મધુશ્રી ?.

કિશોર વયની ને યુવાની વચ્ચે શું એ ઝૂલે,
મનલોભા એવી મધુશોભા ખીલી શું અણુમૂલે ?
શ્રીનખ શાં આ કુરબકો, કેવાં ઝૂલે છ રાતાં,
થઈ રહ્યાં ઊઘડું ઊઘડું શાં, જોબનિયાં મદમાતાં !

ખીલુ ખીલું કરી રહ્યાં રંગ ભર્યાં અશોક,
અંગ અંગ અનંગ ઊછળે વ્યંગ ભર્યાં આલોકે !
આમ્રમંજરી કરી રહી છે, મ્હોરું હાવાં મ્હોરું,
સ્તનબંસરી કરી રહી છે ધ્વનિએ ફોરું ફોરું !

કુમારવયના કોડે નાચે રાચે છે તનમનિયાં !
ફૂટું ફૂટું થઈ રહ્યાં શું અંગે અંગ જોબનિયાં, !
જેવી કાન્તા કાન્તિ લસતી હસતી યૌવન–શ્રી
મધુકાલે, મધુકાલે તેવી ખીલી રહી વનશ્રી !

## સજની લગની

(માલિની)

સજની લગની લાગી, ચિત્ત મ્હારું ચળ્યું છે,
હૃદય કુસુમધન્વા કોમળું વીંધી નાંખે,
પ્રણયવિવશ મ્હારું કાળજું ઊછળ્યું છે,
સ્તનધડકની બંસી, નાદ શેં હાર્દ સાંખે?.... ૧

હૃદય વિવશ મ્હારું આ સ્તનોની અટારી;
ઝૂલતી મધુરી કેવી, શું ઠરે મન્ત્ર મુગ્ધ?
થનન થનન ઝોલા શું ઠરે ભાવલુબ્ધ,
અમૃત કણ વણે તો નેત્ર વીંધે અટારી.... ૨

મુજ વિવશ દશા આ, આમ્રની કુંપળો આ,
ખરી જંહી પડી જાતી, મહોર હીણે રસાલે,
સરસર રસઝૂલો તો ઉરો જે વિશાલે
તહીં ખીલતી શું સોહે મંજરીશ્રી દળો આ!.... ૩

લલિત પુનિત લક્ષ્મી પ્રેમલાવણ્ય મ્હોરે,
તહીં મુજ ગતિ કેવી રશ્મિ જ્યાં પ્રીતિ ફોરે!.... ૪

# નિરવધિ નિધિ

(હરિણી)

નિરવધિ નિધિ હીંચી હીંચી વીચિ વીચિ ઊછળે
મધુ કરુણિમા સીંચી સીંચી અપાર રસાર્દ્ર એ.
શુચિ મધુરિમા પ્રેમોર્મિએ મધૂર્મિલ હાર્દ એ,
વિધુ શિવતમા ઊર્મિ ઊર્મિ પડે ચડતાં ઢળે.... ૧

રસનિધિ નથી ક્ષારાબ્ધિ એ રસાબ્ધિની છોળ એ,
અમૃતનિધિ એ સૌન્દર્યોનો ભર્યો રસસિન્ધુ છે.
પ્રણય રસનો સ્વપ્રોદાત્તે ઝમે અમી ઈન્દુ એ
શુચિ કરુણિમા રૂપે આભે સુધા તરબોળ એ..... ૨

રસનિધિ શિવા ચન્દ્ર જ્યોત્સ્ના સુહે શું વિરાટની,
જીવન સરિતા લોકાલોકે સુજ્યોતિ લલાટની,
જનગણમને આમન્ત્રે ને સુસાગર ઘૂઘવે,
અમૃતનિધિની કારુણ્યશ્રી વિભૂતિ મધુદ્યુતિ....૩

જન-જન-મને સાધે લાધે વિભૂતિ વિધુદ્યુતિ,
પ્રકટ પ્રભુની જ્યોત્સ્ના રાજે, સ્વરૂપ શ્રી જૂજવે..... ૪

# મિલન

(દુર્ગા-ત્રિતાલ)

ક્યારે જીવન-પ્રવાહ,
સહુ વહે સિન્ધુ-રાહ?
ક્યારે બને સિન્ધુ ઇન્દુ ઉર આરામગાહ
વિધુ મિલનથી મધુ મિલનથી, લોકલોક ઉત્સાહ.
ક્યારે જીવનમાં લાધે અમૃતાનુભૂતિ-દ્યુતિ?
પ્રભુથી પ્રભા વિભુ થી વિભા ક્યારે લાધે વિભૂતિ!

## ૩૫ જ્યોતિર્દર્શન

(માલિની)

સઘળી બહિરવસ્તુ વ્યક્તિને સૂચવે છે,
નથી નથી નથી કાંઇ, તું ભલા કાં કૂદે છે?
સઘળી ગહનવસ્તુ આંતરિક-સ્તવે છે,
નિજ મધુ રસાત્મા દીપજ્યોતિ હૃદે છે.

## દાવાગ્નિ ને વડવાગ્નિ

(શિખરિણી)

થીજેલાં સ્વપ્નોને ગિરિગિરિ સીઝાવો અધીરવા,
રસાર્દ્રે શું હાર્દે ધરી પુનિત દાવાગ્નિ પ્રકટો!
ઋતા ચારુતાથી હૃદયઝરણાં શું મધુરવાં,
મહા જ્વાલામાંથી શું વરરુચિ જ્યોતિ પ્રકટો.... ૧

શું ગર્જે છે સિન્ધુ ઉદર વડવાગ્નિ સુવિમલે,
ભર્યા મુક્તાપોશો હૃદયપટ પાતાળ જળમાં
જળે જ્વાલાજ્યોતિ પુનિત પ્રભ સૌહાર્દ પ્રજ્વલે.... ૨

હું યે માનું જ્વાળા ગહન તમ પાતાળ ધ્વનિમાં,
શુચિ જ્યોતિ જ્યોત્સ્ના વિધુમધુ શિવાધી પ્રકટશે;
મહા ઉષ્મા ઊર્મિ જીવનસુષમાથી પ્રકટશે,
અને દૃષ્ટિ સૃષ્ટિ ઋત અમૃતધીથી અવનિમાં.... ૩

સુણું સ્વપ્નોદાત્તે શુચિહૃદય ભવ્યે કરુણિમા,
ગણું ભવ્યોદાત્તે જલકમલ દિવ્યે મધુરિમા.... ૪

## જ્વાળા

(બિહાગ–ત્રિતાલ)

જ્વાળામુખીની પ્રેમલ જ્વાલા
મંગલ ઉર દગ અશ્રુમાલા
જીવન ચેતના ઉષ્મા સુષમા ચેતન શ્વાસોચ્છ્વાસ,
ઉર ધડક થડક આ ઊન્હી પ્રકટ જીવન પ્રકાશ;
ઉગ્ર સૂર્ય તપી રહે ત્યાં સતઋત અમૃત વૃષ્ટિ,
વજ્ર કઠોર ગ્રીષ્મ ભીષ્મ શરશય્યા જીવન દૃષ્ટિ.

## ૩૬ જિન્દગી ફૂલછાબ

(મિશ્રજાતિ શાલિની મંદાક્રાન્તા સ્રગ્ધરા)

થોડી ઊચી પ્રાણુવાહી પ્રવૃત્તિ,
થોડી ઊચી ભાવભીની નિવૃત્તિ,
થોડાં અશ્રુમિતસ્મિતભર્યાં, મ્હેકતાં ને ગુલાબ,
થોડાં ઝોકાં બિછાને, બસ પમરી રહી જિન્દગી ફૂલછાબ.

# સ્વૈરવિહારી

(શિખરિણી)

ક્ષિતિજે સૌન્દર્યો પુનિત પ્રભશ્રી વિસ્તરી રહે.
અને સ્વર્ગે ભર્ગે પૃથિવી બનતી શી અવનવી.
અને સ્વપ્નોદાત્તે હૃદયવિભવે ધી તરી રહે,
ઊડી જાવું ત્યારે ગહન ગગને શું અમી દ્રવી ...૧

મને લાધી દૃષ્ટિ મધુર શમણાં દિવ્ય રમણા,
મને સાધી સૃષ્ટિ ઋત અમૃતની ચેતન પ્રભા.
જવું દૃષ્ટિ પારે વરવી વિભુની જીવન વિભા,
બને ક્યારે સત્યે સભર અમૃતે ભવ્ય શમણાં ....૨

ઉકેલું સન્દેશા અમર ઈતિહાસે પ્રભુ તણા,
રહસ્યો ઊંડેરાં ઘુંઘટ ઘટના ભેદ સુમને,
તલસ્પર્શી દૃષ્ટિ મુજ જીવનની વેધક બને,
સમેટું આન્દેશા, હૃદય વ્યથિતે દુઃખ ન મણા. ....૩

ઝબોળીને રક્તે નિજ હૃદયમાં લેખિની ગ્રહું,
ત્રિકાલે શ્રી દૃષ્ટિ વિરલ તપથી ભેખની ચહું. ....૪

## મંગલા શૃંખલા

(કાલિંગડો)

ચહું છું આર્ષ દર્શનને,
હૃદયવેધક સ્પર્શનને.

ચહું છું યુક્ત, છતાં મુક્ત કલ્પનાવિહાર,
ચહું વ્યોમે સોમે ભોમે વિધુમધુ સ્વૈરવિહાર.

જીવનને પાતાળ પાણી વેધક દૃષ્ટિ લાધો,
મનસાતીત કાલાતીત ધી સત અમૃતશ્રી સાધો.

કાલ કરાલમાં હું નીરખું શુભ્ર વિધુ મધુકાલ,
વિધુ મધુ કાલે ને નીરખું શુભ્ર વિધુ મધુકાલ.

ત્રિકાલની શૃંખલા મંગલા બન્ધનમાં શુચિ મોક્ષ
સત ઋત અમૃત શાશ્વત પ્રભા પ્રત્યક્ષ પરોક્ષ.

## ૩૭ હૃદય

(વસંતતિલકા)

રે! માત્ર એક શકુનિ ઉપવાસી ભૂખ્યું,
ખાઇ ધરાયં કરી પારણું ને સુખેથી,
ના એવડું હૃદય—તો પણ વિશ્વ સારું,
એમાં સમાય નવ વા ખલુ એ જ પ્રશ્ન.

# યૌવન

(હરિણી)

કૂદતી સરિતા કલ્લોલે શું દવાગ્નિ વિલોકતી,
ગિરિગિરિ વને જ્વાલાકારી, ઘડી વળી કમ્પતી,
કુદરતી ક્રમે મિથ્યા મિથ્યા ઘડી ભર રોકતી,
ખદબદી રહી ઝીલી ખિન્ને નહીં ઘડી જંપતી ....૧

નિરવધિ નિધિ તેડે ઘોષે પ્રયાણ નિર્માણ છે,
મળી ભળી જવું હોંસેતોષે રસે વડવાનલે
નિજ સલિલથી ઠંડે ઠારું મસુદ્ર જલે જલે,
પ્રકૃતિ ગતએ મારું સાચું લલાટ નિર્વાણ છે. ....૨

નવયુગ તણા ક્રાન્તિ શંખે ધમાલ કમાલ છે,
પ્રકટી પુનિતા યજ્ઞે વેદી, દઈ નિજ આહુતિ,
ઊછળી પડવું યાહોમે ત્યાં વિભૂતિ શિવાદ્યુતિ,
સ્વજન ઉરમાં નિઃશ્વાસોની ફૂંકી રહી જ્વાલ છે! ....૩

થરથરી રહ્યું રોકાયે ના છતાં પણ યૌવને,
અસ્ખલિત વહે અશ્રુધારા મને શુચિ લોચને ....૪

(૨)

(કાલિંગડો)

ઊઘડી રહ્યું છે મુક્તિ પ્રભાતે
સ્વપ્નોદાત્ત, ભવ્યોદાત્તે.

અસિધારાવ્રત જીવન જેવું, એવું યૌવન તેડે,
સ્વાર્પણની સુહાગિની ધી લક્ષ્મી રશ્મિ રેડે.
મુક્તિ પર્વે યજ્ઞવેદીમાં યૌવન ઝંપલાવે,
યાહોમ સ્વજનો અશ્રુ વચ્ચે કર્તવ્ય ધર્મ બજાવે.

### ૩૮ કુમુદિની

(અંજની)

કુમુદિની ઝંખે કૌમુદી
પુણ્યધવલ પાંખડી શુદ્ધિ
કાન્તિની વિશ્રાન્તિ જુદી
નર્ત ગાત્રે-ગાત્ર.

હૃદય-નીચોડની રક્તિમા,
સ્વાર્પણ શ્રીધી નિઃસીમા,
પ્રકાશની પામે પૂર્ણિમા
અન્તર અક્ષયપાત્ર.

ઊન્હા જ્વાળામુખી પૃથિવી તવ પેટાળ પ્રજળે,
ઈલા લ્હાવા લાવા હૃદય-રસની સેર ઊમટે.
શિખા અગ્નિકેરી ભડભડ ઉરે કારી ઊછળે
કટુ અશ્રુ આર્ત્તિ છણછણ ઉરે લ્હેર ઊલટે. ....૧

લીલા કુંજાગારે હરિત લલિતે તો શું પલટે,
મુખે માધુરી શ્રી મિતમિતસ્મિતે તું મલકતી.
ભલે લાવાસેરો તવ ઉદરમાં તો છલકતી,
રસાર્દ્રે હાર્દે ને શુચિ કરુણિમા શ્રીધી પ્રકટે। ....૨

મહા ક્ષારાબ્ધિને ઉદર વડવાગ્નિ શું વરસે,
છતાં મુક્તાપોશો અમર મરજીવા કર ધરે,
પ્રસાદી તારી ના, પુનિત ઉર મુક્તાફળ વરે?!
રસાબ્ધિ તૃપ્તિ ત્યાં ગગન જલધારા શું તરસે? ....૩

પ્રભુ પ્યારા સન્તો કટુ વિષતણા અમૃત કરે,
અને ઝેરે લ્હેરે નિજ ઉર તણી થી ઋત ધરે. ....૪

## (૨)

(દુર્ગા-ત્રિતાલ)

પૃથ્વી પેટાળ દવાગ્નિ
સાગર ઉર વડવાગ્નિ

છતાં મ્હોરે ફોરે પૃથિવી પટનો કુંજ હરિતે શું
લચ્યાં અન્નક્ષેત્રે પુનિત પ્રભ નેત્રે ને લલિતે શું?

જલે છોને અગ્નિ નિજ ઉદર મુક્તાપોશ નિધિ ધરે
પ્રસાદી અગ્નિની અમર મરજીવા શુચિ ધી વરે.

અનૃતે અમૃત તારવે પુનિત અગ્નિ સ્નાન,
ગીતા સીતાનો સુર-સન્દેશ એ જ પ્રાણવાન.

દુઃખના દાવાનળથી પ્રકટે ગિરિ હૃદય મધુ ઝરણાં,
આનન્દ વર્ણાં વિધુમધુ શું એ અમૃત વરણાં.

મહારાજ ઘરનાં દુઃખ મોંઘેરાં મહેમાન,
દુઃખડાં તો છે કરુણ પ્રભુનાં અમૃત ધી અહેશાન!

જીવન તો છે અસિધારાવ્રત અગ્નિસ્નાન દીક્ષા,
વિધુમધુ મહાભિક્ષા તપતિતિક્ષા અગ્નિપરીક્ષા.

જ્યારે દુઃખ ધડક હૃદયે ત્યારે પ્રભુ વર નિકટે,
અશ્રુ આર્ત્તિની આરતી પ્રકટ પ્રભુ વર પ્રકટે.

## ગુલાબે સુરભિ ગાન

ગુલાબે સુરભિ ગાન સુણનાર કોઈ
સુણનાર શ્રી કોઈ, ધુણનાર ધી કોઈ?

બંસીગાન ધ્રાણ ચૂંટનાર છે કોઈ?
ચૂંટનાર છે કોઈ, લૂંટનાર છે કોઈ?

સુન્દરી સુન્દર સ્પર્શે, બંસરી બોલ કોલે,
કો'નું જીવન ઝોલે રે કલ્લોલે કોઈ?

આમ્રની મંજરીમાં, ગાન શું બંસરીનાં?
બંસીનાં સ્પર્શ જાદુ સ્વાદુ ભેદુ કોઈ?

શશીમાં શશી વદનીનાં, ગુલબદનનાં સૌરભ,
એ સૌરભને ગૌરવ અમીદ્રવ કલરવ કોઈ?

### ૩૯ શુભ કર્મ

(અંજની)

શુભ કર્મ ધી શુભ્ર કર્મ
શુભ્ર ધર્મ શ્રી શુભ્ર ધર્મ
અનુભૂતિ ધી ધર્મ
જીવન જ્યોતિ જડે.

# પ્રસન્ન મન

(માલકૌંશ–પ્રચ્છન્ન પૃથ્વી)

પ્રસન્ન મન પ્રકૃતિ વરરુચિ ઋતા ચારુતા
પ્રફુલ્લ પમરો ઉરે પુનિત પાંખડી પાંખડી.
કુંળા હૃદય પદ્મની અમૃત આંખડી આંખડી.
ઋચા જીવન માધુરી શિવતમા વરો ધી ઋતા...૧

પરાગ વિતરાગ ધી પુનિત સ્પન્દન સ્પન્દને,
સુહાગ મનનંદને થનગનાટ હો યૌવને,
વસન્ત બલિહારી શ્રી લસલસાટ ધી ચેતને,
બને શું મનનંદને લલિત ચન્દન ચન્દને...૨

પ્રભાત પ્રભ રંગ હો સુર ધનુ ગુલાબી પ્રભા
મનોગગન કાન્તિ હો, વિધુમધુ અમો જ્યોત્સ્નિકા,
વસન્ત ધી વસન્તિકા શુભ વિભાવરી શ્રી વિભા,
મને શું શુચિ સ્વસ્તિકો અભયઋદ્ધિ ઉલ્લાસિકા...૩

મનોસર શું હંસ શ્રી કિલકિલાટ ધી માનસી,
ગીતા સલિલ જાહ્નવી અમૃતજ્ઞાન વારાણસી.

## ઉષાદર્શન

આકાશ આ શાન્ત પ્રશાન્ત કેવું!
સ્થિરે ગભીરી તરુ શાન્તિ રમ્ય,
રંગોળી તેજે દિગ્દિગન્ત એવું,
શું કાન્તિ શાન્તિ મધુરી અગમ્ય!...૨

પ્રશાન્ત યોગિની સમાધિ સ્થૈર્યે,
આવી ઉષા આજની મંગલા છે,
માર્ગે પ્રતીક્ષા કરતી અધૈર્યે,
માતા શિશુની જ્યમ પ્રેમલાએ....૨

એવી ઉષાનું થતું રમ્ય દર્શને,
કલ્યાણીની દિવ્ય શી જ્યોતિ લ્હાણી!
શ્રુતિ ઉજાણી, મધુ મૂક વાણી,
એવી ઉષાનું થતું હાર્દ સ્પર્શને!....૩

આવી ઉષા શું લઇ વિશ્વકાન્તિ,
આવી ઉષા શું લઈ વિશ્વશાન્તિ?....૪





## અમૃત બિન્દુ

(દુર્ગા – ત્રિતાલ)

માગું છું સિન્ધુ, તૃષિતને દઈ દે એક જ બિન્દુ,
માગું છું ક્યાં ઈન્દુ તૃષિતને દઈ દે અમૃત બિન્દુ.

જગત સહરામાં મને તો દેખાયે ન સહારો,
ક્ષારાબ્ધિમાં રસાબ્ધિનો દેખું ક્યાંથી કિનારો?

કાન્તિ શાન્તિ જીવન કિનારા, ક્યાં અમૃત ઓવારા?
ક્યાં મનનંદન સુરભિ ફુવારા, વિધુમધુ જીવનધારા?

નિરભ્ર આભે તીવ્રકારી આગસ્વામી સળગે છે!
નિર્જલ મરુભૂમિ લૂમઝૂમી ઊન્હી રેતી વળગે છે!

તૃષાતુરનાં ગળાં માંહી, આજ પડયો છે શોષ,
એક જ અમી બિન્દુએ આજ, યુગ તૃષિતને તોષ!

તારાં જલરાશિ બિન્દુએ આવી જાય ઓટ?
તારી રસભરતીમાં બિન્દુએ આવી જાય ઓટ?

## ૪૦ ભલાઈ

(અનુષ્ટુપ)

કરી લેને: કરી લેને, ભાઈ, ભલા ભલાઈ તું,
જિન્દગી–ના દુગ્ધનું સત્ત્વ, એ તો મીઠી મલાઈ શું?

# અમૃત વૃષ્ટિ

(લાવણી-સવૈયા)

નભકટિ પરથી જોરશોરથી ગુટી પડી જો જળધારા,
જળધારા જીવનધારા કે' પ્રેમતણા એ ફુવારા?
ઝંઝાનિલના દિલથી વરમી રહ્યો શું રસકલ્લોલ!
અમૃત દૃષ્ટિ, અમૃત સૃષ્ટિ આખું જગે જળબંબોળ!

રૂમઝૂમ જાણે સુન્દરી પદની બજે નૂપુર ઝંકૃતિ
ઝિમઝિમ જળધારા ફુવારા, શીકર શીકરે ધન્ય શ્રુતિ!
ધસમસ ધારા કરી ગઈ જગને તો રસરસ તરબોળ,
નસનસ રક્ત તૃપ્તિ થઈ શું, આખું જગે જળબંબોળ.

વૃષ્ટિનો કોલાહલ શમતાં ઊડે વૃક્ષથી વિહંગ વૃન્દ
ચન્ચુમાં ચન્ચુ પરોવી ક્રીડા,—વણુક્રીડા, સ્વચ્છન્દ!
દ્વિજ કંઠેથી વેદઋચા શા છૂટે મધુર બંસરી બોલ,
તેજ ઉઘાડ નવલો થાતાં, ફળતા જાણે પ્રભુના કોલ.

ભાગ્યોદય કેરી લક્ષ્મી કે સૂર્ય કેરી રશ્મિ ફૂટી,
વાતાવરણે નવલ તાજગી સુરભિ સુરભિ સુરખી છૂટી
ઈન્દ્રધનુષ્ય ઊઘડી આભે, મનુષ્ય ઉરમાં આશ પૂરે.
સૌન્દર્યશ્રી માધુર્યશ્રી વિશ્વરતિ—પ્રકાશ સ્ફુરે.

વિશ્વદ્યુતિ ઋતા ચારુતા વિશ્વવિભૂતિ સ્વપ્નોદાત્ત,
પ્રભુની કરુણા અરુણા ઊઘડી નવલાં નૂરે ભવ્યોદાત્ત!
વિશ્વરતિ જોવા ન્હોવા, માનવ ઉર કાં ભર્યો પ્રમાદ.
સત, ઋત, અમૃતને આહ્‌લાદ, પ્રભુજી વેરે સ્મિત પ્રસાદ

સપ્તર્ષિ શા કૌતુક કર્યાં રંગલીલા આ તો રગીલા.
તપનાં તેજ ફળ્યાં નીરખી બને વૃત્તિ શું ઊર્મિલા?!
ગઈ વિષમતા સુષમા સુરમા ફૂટી જગમાં, ક્યાં વિખવાદ?
સપ્તરંગી અર્ઘ્યેથી વેરે રવિ ઈશના શું સ્મિત પ્રસાદ?!

## ૪૧ કમલિની

(અંજની)

નિર્મલ નર્તન કાન્તિ નલિની
પુણ્યાશ્રી કાન્તિ કમલિની
આનન્દાશ્રુ તુષાર-ભીની
વેરે બ્રહ્મ-પરાગ.

પુણ્યધવલ પદ્મ-પાંખડી
સત અમૃત આંખડી
અલકા-અમરાપુરી ખડી
સૌન્દર્યો સોહાગ.

## અમૃતાનુભૂતિ

(પ્રભાત-બિલાવલ)

અખિલ બ્રહ્માણ્ડમાં વિધુમધુશ્રી ભરી,
કીકીનાં કામણે શું ભર્યાં છે,
નિરવધિ રસનિધિ તેજ સૌન્દર્યનાં
મધુર મહેરામણે વિસ્તર્યાં છે,

અનિલમાં, સલિલમાં, અનલમાં અવનિમાં,
સ્વર્ગનાં ભર્ગ કેવાં ભર્યાં છે!
વ્યોમમાં, ભોમમાં, સૂર્યમાં, સોમમાં,
વિરાટ લીલા મધુ વિસ્તર્યાં છે.

શશી સુધા શશી સુખી, ઈન્દુમાં સિન્ધુમાં
જ્યોતિ જ્યોત્સ્ના વિધુ શું ઠર્યાં છે,
આજ બ્રહ્માણ્ડમાં નિરવધિ રસનિધિ,
આનન્દનાં અમૃતે નીતર્યાં છે!

વનવને પ્રકૃતિ, જનમને પ્રકૃતિ,
સુમન સુમને શુચિ નંદને છે,
અમૃત આનન્દનાં ચન્દને વન્દને
વિધુમધુ સ્પન્દને સ્પન્દને છે.

सत्यम् शिवम् सुन्दरम् श्री घी सोही रही
જગત મુક્તામણિ મંડપે છે,
ભુક્તિ ભુક્તિ મંહી વિધુવિધુ મુક્તિ છે
વિશ્વ નીડે મધુ અમી દ્રવે છે,

સર્વતોભદ્રમુખી દષ્ટિને સૃષ્ટિમાં,
દ્યુતિ વિભૂતિ આનન્દ વૃષ્ટિ,
વિશ્વકલ્યાણ ગંગા મધુ વહી રહ્યાં
અમૃતાનુભૂતિ જીવન સૃષ્ટિ.

## ૪૨ ભારત ચરણે

(અંજની)

હૃદય–રક્તની શુચિ સુન્દર,
મોંઘેરી કરી કચુંબર
કુમળા કોડ, સ્વપ્ન નીચોડ
ધરું ભારત ચરણે.

## યુગ યુગનો કોલ

(ઝીંઝોટી-ત્રિતાલ)

કોલ છે, કોલ છે, કોલ છે, રે તારો યુગયુગનો કોલ છે,
બોલ છે, બોલ છે, બોલ છે રે, મૂક આંખે બંસરી બોલ છે.
પ્રેમમિલનનો અમૃત અનાદિ, સત ઋત કોલ અમોલ છે.
सत्यम्, शिवम्, सुन्दरम् શ્રી તારો તો ફૂલદોલ છે.

## ૪૩ જીવન

(અંજની)

મોંઘેરી ઊર્મિ ભાવના
અશ્રુઝરણુ ઉર લ્હાવના
સ્વપ્નોદાત્ત જીવનશ્રીથી
ચાહું ભવ્યોદાત્ત.

## પ્રાર્થના

(મુક્ત તોટક)

(૧)

પ્રભુ! જીવન દે, નવજીવન દે,
નવજીવનનાં નવયૌવન દે,
પ્રભુ! ચેતન દે, નવચેતન દે,
નવચેતનનાં નવયૌવન દે.

પ્રભુ! જીવનનાં સતને ઋત દે,
મધુ મૃત્યુ તણાં વિધુ અમૃત દે,
પ્રભુ! મસ્ત સમસ્ત સુજીવન દે,
સુજીવન દે, સંજીવન દે.

(૨)

પ્રભુ! મૌન તણાં બસ કૂજન દે,
મધુ મૌન તણાં વિધુ ગુંજન દે,
પ્રભુ! મૌન તણાં મધુ પૂજન દે,
ઉર-ધાવ તણાં રસ-રૂઝન દે.

(૩)

અરુણા કરુણામય લોચન દે,
મધુ માનવતામય ક્રન્દન દે.
પરદુઃખની કાજ તું રોદન દે
વર રોદનમાં અનુશોચન દે.

(૪)

વિમલા રતિ દે, કમલાકૃતિ દે,
ગતિએ ગતિએ પ્રગતિ પ્રભુ દે.
મતિએ મતિએ, પ્રભુ, સન્મતિ દે.
નવકાલ મંહી, નવજાગૃતિ દે.

ઉર સ્વપ્ન મધુ વિધુ આકૃતિ દે.
જીવને દ્યુતિને વિભૂતિ પ્રભુ! દે.
અમ આહુતિ સ્વાર્પણના યજ્ઞે,
સ્થિત પ્રજ્ઞ, પ્રભુ! દઈને થઈએ.

(૫)

પ્રભુ! પ્રેમલ આત્મનિમજ્જન દે,
પ્રભુ! મંગલ આત્મનિવેદન દે.
સમભાવ ભર્યાં મમવેદન દે.
અહંભાવતણું શુચિ છેદન દે.

પ્રભુ! પ્રેમલ આત્મ વિમર્જન દે.
વિસર્જન એ શુચિ સર્જન દે.

(૬)

પ્રભુ! કૌમુદી અસ્ત શું જીવન છે,
તો વિધુમધુ મસ્ત તું જીવન દે,
કર સ્વપ્ન સમું મધુ યૌવન ને,
કર જાગૃત આ વિધુ ચેતન દે.

કરુણા ભરી પ્રેમલ કૌમુદી દે,
જીવને પ્રભુ! બ્હાર તું તો જુદી દે.
મનનંદનમાં પ્રભુ, સૌરભ દે.
પ્રભુ, આત્મપ્રભાવ સુગૌરવ દે.

## ૪૮ ગોરંભો

(મંદાક્રાન્તા)

ગોરંભો શો ગગનમંહી આ મેઘબિન્દુ દ્રવે છે,
ધૂમો જામ્યો હૃદયમંહી શો ચન્દ્રિકા કે ઝવે છે?!
ક્ષોભે થોભે હૃદયમંહીનાં અશ્રુબિન્દુ સ્રવે છે,
હૈયે ગેબી પરભૃત શકે બંસી નાદે ટવે છે.

# સૌન્દર્યો

(કાફી–દીપચંદી)

સૌન્દર્યો આદિ સ્રોત, જીવન જ્યોતિ,
સૌન્દર્યો આદિ જ્યોત, પ્રેમલ સ્હોતી.

સૌન્દર્યો નંદનવનમાં, સૌન્દર્યો ઉર-સ્પન્દનમાં,
મનમાં ને લોચનમાં, જીવન જ્યોતિ.

સૌન્દર્યો આનન્દ તત્ત્વ, સૌન્દર્યો અમૃત તત્ત્વ,
સૌન્દર્યો લક્ષ્મી રશ્મિ, અમૂલ સ્હોતી.

સૌન્દર્ય જીવનધારા, સૌન્દર્ય પ્રેમફુવારા
આનન્દ અમૃત ઓવારા, સૌન્દર્ય જ્યોતિ.

સૌન્દર્ય નિધિ ઊછળે છે, વીચિ વીચિહીંચી ઢળે છે,
સૌન્દર્યો નયને શમણું વિરાટ માંડી રમણા.

સૌન્દર્યો દિગ્દિગન્તે, મ્હારે ફેરે સ્વપ્નવસન્તે
સૌન્દર્યો સ્વપ્ને કેલી, આનન્દ અમૃત હેલી,
સૌન્દર્યો સ્વપ્નવસન્તે શ્રીધી સુહે અનન્તે.

## અવિભક્ત આત્મા

(શિખરિણી)

વિભાગો પ્રીતિના પ્રણયથી ઉરના તો નવ બને,
ગૂંથ્યાં હૈયેહૈયાં અનુપમ મધુ ફૂલ-ગૂંથણી;

કટોરે પ્રીતિના રસ મધુ પીતાં તો વધુ બને
પ્રીતિ ગાત્રે ગાત્રે પ્રણય મધુએ અક્ષય પ્રિયા
પીતાં બિન્દુ બિન્દુ પ્રણય રસ તો સિન્ધુ બનતો
પ્રિયા લક્ષ્મી રશ્મિ વિધુ મધુ શું મ્હોરી પ્રકટતાં.

સ્મૃતિમાં સ્વપ્નોમાં મુજ નિકટ તો તું બની રહે,
તું આશા ભાષામાં નિકટતર નિત્યે બની રહે;
બની ઓતપ્રોતે નિકટતમ જ્યોતે બની રહે,
અવિભક્ત આત્મા રતિપ્રણયની ફૂલ-ગૂંથણી.

પ્રીતિની આંખે તો વરદ કંઈ સત્યો નીરખવાં,
પ્રીતિની પાંખે તો ઋત અમૃત સત્યો પરખવાં;
બિલોરી કાચે એ સુરધનુ સમા રંગ વિરલા,
તરંગે પ્રીતિના અભિનવ શું સૌન્દર્ય સુપ્રભા.

# અવિભક્ત આત્મા (૨)

અમારે માટે ત્યાં સ્થળ સમયનાં બન્ધન નહીં,
વસન્તે વ્હેતાં'તાં જીવન જિગરે, સ્પન્દન મધુ;
પ્રિયા ઘેલી પેલી મધુર સ્મરણો મેલી કંઈ ગઈ,
ગણીને સાહેલી મુજ જિગર સોંપી ગઈ તને.....૧

વિહારો જે માણ્યા પ્રણય અલકા જે ધરી રહી,
વિહારો જે જાણ્યા પ્રણય અમરા જે ધરી રહી;
વિહારો જે નાણ્યા અમૃત ધન ને ચેતન મધુ,
કટોરા તે પાને અધર અમૃતે આરજુ રહી.....૨

તને સોંપી વ્હાલી ઊડી ગઈ જ મ્હારી પ્રિયતમા,
ગઈ ક્યાં એ કહેને, અનિલ લહરી, કયાં શુચિતમા?
હતી આત્મા આત્મા મુજ જિગરનો, પ્રાણ મધુરી
રહી હાવાં યાત્રા મુજ જીવનની આમ અધૂરી....૩

તું તીર્થોનું તીર્થે મુજ જીવનયાત્રા મંહી બને,
તું સ્વર્ગોનું સ્વર્ગે, મુજ નયનનું ભર્ગ બની રહે;
તું આનન્દોર્મિમાલા, ઉર ઉદધિ માંહી જગવશે,
મ્હને પેલાં સ્વર્ગે, સુરધનુ પ્રિયાને લઈ જશે?....૪

# જ્ઞાનસમાધિ

(સ્રગ્ધરા)

આંહી ગોદે પ્રમોદે પ્રણયિની લઈ લે, વિશ્વની જ્ઞાનવીણા,
અંકે નિઃશંક એને પ્રણય પ્રણવની, ગીત લ્હેરો સુધાની,
ઝૂલ્ફાં એ લે ખસેડી અલકલટ પડી, ગોઠવી લે સમારી
રે! એ દશ્યે શું ચારુ અગમનિગમનું સ્વપ્ન એ ના વિખેરે?

ચૂમી લે ચૂમી લેને લટ વિખરી પડી ઇશનું દર્શને એ
પ્રાણે પાતાળનાદો પ્રણય જગવતા ઈશનું સ્પર્શને એ;
પ્રીતિની રમ્ય શય્યા સ્તનધડક તણી દિવ્ય આરામગાહ
સૌન્દર્યોની સમાધિ જગતની ભૂલવે, આધિ-વ્યાધિ-ઉપાધિ!

ત્યાં તો છાનું બિછાનું શરણલી સુરતા પ્રેમ-સૌન્દર્ય લક્ષ્મી,
માધુર્યોના કટોરા, સુવિમલ વસુધા કેરી ત્યાં તો સુધા છે,
પ્રીતિ લક્ષ્મી પ્રસાદે પ્રણય પ્રણવના, દિવ્ય પ્રાસાદ અર્પે,
છોડી દેને ધમાલો ઘડમથલ વૃથા પ્રેયસી ગોદમાં લે.

ઝૂલ્ફાંમાં એ પ્રિયાનાં અગમ-નિગમની મસ્તુરી કસ્તૂરી છે,
પ્રાણોના પ્રાણ કેરી સ્તન-ધડક તણી પાથરી લે પથારી.

સૌન્દર્યોના કટોરા અધર અમૃતના ઢીંચી લે ઢીંચી લે ત્યાં,
પ્રીતિના આ ફુવારા સીકર સીકર એ પ્રેમ સૌન્દર્યધારા,
પ્રીતિ ચૈતન્યધારા જીવન જીવનની એની છે જ્ઞાનધારા
માયા છાયા વિલાસો ખવર ખલખલુ પ્રેમ દ્યુતિ વિભૂતિ,
જાવા દે અન્ય નાદો છલબલ દુરિતો દંભ દશ્ય પ્રપંચો.

# સૌન્દર્યો

(મન્દાક્રાન્તા)

સૌન્દર્યશ્રી, શશી શશીમુખી ભાસ્કરે તારિકામાં,
સૌન્દર્યશ્રી, લસતી સરિતા, સાગરે વાટિકામાં;
પુષ્પે પુષ્પે વિટપે વિટપે વૃક્ષમાં ને લતામાં,
સૌન્દર્યશ્રી સત ઋત પ્રભા વિશ્વની ચારુતામાં.

સૌન્દર્યશ્રી નહિ નિવસતી માત્ર કો' સુન્દરીમાં,
સૌન્દર્યોનાં ઝરણુ ફૂટતાં વિશ્વમાં ઠેરઠેર;
સૌન્દર્યશ્રી અમર લસતી જ્ઞાનની સાધનામાં,
સૌન્દર્યશ્રી જીવન સુષમા જ્ઞાન આરાધનામાં.

સૌન્દર્યશ્રી જડ મંહી અને ચેતને ઊભરે છે,
વ્યક્તિ વસ્તુ શુચિ મધુરિમા સ્વામીની ઊતરે છે;
સૌન્દર્યશ્રી ખુલતી દૃગને આપતી જ્ઞાનદૃષ્ટિ,
સૌન્દર્યશ્રી પરમ પ્રભુની દાખવે જ્ઞાનસૃષ્ટિ.

## જગત

### (૧)

(દુર્ગા-ત્રિતાલ)

કયમ બનીએ વ્યગ્ર?
નીરખીએ શ્રી સમગ્ર

નિરવધિ રસનિધિ આ છે ભર્યું બ્રહ્માણ્ડ,
એમાં માનવ જગત તો માત્ર એક જ કાંઠ
વિશ્વે તો મલકી રહ્યાં કંઈક શિવ સૌન્દર્ય
સત્ય, શિવતા સૌન્દર્ય કંઈ છલકે છે માધુર્ય
માધુરીના મહેરામણમાં જગ તો માત્ર દ્વીપ
ક્યાંથી જઇએ અમૃતના ઓવારા સમીપ?

### (૨)

(મિશ્રોપજાતિ-વસન્તતિલકા)

છે આપણી નયનની લઘુ ટૂંકી દૃષ્ટિ
લાધે નહિ વિશ્વ સમગ્ર દર્શને
છે સાગરે નિરવધિ લઘુદ્વીપ સૃષ્ટિ,
લાધે નહિ વિશ્વ સમગ્ર સ્પર્શને...... ૧

રે આપણું માનસ થાય, વ્યગ્ર
ઘેરી રહે દુરિત દંભ શું પાપ શાપ,
વ્યાપે ઉરે કંઇ વિષાદ અને વિલાપ
થાયે નહીં દર્શન જ્યાં સમગ્ર...... ૨

આનન્દનો નિરવધિ નિધિમા વહ્યો છે,
વીચિવીચિ મધુરતા તણી શું સીંચે છે;
ઊગે રમેન્દુ મધુ અમૃત શું મીંચે છે,
માધુર્યનો નિધિ અમી દઈ શું રહ્યો છે. .. ૩

(અનુષ્ટુપ)

સન્તઋષિ મુનિશ્રીને, લાધે છે આર્ષદર્શને,
જ્ઞાની યોગી તણે હાર્દે, વિશ્વપ્રેમ સુસ્પર્શન. . ૪

## ૮૫ પ્રારબ્ધ

(અંજની)

પ્રારબ્ધોના પ્રાગબ્ધ
પુરુષાર્થે અમૃત અબ્ધ
શૂન્ય મંહી ગાજે છે શબ્દ
કર્મે કર્મ લબ્ધ.

## સરસ્વતીચન્દ્ર

### (૧) એક સાહિત્યસમાધિ

(વસંતતિલકા)

રે માત્ર મારું દિનની ત્રિપુટી મધુરી,
સાહિત્યની મધુરવી મુજ સાધના છે,
આરાધના સફળ હો નવ હો અધૂરી,
જૈવાતૃકે હૃદયનો શું મહામનાએ.
સરસ્વતીચન્દ્ર તણા કટોરા,
ઢીંચી ઢીંચી ને રસધામ હીંચું
સમાધિ સૌન્દર્યની આંખ મીચું
ફેર્યાં મને માધુરી સ્વપ્ન મ્હોર્યાં.
આવે કદી કુમુદ તો નવ રોકજો હો
આવે કદી કુસુમ તો લઉં હું વધાવી
આવે કદી ગુણિયલે મુજ વન્દના હો,
મ્હારે જપે-મધુતપે નવ ટોકજો હો,
સૌભાગ્યદેવી નવ જાય ચહું સીધાવી,
આનન્દની અમૃતની ઉર સ્પન્દના હો.

### (૨) સરસ્વતીચન્દ્ર સાથે

(મુક્તક-શાર્દૂલવિક્રીડિત)

આ સૌન્દર્ય સમાધિમાં નવ ક્ષુધા—પીડે નહીં વા તૃષા,
મ્હારી સાથ સરસ્વતી મધુરવો, આ હાર્દનો ચન્દ્ર જ્યાં,
આવે જો કદી ઈશ ના મળી શકું—આ તૃપ્તિના છો તૃષા,
મ્હારે સ્વાન્ત મળી રહ્યો મધુરવો એકાન્તનો ચન્દ્ર ત્યાં.

## માનસી હંસીને

(દુર્ગા)

શિવા માનસી હંસી
તું તો છે પ્રેમાશી
માનસસરમા મુક્તિ મુક્તા કેવો ભવ્ય ચારો,
દે ભાવુક ને ભાવના દિવ્ય વિચારો.

નંદનવને અલકાપુરીમા માનસી ધી વિહારો,
સ્વર્ગભર્ગે ધી અમરાપુરીમા ત્હારા હો કિલકારો.
પ્રાણ પ્રાણમા ત્હારા ફૂટો અમૃત ધી ફુવારા
અમૃત શ્રી ફુવારા વેરો ચેતન જીવનધારા.

### ૧

(આશાવરી)

શુચિ માનસી હંસી,
દેવાશી પ્રેમાશી,
ઊંચા ઊંચા ગહન ગિરિમા, માનસરવિહાર,
સત ઋત આનન્દ વિહાર અમૃત સ્વચ્છન્દ વિહાર
ચન્દ્રિકાનો દેહ ત્હારો મુક્તાફળ આરોગે
જીવન ગીતાનો નવકાડ શ્રી સૌન્દર્ય યોગે.

અનિલ લહરી કુસુમે કુસુમે અદૃશ્ય જેમ ઊડે,
પાતાળ સલિલ લહરીમા, ગુપ્ત પ્રાણ જ્યમ બૂડે,

કોઇ અદશ્ય શક્તિની, તું, દિવ્ય ભવ્ય છાયા,
અદશ્ય રહી અમૃત કટોરા રહે જગને પાયાં.

ગિરિ ગિરિના જળ ઝરણુમાં જ્યોત્સ્નિકા તું વેરે,
વદને વદને–સ્વર્ગ સદને માનવનાં–કરી પ્રેરે
સાન્ધ્યરંગે સુરમા સુષમા મનોરમા સંવાદી,
ઋતા સંવાદિતા ચારુતા પ્રણવ પ્રણય પ્રસાદી.

તારક જ્યોતિ મંહી તો સ્હોતી કેવી જ્યોતિમાળા
સંગીત લહરીના સ્મૃતિ રવ અનુરણન રૂપાળાં.
કોઇ ભવ્ય, કોઇ દિવ્ય, ગેબી કોઇ વિભૂતિ,
સૌન્દર્યદેવી, વદન ચન્દ્રિકા અપ્રતિમ શું સોહે,
વિશ્વભરી મધુ છોળ ઉડાડે, મોહિની કોણ ન મોહે?

૨

(ભૈરવી)

સુરમા સૌન્દર્ય દેવી,
મનોરમા સુષમા કેવી?

તારા રંગે, તવ આ સંગે દિગ્દિગન્ત રંગે,
રતિ, મતિ, કૃતિ–આકૃતિ તવ રંગી તવ સંગે.
સૌન્દર્ય દેવી, ગેબ ગુંબજે, આજ ગઇ કયાં ઊડી
પાતાળ પાણી અદશ્યમાં કે આજ ગઈ કયાં બૂડી?

ગિરિસ્રોતે, સૂર્ય જ્યોત ઇન્દ્રધનુના ગુંથે.
ગોતી ગોતી શું ગોતી મધુર્મિ-માનગ ચુંથે!
જન્મ, જીવન મૃત્યુની આ કારમી શી ઘટમાળે?
વિધુકાલ મધુફાલ કાં ઠરમે આ અકાળે?

અભયપદનો અધિકારી અમૃતપુત્ર કાં કલ્પાન્તે
ઘુતિ ઘુતિ રટતો ધ્વાન્તમાંહી સ્વાન્તના એકાન્તે?
કુસુમ કુસુમની પાંખડી પાંખડી થનગનતી કરમાયે,
મનુજ આંખડી આંખડી, નર્તે નર્તન કેમ વિલાયે?

આ ક્લાન્તિ ઉદ્‌ભ્રાન્તિ કાં, વિશ્વકાન્તિ વિશ્વશાન્તિ,
-ઊડી જાયે સુરમા સુષમા,-ઠેરઠેર ભીષણ ભ્રાન્તિ!
શુદ્ધ પ્રેમ, તુચ્છ તિરસ્કૃતિનાં કાં વિષમ દ્વન્દ્વે,
ગ્લાનિ ગ્લાનિ આશાભાષા મુક્ત થવું નિર્દ્વન્દ્વે!

## ૩

(ભીમપલાસી)

કોઈ સન્તે-સ્વપ્નવસન્તે
મ્હોરી ફોરી આ દિગન્તે.

મનસાતીત, દિક્કાલાતીત ખોજ્યો વ્યર્થ અનન્તે.
કવિએ માંડ સમજ્યો મર્મ ધર્મ સ્વપ્નવસન્તે
માનવીનું મન મૂઢ પૂછે આ શું દાનવીમાયા,
ભૂતાવળીની ડાકલી, વાગે આ શું માયા છાયા?

સ્વપ્ન બુદ્દબુદ્દ સમું જીવન, વૃથા વ્હેમ શંકા,
વિપ્રલંભી વિષયમોહિની જિગરે સળંગ લંકા?
ગિરિ ધુમ્મસ જ્યમ વેરાયે, તું અજ્ઞાન વેરે,
અનન્ત મહિમા કીર્તિ કાન્તિ, જ્ઞાન-શ્રદ્ધા પ્રેરે.

દિવ્ય વીણા ગાન અનિલ લહરી જેમ ઝીલે,
રંગતરંગ ગાન વિમાન આદર્શે માનવ ખીલે;
કેવી રમ્ય, કેવી સૌમ્ય જ્યોત્સ્ના જલે ઝમે છે,
ચન્દ્ર કિરણમાં ગાન મન્દ્ર તવ રમ્ય સૌમ્ય રમે છે.

કાલ કરાલ ભીષણ સ્વપ્નની વેરે જીવન ભ્રાન્તિ
આત્મા ક્લાન્તિ ઉડાડે—કૌમુદી કાન્તિ—વિશ્વશાન્તિ;
જ્યોત્સ્ના સ્નાને, જ્યોત્સ્ના ગાને, જીવન દિવ્ય દાખે
સત, ઋત, અમૃત ભેદ ભેદી કલ્યાણી વાણી ભાખે.

(પૂર્વી ત્રિતાલ)

ઈન્દ્રધનુ રંગી આશા
ફૂલ ગુલાબી ગેબી ભાષા!
જેમ વાદળે રમી વાદળાં શમી જાય-વિખરાયે
આત્મગૌરવ, સૌરભ આત્મ કાન્તિ શાન્તિ વિલાયે;
વિરાટની રમણામાં આ શું સન્તાકુકડી રમણાં,
આત્મરત, આત્મક્રીડની સત્ય સ્વપ્ન રમણા.

માનસના કલહંસ રહે, ઘડીમાં મોતી ગોતી,
રમે, આથમે ઊગે ફરી—ત્હારી જ્યોતિ સ્હોતી;

નિરન્તર અન્તર ઝંખના, થાય તેની ક્યાં ઝાંખી,
અખંડ જ્યોતિ જ્યોત્સ્ના એ, શકે ન માનવ સાંખી,

અભયપદથી અમૃતપદથી, માનવ ઉર તો પામે,
ત્હારીપુરાતન,ત્હારીસનાતન શાશ્વત જ્યોત્સ્નાજેજામે;
અમૃત પુત્ર અધિકારીને પણ, શાને ક્ષણિક સ્વપ્નાં!
સોઽહમ્ સાઽહમ્—જપનાં તપનાં ખુદાઈ ખેપ ખપનાં!

૪

(પૂર્વી ત્રિતાલ)

અમૃત પુત્ર સ્વપ્ન વિહારી
અધિકારી લે ન સ્વીકારી!

પ્રણયીજનની આંખોમાં જે જ્યોત્સ્ના ઝમે રમે છે,
દેવદ્યુતિ તવ દ્યુતિ વિભૂતિ-અમૃતાનુભૂતિ ઝમે છે,
તું સુષમા સુરમા ઋતા, સંવાદિતા ચારુતા,
તું મનોરમા સુષમા વિસંવાદિતા શમે ધી ઋતા.

દીપક જ્યોતિ હોલાતાં પ્રસરે જેમ અન્ધાર,
મુદિતાશય ઉર કાં તિમિરાશય, ઊડતાં જ્યોતિધાર;
જે જ્યોત્સ્ના અમૃતસ્રવિણી માનવ ઉરને પોષે,
તે ઊડી વિધુ મધુ આનન્દામૃત ધી શ્રી શું શોષે?

નિરવધિ રસનિધિ જીવનના જ્યાં કાન્તિ કિનારા,
ત્યાં જ મૃત્યુનાં અમૃત અખંડ આનન્દ ઓવારા?

મૃત્યુની તો દાખે કેમ કાલ કરાલ છાયા!
દિવ્ય લલના, કેમ છલના, બાજીગરી આ માયા?

૫

(પીલુ ત્રિતાલ)

તું હતી સખી કલરવમાં
શૈશવ ખેલ–ગેલ અમીદ્રવમાં!

તારકાંકિત નભમંડપ તળે ફૂદાફૂદ,
શુદ્ધ વિશુદ્ધ હૃદયને શું ભેદ શુદ્ધાશુદ્ધ!
મનમાં, તનમાં, વનમાં જીવનમાં યૌવન મ્હોર્યું ફોર્યું,
કામણગારી કીકીએ ત્યાં કાળજડું શું સોર્યું!

કુસુમ લહરીમાં અનિલ કુમાર, પ્રેમમન્ત્ર શું કૂજે,
પાંખડી પાંખડી, આંખડી આંખડી પ્રેમતન્ત્ર શું ધ્રૂજે!
ઝીલી રહી'તી હૃદય-પાંખડી મસ્ત વિશ્વ કાન્તિ,
ખીલી રહી આંખડી ઉરે સમસ્ત વિશ્વ શાન્તિ.

જીવનને તે સુવર્ણ મુહૂર્ત–મૂર્ત થઈ સૌન્દર્યદેવી,
અલકાપુરી અમરાપુરી સર્જી ઉરે તેં. કેવી?

૬

(દુર્ગા)

ફૂટી ઉરે અભિલાષા
વિધુ મધુ સુરધનુ ભાષા.

અન્તર મ્હારું જ્યોતિર્ધામ, નિરન્તર જ્યોત્સ્ના ધામ.
દિવ્ય દીક્ષા ભવ ભિક્ષા થઈ હું લબ્ધકામ,
ત્હારાં દિવ્ય દર્શને મેં, કર્યો શિવ સંકલ્પ,
તવ જ્યોત્સ્ના હૃદય સ્પર્શને ઊડયા સર્વ વિકલ્પ.

જીવનવ્રત મેં લીધું અખંડ સાહિત્ય સાધનાએ.
સ્વપ્ન સુન્દર જીવન અખંડ સાહિત્ય-આરાધનાએ;
સાહિત્ય ઉપાસનાની પળ, ભૂતપૂર્વ કંઈ લાગે,
સાહિત્ય અર્પણ, સાહિત્ય તર્પણ વિધુ મધુ સ્વપ્ન માગે.

રસિકા કામિની કીકી કુંડલી માંડી મુજ કવિજન્મ
સ્વપ્ન સુન્દર જીવન માંગું હું તો જન્મોજન્મ.

૭

દિવ્ય સૌન્દર્યદેવી
ભવ્ય સૌન્દર્યદેવી

પરતન્ત્ર કવિની રસનાએ સદી ગઈ ગુલામી.
સ્વતન્ત્રતાની પાંખે, આંખે આંજીશ સ્વપ્ન ગુલાબી.

ભીરુ કાપુરુષની તું, તોડીશ શૃંખલા એ,
અભયપદ અમૃતપદે ધી શ્રી મંગલાએ,
દિવ્ય ભવ્ય સૌન્દર્યમૂર્તિ મૂક કામુકતા છે,
હું નિર્વાણવાણી કલ્યાણી ક્યાંથી રહું ક્ષતા એ.

(વાગીશ્વરી)

ગઈ ઋતુ સ્વપ્નવસન્ત,
સૂનાં દિગ્દિગન્ત!

મ્હોરી ફોરી વિલાઈ ગઈ, મઘમઘતી વનશ્રી,
સ્વપ્ન બુદ્‌બુદ્ સમી વિગતા, વિધુમધુ યૌવનશ્રી.
પાંખડી પાંખડી થનગનતી, બની પાંદડી સૂકી,
માતરિશ્વા દિશાદિશાએ વેરે ફીકી ઝૂકી.

પત ઝડ–પાનખર ઋતુએ વસન્ત શી લક્ષ્મી
વિષાદના પ્રસાદ તણા આનન્દ અશ્રુ રશ્મિ
શુચિ કરુણામાં દિવ્ય ભવ્ય ઘેરો છે વિષાદ,
અન્તરમાં આહ્‌લાદ અધિક ઋત અમૃત અવસાદ!

ભુક્તિ મુક્તિ, મુક્તિ ભુક્તિ રસ ના છે મુજ રસના
કોડ કાળજે સેવી રહું હું કાન્તિ શાન્તિ યશના;
હઈડાંમાં કંઇ થઇ રહ્યું તે હોઠ ન મ્હારે ચડતું,
શબ્દાતીત ધ્રુતિ અનુભૂતિ–વાહન કાંઇ ન જડતું.

૯

(પીલુ ત્રિતાલ)

શરદ ઋતુની સુષમા
સુષમા શ્રીધી સુરમા!

શરદપૂર્ણિમા ઊઘડે સ્વપ્નસુન્દર શું પ્રભાત,
માણિક્ય મૌક્તિક ઓમે અન્તરે, રમ્ય જ્યોત્સ્ના રાત.

એવાં જ્યોતિ એવાં જ્યોત્સ્ના, વસન્તમાં ના લક્ષ્મી,
મ્હોરે ફ્રોરે જ્ઞાનગાનની એવી સ્વપ્નરશ્મિ;
શરદ ઋતુને સ્કન્ધે અઢેલી, ઋતુ-બાલિકા વર્ષા,
યુગતૃષા છીપવે આનન્દવર્ષા—અમૃત વર્ષા.

## ૧૦

(આશાવરી)

આનન્દામૃત હેલી,
પૂર્વ સ્મૃતિ વસન્ત કેલી!

ગભીર ચિન્તને નવલું ચેતન, નવલી જ્ઞાન લક્ષ્મી,
ગૂઢ નિગૂઢ માનસ લક્ષ્મી, મ્હોરી ફ્રોરી ગાન રશ્મિ
ભૂત, વર્તમાન, ભાવિ, ત્રિકાલ શ્રી ત્રિપુટી,
ઉત્પત્તિ, સ્થિતિ લયે વિરંચિ, વિષ્ણુ ધુર્જટી—'ડચુટી'
એ ત્રિપુટીનું કરું તુંમાં સ્વપ્નદર્શન.

આંખડી મ્હારી અન્તર પાંખડી, પાંખડી સ્વપ્નસ્પર્શન
આલોકે જાણ્યાં માણ્યાં, ઋતા સુરતા આલોક,
ત્હારા આલોકે મ્હારી રતિ, મતિ, પુણ્યશ્લોક;
ત્હારી લાવણ્ય લક્ષ્મી, દે દે ઉરને વિશ્વકાન્તિ,
સર્વતોભદ્રસુખી દૃષ્ટિ દે દે વિશ્વશાન્તિ.

# જ્ઞાનવિહાર (૧)

## ૧

(હરિણી)

વિધુ મધુ સ્મૃતિ રંગે પેલો શું જ્ઞાનવિહારને
તરવરી રહે નેત્રે ક્ષેત્રે પેલું મોદપ્રમોદનું;
સ્મરણ રમણે હાસ્યે લાસ્યે ચડે કિલકાર એ
શુચિ કરુણિમા લક્ષ્મી રશ્મિ પ્રમોદ વિનોદ શું?

ધડમથલ શી વિશ્વે કોલાહલે કંઈ આ મચ્યા
હૃદય ધડકે રક્તાસકતે શું પ્રકૃતિ પર્વિણી,
હૃદય થડકે નાડે લાડે – ચમત્કૃતિ ગર્વિણી
સુસ્મૃતિમયશ્રી લીલા–હાર્દે શું ઈન્દ્ર રચ્યાં મચ્યાં.

વિધુ મધુ મને, ઘ્રાણે પ્રાણે ઉડાડતું નંદને
હસતી લસતી આનન્દોર્મિ ઉરે સુજળ ઊછળે,
મધુ કલરવે હાર્દેઆર્દ્રા મધૂર્મિ ઉરે રળે
સ્થલસમયને દિવ્યે ભવ્યે રમે મન લોચને,
શ્રમિત ઉરની ઉદ્‌ભ્રાન્તિમાં પ્રશાન્તિ પ્રમોદ એ,
પ્રકટ પ્રભુશ્રી વેરે–લ્હેરે શું પ્રકૃતિની ગોદ એ?

## ૨

સુમન સુરભિ, ક્યારે ખ્હારે, શિવા ઉરવાટિકા,
રતિમતિ કૃતિ ન્હાની માંહી ધરે વસુધાસુધા,
પુનિત ચરિતે લાવણ્યશ્રી પરાગ મુદપ્રદા.
મઘમઘી રહે સન્તો હાર્દે શુભા સુરવાટિકા...

શુચિ રતિમતિ–ધીશ્રી જાયે પરાગ મહામના,
સુમતિ સુકૃતિ–કલ્યાણીશ્રી–શું પ્રાણ પ્રમોદિની,
મધુ ફરફરે વેરે જ્યોત્સ્ના શું આત્મવિનોદિની,
વિધુ મધુ શિવા કલ્યાણી ધી સુહાગિની કામના.

મલયલહરી આત્મા સ્પર્શે શું પ્રકૃતિ ગોદની
તરવરતરે નેત્રે પેલાં પ્રભાભર ક્ષેત્ર તો;
અમૃત અનૃતે લાધે સાધે સુહાગ શું નેત્ર તો
લહરી ઊડતી–વ્હેળી છોળે શું મોદપ્રમોદની.

(અનુષ્ટુપ)

સર્વતોસુખી દૃષ્ટિને સર્વતોભદ્રમુખી વળી,
વિશ્વકાન્તિ રમે નેત્રે, વિશ્વશાન્તિ ધી નિર્મળી.

૩

(હરિણી)

લલિત પુનિતે દિવ્યા ભવ્યા વિરાટ મનોદશા,
ઉદિત મુદિતા લાધે સાધે શું સ્વપ્નવસન્તશ્રી;
ઉગતી ઉરમાં આનન્દશ્રી સુહાગિની ધી ઉષા,
ઋત અમૃત ધી એ કલ્યાણી પ્રસાદી અનન્તની....૧

ખમી જવનિકા જાતી નેત્રે, સુહે શિવજ્યોતિશ્રી
અરુણ કરુણે વિશ્વે ભેદો બને હળવા–ફૂલે,
પ્રતિકૂળ બધાં વિઘ્નો જાતાં સુહાગ અનુકૂલે,
નયનરમતી જ્યોત્સ્ના હાર્દે રમે શિવ કાન્તિધી....૨

પરમ પ્રભુની સૌન્દર્યશ્રી ધરે વસુધાસુધા,
જીવ શિવ થતા ઓતપ્રોતે ઉરે અલકાપુરી,
મિલન મધુરાં જ્યોતે જ્યોતે, ઉરે અમરાપુરી,
અમૃત અનૃતે જ્ઞાને પાને ચહું બહુધા સુધા....૩

પૃથિવી પર તો સ્વર્ગે ભર્ગે અમૂલ્યશ્રી લાધતાં,
પૃથિવી પર તો ભર્ગે સ્વર્ગે સુગુપ્ત થતાં છતાં....૪

## ૪

### (હરિણી)

નયનનયને કલ્યાણીશ્રી, સુહે અલકાપુરી
હૃદયે હૃદયે વેરે લ્હેરે–શું બ્રહ્મ પરાગ છે;
શ્રવણશ્રવણે બ્રાહ્મીનાદે, સુહે અમરાપુરી,
પરમ પુનિતા ધીશ્રી શ્રીધી પરાગ સુહાગ છે.

વિધુ મધુ ઉરે સૌન્દર્યશ્રી, શું બ્રહ્મ તરંગિણી,
લલિત પુનિતા જ્યોત્સ્ના શું બ્રહ્મ વિહાર છે,
ઋત અમૃતના કલ્યાણી ધી તને શું અધિકાર છે,
ફૂટતી તુજને પ્રજ્ઞા પાંખો ઊડે ધી વિહંગિણી.

નયને નયને આંજી શ્રીધી શું સ્વપ્નવસન્તની
હૃદયે હૃદયે મ્હોરી ફોરી વિભા મધુમંજરી,
શ્રવણ-શ્રવણે બ્રાહ્મીનાદે વિરાટની બંસરી,
પ્રણવ લહરી દિક્કાલોની શું પાર અનન્તની

દગ મંહીતરે લક્ષ્મી રશ્મિ શું જ્યોતિ વિરાટની
વિધુ મધુ સુધા ધીશ્રી શ્રીધી, શિવા, પમરાટની.

૫

વિધુ મધુ વપુ કાન્તિ શાન્તિ વિભૂતિ વિરાટની,
હસતી લસતી દોહે જ્યોત્સ્ના ઝમે દ્યુતિ દેહીની;
ઝગમગ અંગે જ્યોતિ સ્હોતી મનુષ્ય લલાટની
અમરદ્યુતિ એ કાન્તિ શાન્તિ શકે શું વિદેહીની.

ઊતરી શું જતો માયા-છાયા તણો વપુ અંચળો,
ઋતસતની ધીશ્રી લાધે અમીમય આંખ એ,
ગગન ઊડીએ ફૂટે આત્માની સ્વપ્નલ પાંખ એ,
વિખરી શું જતાં,આત્મા જ્યોત્સ્ના શશાંકથી વાદળો.

હૃદય ધડકે શ્વાસોચ્છ્વાસે ઘડીભર બન્ધ છે,
અભિસરણના રકતે ચાલે સમાધિ શું જ્ઞાનની?
વિધુ મધુ સુધા આત્મારામે, ક્ષુધા–અમીપાનની
મધુ મિજલસે સૌન્દર્યોની–પરાગ પ્રબન્ધ છે.

(અનુષ્ટુપ)

યોગનિદ્રા મહા લાધે દિવ્યદષ્ટિ મહામના,
આરાધના એ દિવ્યા–ભવ્ય જીવન સાધના.

૬

વિધુ મધુ દગે સ્વપ્નો આંજ્યાં, શું વિશ્વ શ્રી કાન્તિ છે,
પ્રભુઘર તણાં આલોકે આ, ઉરે દ્યુતિ ધામ છે,

પુનિત હૃદયે ઉદ્દભ્રાન્તિના શું વિશ્રાન્તિ શાન્તિ છે,
શુચિ રતિમતિ સ્વપ્નોદાત્તે, ધીશ્રી લબ્ધકામ છે.

સરલ સુષમા સૌન્દર્યશ્રી અલૌકિક નેત્રમાં,
વિરલ સુરમા માધુર્યશ્રી ધરે વસુધાસુધા
શુચિ કરુણિમા લાવણ્યશ્રી ધરે વિબુધાસુધા,
વિધુ મધુ સુહે આનન્દશ્રી – શું માનસી ક્ષેત્રમાં.

અનૃત પથ આ ક્લાન્તિ ભ્રાન્તિ, ન ત્યાં શિવજ્યોતિ છે,
અમૃત પથમાં કાન્તિ શાન્તિ પથે સુપ્રયાણ તે,
હૃદય ઊઘડે જ્યોતિ ઝીલે, પ્રયાણ નિર્માણ એ,
નયન ઊઘડે જ્યોત્સ્ના ખીલે, શું જ્યોતિ ધી રહોતી એ.

(અનુષ્ટુપ)

મતિ ને કૃતિ શ્રી ગંગા યમુના શુચિ સંગમે,
તીર્થયાત્રા કરે આત્મા, જ્યોતિ જ્યોત્સ્ના રમે શમે.

૭

(હરિણી)

ગિરિઝરણ શાં ક્રીડાગારે હતાં મુજ શૈશવે,
કંઈ જગવતા તાલાવેલી તરંગિણી ધોધવા,
ઉર પ્રકટતા ધાલાવેલી તરંગ અમીદ્રવે,
અનુભવ તણા હાર્દે આર્દ્રે શું વૈભવ જુજવા.

ગિરિ ગિરિ ઘૂમ્યો કુંજે કુંજે ઘૂમ્યા વળી કાનને,
પુનિત સરિતા સિન્ધુ-ઈન્દુ હતી મુજ કામના;
અમૃત પથ એ કલ્યાણશ્રી, રમી મનલોચને
ઋત અમૃત એ લક્ષ્મી રશ્મિ-કરે શું મહામના.

મધુ મિજલસે રંગો કેરી હતો શું હું મ્હાલતો
વિધુ મધુ ઊડ્યો આજે ત્યારે શિવા મધુકાલ એ;
ઊડી સહુ ગયાં લાવણ્યશ્રી શુભા મધુફાલ એ,
મુજ હૃદયમાં કાન્તિ શાન્તિ સ્મૃતિફાલ શું ફાલતો.

(અનુષ્ટુપ)

જિન્દગી શમણાં જેવી રમણા વિગટની જ એ,
સ્મરણે, રમણે કેવી, વિલસે સ્વપ્ન-શાન્તિ એ.

૮

(હરિણી)

ઋત અમૃતશ્રી સૌન્દર્યશ્રી વધાવતી આંખડી,
પુનિત પ્રભવી માધુર્યશ્રી ઉરે વિધુ ધામ શું;
હસિત લસિતે લાવણ્યશ્રી શું પાખડી પાંખડી,
હૃદયકમલે નર્તે કેવી-ઉરે મધુ ધામ શું?

મુજ નયનમા સૌન્દર્યોનો હતો મધુ ઉત્સવ,
જીવન ઘટના જ્યોતિ જાગી શું પ્રેમલ મંગલ,
પ્રભુ પ્રતિકૃતિ નેત્રોદ્વારે શું પ્રકૃતિ પ્રેમલ,
અનુભવ દ્યુતિ આનન્દોર્મિ મધૂર્મિ અમી દ્રવ.

મધુ કરુણિમા સ્વપ્નોદાત્તે, પ્રતીતિ થતી રહી,
શુચિ મધુરિમા ભવ્યોદાત્તે શું પ્રકૃતિ આ ધરે;
મનુજ દગમાં અશ્રુગાને ઝીણું મધુ આવરે,
ધડક થડકે વિશ્વો કેરી શું માનવતા છતી.

(અનુષ્ટુપ)

પ્રકૃતિના અમી પાને ઋતા ધરતી ચારુતા,
અશ્રુગાને ઝમે જ્યોત્સ્ના માનવતા ધી શ્રી ઋતા.

## ૪૬ અપ્સરાનાં આંસુ

(અંજની)

અપ્સરાની નેત્રકિનારી
મુક્તાફળ કિનારી ન્યારી,
થીજી જતાં બન્યો તું ઈન્દુ
અભિનન્દુ તને

## જ્ઞાનવિહાર (૨)

### ૧

(આશાવરી)

આ શું નેત્રોત્સવે છે,
અમીદ્રવે કલરવે છે?

ધૂમ કમાલ વિશ્વ કોલાહલો જહીં મચે છે,
પ્રકૃતિ દર્શન શુચિ એ ઇન્દ્રધનુ રચે છે;
મનોમન્દિરે પ્રકૃતિ દ્યુતિ બ્રહ્મપરાગ વિભૂતિ,
શ્રવણુ શ્રવણે બ્રહ્મનાદ ધીરાં અમૃતાનુભૂતિ.

વેદના વેદના વિધુ મધુ શુચિ સંવેદના શું,
અમૃત સંવેદના એ પછી વિધુ મધુ વેદના શું?
પ્રકૃતિનું સ્વપ્ન દર્શન મનુજ રતિમતિ રંગે,
કૃતિ કૃતિ જીવન સુરભિ મ્હેકે, બ્હેકે ભાવ તરંગે.

પ્રકૃતિના આ સ્વપ્ન દર્શને, આર્ષ દર્શને લાધે,
મનુષ્ય ઉર ઇન્દ્ર ધનુષ્ય, આર્ષ સ્પર્શને સાધે.

### ૨

(ભૈરવી)

નિત્ય જીવન ઘટમાળે
મધુકાલ  મધુકાલે.

બ્રહ્મ પરાગ શ્રી ધી લાધે, પ્રકૃતિ માતા ગોદે,
પ્રકૃતિ માતા—પ્રકૃતિ શાતા અર્પે ધી મોદ-પ્રમોદે.

પડદા પાછળ ડોકાતી પ્રતીતિ વિશ્વશાન્તિ,
ત્યાં શું હોય ભ્રાન્તિ કલાન્તિ જ્યાં રમે છ વિશ્વકાન્તિ!

અંજનશલાકા અમૃત અંજન ધી શ્રી આંખે આંજે,
પ્રકૃતિ રતિ, પ્રકૃતિ સ્મૃતિ સ્વપ્નલ પાંખે રાજે.

વિશ્વ રહસ્ય કર્મ ધર્મ, ઉરે તેજ ઉઘાડ.
તેજ ઉકેલ કેમ ધડકે ધડકે વિશ્વ નાડ,

૩

(પૂર્વી)

આજે મન નંદનમાં
સુરભિ સુમન સુમનમાં.

પ્રકૃતિ સ્વપ્ન દર્શને હૃદય પુણ્ય પ્રફુલ્લ,
બ્રહ્માણ્ડોની ભેદ ઉકેલે મન સુમન હળવું ફૂલ.

પ્રકૃતિનું સ્વપ્ન દર્શન અંજન શલાકા આંખડી,
હૃદયપદ્મ પુનિત નર્તે શું પાંખડી પાંખડી!

શુચિ વરરુચિ, સ્વપ્નોદાત્તે, કરુણિમા મ્હેં ભાળી
અન્તર અલકાપુરી અમરાપુરી ધી શ્રી રહી અજવાળી.

અનૃત લોકમાં અમૃતલોકની સ્પર્શે થઈ પ્રતીતિ,
આલોકે આલોક પ્રભુનાં ઊઘડ્યાં કે પ્રભુપ્રીતિ?!

મન નંદનવન, લોચન લસતાં પ્રાણ પ્રાણ ફુવારા,
આદર્શે આદર્શ ઝીલ્યા વિધુ મધુ જીવનધારા.

૪

(પીલુ)

સ્વપ્ન સુન્દર મનોદશાએ
સતત્ઝ્રત અમૃત દિશાદિશાએ.

હૃદય ધડક થડક થંભી, થંભ્યા શ્વાસોચ્છ્વાસ,
મીંચ્યા લોચનિયાં મંદિરિયાં પ્રભુના પ્રાણપ્રકાશ.

અન્તરે નિરન્તર રહેશે, અજવાળાં, અજવાળાં,
સતત્ઝ્રત આનન્દ અજવાળાં, સતત્ઝ્રત અમૃતઅજવાળાં.

વસુધા સુધા વિબુધા ધરે, અન્તર અલકાપુરી આ,
સ્વર્ગ ભર્ગ, ભર્ગ સ્વર્ગ સચ્ચિદાનન્દ અમરાપુરી આ.

બ્રહ્મ પરાગ અન્તર મ્હેકે, શ્રુતિ ભણકા બ્રાહ્મીનાદ,
વેરાયે ભવ વિષાદ, યુગયુગના ઉર આહ્‌લાદ.

૫

(દુર્ગા)

સ્વપ્ન સુન્દર સમાધિ
સચ્ચિદાનન્દ ધીથી લાધી.

જ્ઞાન સમાધિ ધ્યાન-સમાધિ, લાધી વિશ્વંભરા ધી,
રચે પોપચે ઇન્દ્રધનુ ધી સાધી ઋતંભરા શ્રી.

દેહતણો આ અંચળો ઉતારે શું દેહી,
મૂર્તિમન્ત દ્યુતિ વિભૂતિ અમૃતાનુભૂતિ વિદેહી.

સતઋત અમૃતને દેખે વિદેહ અમૃત આંખ,
આલોકથી ઉડે આલોકે વિધુ મધુ સ્વપ્નલ પાંખ.

પ્રકૃતિ રતિ આસક્તે રક્ત ઘડી લ્યે અલ્પવિરામ,
શ્વાસોચ્છ્વાસે અલ્પ વિરામે બનતા લબ્ધકામ.

વિશ્વંભરા ઋતંભરા ધી લાધી જ્ઞાનસમાધિ,
આત્મલક્ષ્મી, આત્મરશ્મિ ધી સ્વપ્નવસન્ત શ્રી લાધી.

અમૃત લોકની લાવણ્યશ્રી અનૃત લોકમાં મ્હારે,
મન નન્દન શું ચન્દન લક્ષ્મી, ફાલ્ગુની આત્મા ફોરે.

૬

(વાગેશ્વરી)

અંચળો દેહી ઉતારે
દેહ લગાર લગારે.

માયા છાયા, કાયા છાયા, દેહ થતો શું લુપ્ત,
શતદલમાં પોઢેલો પ્રાણ જાગતો શું ગુપ્ત.

જડભરત શી એ દશા દિવ્ય ચેતના ખીલે,
વિશ્વ પ્રાણનાં આહ્વાન ભવ્ય પ્રાણ ઝીલે.

એ સ્વપ્નોનું સ્વપ્ન, સત્યોનું સત્ય જાગે,
સર્વતોભદ્રસુખી દૃષ્ટિ વિશ્વ શ્રી પ્રાણ માગે.

દિવ્ય પ્રકાશ, જીવન સુવાસ જાગૃતિ જાગૃતિ,
એ શું દિવ્ય જાગૃતિ-ભવ્ય શું જાગૃતિ ?

૭

(આશાવરી)

દિવ્ય સુષમા સુરમા
મનોરમા — મનોગમા.

વેરાયે વિખરાયે, વિસંવાદિતાને
ઋતા ચારુતા જાગે, વિશ્વ સંવાદિતાએ.

સચ્ચિદાનન્દ લહરીનાં આ આત્મા સ્પર્શને,
તેજ ઉઘાડે લાધતું વિશ્વ સ્વપ્નદર્શને!

વસ્તુની વસ્તુ જોઈએ — વ્યક્તિની વ્યક્તિ,
ગૂઢ વિશ્વ શક્તિની થતી અભિવ્યક્તિ.

તલસ્પર્શી વેધક દૃષ્ટિ, સચ્ચિદાનંદ અર્પે,
આ સ્વાર્પણ તેજ તર્પણ, પ્રાણ પ્રાણ તપે.

૮

(ભીમપલાસી)

વિશ્વદર્શન જુદું છે,
વિશ્વસ્પર્શન જુદું છે,

શૈશવ સુવામાં ઠર્યું વિશ્વ દેહ દર્શને,
ત્રીજું ચક્ષુ ખુલતાં વિશ્વ દેહી દર્શને.

અન્નમય કોશે, ખીલ્યાં પ્રાણમય કોશે
મનોમય વિજ્ઞાન કોશે, આનન્દમય કોશે.

સરસરિતા સુમન સિન્ધુ હતી તાલાવેલી,
શશીની, શશીસુખીની હતી ધાલાવેલી.

ધસમસતાં લોહીનો ત્યારે હતો અતિરેક,
सत्यं शिवं सुन्दरम् વિશ્વ વ્યતિરેક.

ત્રીજાં લોચન આગળ આ વિશ્વ જવનિકા ખૂલે–
વિરાટની રમણા શમણામાં વિરાટ ધીથી ઝૂલે.

## ૯

(ભૈરવી)

મનને વિધુમધુથી
ચિન્તને વિધુમધુધી.

આજ નયનોનાં નયને, વિશ્વદર્શન લાધે,
આજ હૃદયોના હૃદયે, વિશ્વસ્પર્શન સાધે.

વિશ્વ દશા ભવ્ય કરુણ જગવે અશ્રુગાન,
કરુણિમાથી – મધુરિમા ધી, અમૃત કટોરા પાન.

વિરૂપતા આ સર્વ વીખરે, લાધે શ્રી સૌન્દર્ય,
કર્કશતા આ સર્વ વીખરે, લાધે શ્રી માધુર્ય.

મનોમન્થને ઊતરી રહે આજે શું નવનીત,
આજ ચારુ ચિત્તે – આનન્દ વિત્ત – અમૃતવિત્ત.

લાવણ્ય લક્ષ્મી જ્ઞાન રશ્મિ ભરી અમૃત આંખ,
આત્મા કરે ઊડું ઊડું – આજ સ્વપ્નલ પાંખ.

૧૦

(ભીમપલાસી)

દિવ્યદ્યુતિ – વિભૂતિ
આત્મા અમૃતાનુભૂતિ.

સ્વપ્નતરંગ શા અભિરંગ, આત્મામાં કલ્લોલ,
વિશ્વભરી ઊડે આત્માની આજે શું મધુછોળ.

આનન્દ લહરીઃ અમૃત લહરી ચારુ ચિત્ત ક્ષોભ
ચિત્તક્ષુબ્ધે, આનન્દલુબ્ધે લાવણ્યશ્રી લોભ.

સલિલ લહરી, અનિલ લહરી, આજે સવિતારશ્મિ,
મન અવધૂતે, શું અદ્ભુતે આજ જ્ઞાનલક્ષ્મી,

પંચ મહાભૂત મિલન મધુ, સૌન્દર્ય વિશ્વ પ્રકૃતિ,
વિશ્વ પ્રકૃતિ ગાન તાન, ઝીલે માનવ પ્રકૃતિ.

# સૌન્દર્ય

(મંદાક્રાંતા)

સૌન્દર્યશ્રી પરમ પ્રભુનાં જીવને એ જ જ્યોતિ,
સૌન્દર્યશ્રી વિરલ વિભુનાં પ્રેમ આનન્દ જ્યોતિ,
સૌન્દર્યશ્રી અગમ નિગમે પ્રાણુની પ્રેરણાશ્રી,
સૌન્દર્યશ્રી જીવન સુરભિ આત્મની ચેતનાશ્રી.

(શિખરિણી)

પ્રભુ છે સૌન્દર્યે સુભગ સુષમાશ્રી વરરુચિ
પ્રભુની સૌન્દર્યે ખીલતી પ્રતિભા પ્રેમલ શુચિ.
પ્રભુનાં જ્યોતિ તો હૃદય નિકટે પ્રેમમયતા
પ્રભુનાં સૌન્દર્યો હૃદય પ્રકટે શું સતત્રતે.

(મંદાક્રાંતા)

સૌન્દર્યશ્રી મંહી પ્રકટતો ઇશ તો રૂપરશ્મિ,
સૌન્દર્યશ્રી મંહી વિલસતી ઇશની રૂપ-લક્ષ્મી.
પત્રે પુષ્પે વિટપે વિટપે ઇશ લાવણ્ય-લક્ષ્મી
બિન્દુ બિન્દુ સરસરિતમાં ઇશ આનન્દરશ્મિ.

કેવી સોહે શશી શશીમુખી, ઇશ સૌન્દર્ય રશ્મિ,
કેવી સોહે રવિ વિધુ ઉડુ ઇશ આનન્દ લક્ષ્મી
પુષ્પો કેરી થનગન થતી પાંખડી ઇશ નર્તે
સ્વપ્નોદાત્તે કવિહૃદયને આંખડી ઇશ નર્તે.

આવિર્ભાવે પરમ પ્રભુનો, સર્વ સૌન્દર્યશ્રીમાં,
પ્રાદુર્ભાવે પ્રભુ મધુરિમા, સર્વ માધુર્યશ્રીમાં;
પ્રાકટ્યે જો પ્રભુની સુષમા વિશ્વશ્રી મોહિનીમાં
પ્રાકટ્યે જો પ્રભુની સુરમા ઇશશ્રી દેહિનીમાં.

રાજે છે ઇશનાં જ્યોતિ, જલે સ્થલે સ્થલે જલે,
સૌન્દર્યો વિશ્વનાં જ્યોતિ, સૌન્દર્યો એ જ ઈશનાં.

## સમ્યક્ જ્ઞાનદર્શન

(મિશ્રોપજાતિ)

આદર્શને વાસ્તવ એક જ્યોતિ
આદર્શ છે વાસ્તવનું સ્વરૂપ
ને વાસ્તવે લક્ષ્ય તણું સ્વરૂપ
આદર્શ જ્યોતિ ઉર પ્રાણજ્યોતિ.

(અનુષ્ટુપ)

બન્ને છે એક રૂપે જ્યાં શ્રી વાસ્તવ સુલક્ષ્ય જ્યાં,
આપણી રાજઋદ્ધિ ત્યાં આપણી લક્ષ્યસિદ્ધિ ત્યાં.

## જ્ઞાનસ્વરૂપ

(બિહાગ ત્રિતાલ)

પ્રભુ છે જ્ઞાનસ્વરૂપ
પ્રભુ છે આત્માસ્વરૂપ

સકલ વિશ્વમાં મ્હોરી રહી, પ્રભુની આત્મલક્ષ્મી,
બ્રહ્મપરાગે ફોરી રહી, પ્રભુની જ્ઞાનરશ્મિ.
પ્રભુજી જ્ઞાનસમાધિમાં કરતા વિશ્વદર્શન,
જ્ઞાનજ્યોતિ શું મંગલ સ્હોતી ધન્ય ભાવ વિમર્શન.

## ૪૭ સ્વતંત્રતા

(સવૈયા)

પુષ્પમહી જે પરાગ પમરે સ્વતંત્રતા તારું તે નામ,
શીતળ કૌમુદી ચંદ્રતણી તું સ્વતંત્રતા ભક્તિ નિષ્કામ,
તારાક્ષરી તું તેજ તણી હે સ્વતંત્રતા ! ચારુ અભિરામ,
પ્રભુતણી પ્રભુતાનો તું શું સ્વતંત્રતા સાચો પયગામ.

## અનન્ત શક્તિ

(સિંધ કાફી)

કોઈ જીવન્ત શક્તિ,
દિગ્દિગન્ત શક્તિ.

શ્રીવિજેતા મસ્તાને એ, કરી રહી પ્રવૃત્તિ,
કમલ કોમલ વજ્ર કઠોર, એની ચિત્ત વૃત્તિ.

સર્વતોભદ્રસુખી એની છે ભૂમા સૃષ્ટિ,
ઉર્ધ્વમુખી ઉન્નતગામી એની દૃષ્ટિ સૃષ્ટિ.

એ તો વિરાટ શક્તિ છે, સકલ વિશ્વ વિધાત્રી,
આનન્દજ્યોતિ, અમૃતજ્યોતિ, વિશ્વકલ્યાણ વિધાત્રી.

## ૪૮ સુહૃદનો સ્પર્શ

(સ્રગ્ધરા)

કોઈ ખૂણે અતુલ, મુજ હૃદય છૂપ્યા, ગૂઢ વૈષમ્ય ભાવ,
ઘેગ તીણા વિષાદે ઝરપી ન શકે જિન્દગી ગુપ્ત ઘાવ,
એકાકી સૌ વ્યથાઓ સુહૃદ સ્વજનના પ્રેમ સ્પર્શે દ્રવે છે,
નિત્યે તૈયાર વ્હેવા કુસુમિત ઉરનાં રક્તબિન્દુ સ્રવે છે.

## સૃષ્ટિ શી મનહરણી?

(તોડી ત્રિતાલ)

પ્રભુએ તો સૃષ્ટિ રચી છે,
જ્યાં આનન્દ લ્હેર મચી છે.

શી લૂમઝૂમતી લાવણ્યશ્રી મણિમંડપે લચી છે,
પ્રસન્ન મન પ્રકૃતિ પ્રભુની રચના રમ્ય રચી છે.

પ્રભુની વરદ વરણી આ સૃષ્ટિ શી મનહરણી,
ઉત્તમોત્તમ સર્વ શ્રેષ્ઠ વિમલ આનન્દ કરણી.

શી સુષમા મનોરમા પ્રભુની જ્ઞાન સરણી,
વાસ્તવમાં એ વાસ્તવ અમીદ્રવ ધન્ય ધરણી.

વરણી કરી રહી ઉત્તમા, પ્રભુની જ્ઞાન રશ્મિ,
શી મણા, જ્યાં પ્રભુ પ્રેરણા નિજાનન્દ લક્ષ્મી.

### ૪૯ એક દિશાસૂચન

(સ્ત્રગ્ધરા)

સિદ્ધાન્તો મ્હોટ મ્હોટા પર શું જીવનનું ધન્ય સ્વાતંત્ર્ય નીભે?
ન્હાની શી બાબતોમાં હૃદય મધુરિમા, ચોંટતી આવી જીભે,
તો તો ભાઈ નભે છે જટિલ જગતના શૂન્ય વ્યવહાર સર્વ,
પ્રેમે, રહેમે ક્ષમાથી મધુરવું બનતું જિન્દગી સૌમ્ય પર્વ.

# પૂર્ણની પ્રતીતિ

(શિખરિણી)

વિચારોની ઋદ્ધિ પરમ પ્રભુનું દર્શન થતું,
વિચારોની સિદ્ધિ, વિમલ વિભુનું સ્પર્શ થતું;
અરે કોઈ જ્યોતિ વિમલ અનુપે દિવ્ય ઝગતી
પ્રપૂર્ણે સંપૂર્ણે સુભગ શિવતા ભવ્ય ઝગતી.

મહા સૌન્દર્યોને કિરણ કિરણે એ પ્રકટતી,
મહા માધુર્યોનાં અમૃત ઝરણે એ કિલકિલે,
પ્રભુશ્રી આદર્શે જગત પ્રતિબિમ્બે ઝળકતી,
પ્રભુશ્રી આદર્શે મધુ મુકુર વિશ્વો નીરખવા,

મહા ન્યાયી તન્ત્રે જગત તણી રૂખે પરખવા
અપૂર્ણો સામગ્રી મનુજ ઉરની પૂર્ણ પરખે
વિરાટ શ્રી જ્યોતિ પરમ પ્રભુશ્રી પૂર્ણ નીરખે.

અધુરી છો દૃષ્ટિ મનુજ દૃગની બુદ્ધિ નજરે,
મધુરી શ્રી સૃષ્ટિ, મનુજ મતિ પ્રેમાળ પરખે,
અને આનન્દશ્રી શુચિ મધુરિમા વિશ્વ નીરખે
પ્રભુશ્રીનાં જ્યોતિ–સુભગ સુષમા વિશ્વ પરખે.

(અનુષ્ટુપ)

દિવ્ય છે ભવ્ય છે કોઈ વિશ્વ કલ્યાણ વિધાત્રી તો
પૂર્ણ છે પૂર્ણ છે પૂર્ણ, એ કલ્યાણ વિધાત્રી તો.

## વિશ્વ ને વિશ્વનાથ

(કાફીની હોરી)

૧

પ્રભુ મહાન કલાકાર,
ચારુતમ ચિત્રકાર,
પ્રભુની રંગ પીંછીની લીલા, ચીતરે ચિત્ર વિચિત્ર
રંગ વ્યંગ કંઈ તેજછાયા, સર્જે વિશ્વ સચિત્ર.

સૌન્દર્યથી સૌરભસાર
નિર્ઝરે રંગ પીછી નિર્ધાર
કાળા રંગે કંઈક રૂપાળાં, ચિત્રો સર્જક દોરે
ચિત્રફલકે શ્યામલી સોટે કલાલક્ષ્મી કંઇ મ્હોરે.

પ્રભુની રમ્ય સર્જનલીલા
રમ્ય અગમ્ય જીવનલીલા

૨

પ્રભુ છે મહાન વીણાધાર,
પ્રભુ છે મહાન કલાકાર
કર્કશ સ્વરમાંથી ઉપજાવે, અજબ સ્વર માધુરી
ધન્ય સ્વર સમ્રાટની અજબ સ્વર ચાતુરી!

ધન્ય સ્વરલીલા વ્યાપાર
વિશ્વમાધુરી અમૃતધાર.

# જ્ઞાન ને સન્તદૃષ્ટિ

(વસંતતિલકા)

છે ઈશની મધુરવી સુરતા સુરમ્ય
છો પ્રેમની શિવ શુચિ પણ કલ્પના છે;
ને ઈશની અમૃતથી ખલુ જલ્પના છે,
રે ઈશનું સ્વરૂપ તો ખલુ છે અગમ્ય.

છે ઈશનું પરમ તત્ત્વ સદા અગમ્ય
રે પ્હોંચી ત્યાં કદી ન શકે નવ બુદ્ધિ દૃષ્ટિ,
મર્યાદિતે પુનિત ક્ષેત્ર જ બુદ્ધિ સૃષ્ટિ,
આ ઈશ તત્ત્વ કયમ થાય જ રે સુગમ્ય?

આનન્દનો અમૃતનો મધુલોક એ છે,
પ્રજ્ઞાતણે નયન સન્તન આર્ષદૃષ્ટિ,
આ લોક એ સતઋતે નકી સાંપડે છે.
આ લોકનો અમૃતનો સુર લોક એ છે,

ત્યાં સન્તનાં નયનની મધુ પ્રેમ સૃષ્ટિ,
શ્રદ્ધા પ્રધાન દૃગને શ્રુતિએ જડે છે.

# સૌન્દર્ય પૂતળી

(હરિણી)

ગઈ દિન પ્રભા, સન્ધ્યા ઢોળી ગઈ શું મનોરમા,
મધુર ધ્વનિ ક્યાં, મીઠા ઓષ્ટો, સ્તનો તણી ચારુતા
શરબતી દગો ઊના શ્વાસો ચમત્કૃતિ એ ઋતા
કટિ લટી પડી ટિહૂ ટિહૂ મધૂર્મિ મનોગમા.

વિરમી કરમી સૌન્દર્યશ્રી, ફૂલેફૂલની પ્રભા
વિરમી વિશમી રમ્યા જ્યોત્સ્ના સુહાઈ શું નિર્ઝરી,
પ્રણય લહરી માધુર્યશ્રી શમી ગઈ ક્યાં પરી?
અભિનવ હશે સ્વપ્નો ત્યારે વિભાવરીની વિભા.

સ્તનધડકના ધ્રાહ્મી નાદો ભરી સુણું બંસરી,
વિરહતણી આ અશ્રુ આર્ત્તિ ભરી મધુરાત્રિ છે.
નયન શમણાં લક્ષ્મી રશ્મિ, ઉરે મધુરાં લસે,
ગુલબદનના દેહે દેહી ખીલે મધુ મંજરી.

ભુજ મંહી ભીડું સૌન્દર્યશ્રી, ધરી શું વિધાત્રીએ?
ઉર પ્રિયતમા સ્વપ્નોદાત્તે લસે વળી ક્યાં ખસે?

## પ્રભુને પ્રકૃતિ

(ખંડ હરિગીત)

પ્રભુ પ્રકૃતિ ગોદમાં
આનન્દ મોદ-પ્રમોદમાં
આક્રન્દનો
કે સ્પન્દનો
શું કોઇ ક્ષુબ્ધ પ્રબુદ્ધનાં.
સૌન્દર્ય પણ આખરે આ કારમાં,
ક્યાં સ્વપ્નમૂર્તિ મ્હારી રે મનોરમા?
આ વારિધિ અમૃતનિધિ શું રસનિધિ આ નિરવધિ?
ટમ ટમે તારક અહીં ને હું શું પ્રભુની સન્નિધિ!

## ૫૦ મામૂલી વાત

(અનુષ્ટુપ)

મામૂલી વાત ક્યારે તો, નાંખે પ્રકાશ જીવને,
મામૂલી મહત્ત્વ શૂન્યે વાત અગત્યની બને.

## પ્રેમ-સૌન્દર્ય

(ભીમપલાસી)

યુગયુગના ભડકા હવે છે,
ભવભવના ભડકા દ્રવે છે!

સૌન્દર્ય એટલે મહા આતશમાં યુગ યુગ પતંગનૃત્ય,
પતંગનૃત્યે અમૃત આહુતિ પ્રેમે કૃતકૃત્ય.

સૌન્દર્ય એટલે અંગઅંગ અનંગની જ્વાલા,
પ્રેયસી રોપે પ્રિયતમ ગ્રીવા જ્વાલાની ફૂલમાલા.

સૌન્દર્ય એટલે તૃપ્તિ વિનાની મધુની તૃષા અનન્ત,
દિગ્દિગન્તે રસતૃષા વેરે સ્વપ્નવસન્ત.

સૌન્દર્ય કટોરા ઢીંચો ઢીંચો ત્યમ તો વધુ તરસ્યા,
જિગરે જ્વાળામુખી છો અવિરત, સૌન્દર્ય કરે વરસ્યા.

### ૫૧ છણકા

છણકા એ સુણાતા ના જિન્દગી ભણકા કદી,
ગ્લાનિનિર્વેદ સુણે ના જિન્દગી રણકા કદી?

# જ્ઞાનસમાધિ

(સ્રગ્ધરા)

વેદોની દિવ્યવાણી અગમ નિગમની ચારુતા આ ઋતા શી?
દ્રષ્ટા સ્રષ્ટા પ્રભાવી ઉપનિષદ ઋષિ, આર્ષ એ દર્શનો વા,
ગીતાનો કર્મયોગે શ્રવણ શ્રવણમાં ઘોષણા પાંચજન્ય,
ગીતાનો જ્ઞાનયોગે નયન નયનમાં તેજ ઉઘાડ થાતો.

ગીતાનો ભક્તિયોગે હૃદય હૃદયને પ્રેમભીનું કરે છે,
ગીતાનો પૂર્ણયોગે જીવન જીવનને પ્રેરણા શું કરે છે?
રે રે કે અલ્પભાગી ન રતિમતિ હજી પ્રેમનિષ્કામ કર્મે,
રે રે કે અલ્પભાગી ન રતિમતિ હજી દિવ્યનિષ્કામ ધર્મે?

અજ્ઞાનોનાં શું ઘેરી કુપડળ વળતાં, ના ખૂલે જ્ઞાનચક્ષુ,
હાર્દે ના પ્રેમભિક્ષા શ્રવણ શ્રવણમાં ના હજી દિવ્યદીક્ષા?
રે રે પ્રશ્નો ઊગે ના, હજી હૃદય મહીં. વ્યોમ કાં વિશ્વ કાં આ,
જ્યોત્સ્ના જ્યોતિ ખીલે છે, રવિવિધુ ઉડુની દિવ્ય કાં લક્ષ્મી રશ્મિ,

કાં છે આ જન્મ મૃત્યુ ગહન અમૃતના કાં કટોરા ભર્યા છે?
સૌન્દર્યો દિવ્ય ખીલે શું પ્રલય પ્રલયે વિશ્વમાધુર્ય પામે!

## વસન્ત જન્મ

(વાગેશ્રી ત્રિતાલ)

કુસુમ કુસુમ આવિર્ભાવે,
વિમલ પરિમલ પ્રાદુર્ભાવે.

નવ પલ્લવને અંકુર મધુરી વસન્તરાણી આવે,
મધુકર ગુંજન કેલી કૂજન, શોભા શી બહલાવે!

વાતાવરણ માંહી છલકે માધુરી મહેરામણ,
સૌન્દર્યમૂર્તિ કમનીયની કીકીમાં શું કામણ!

તરુતરુમાં તરુણ તરુણીમાં અપૂર્વ જીવન સ્ફૂર્તિ
રાગ ફાગે જીવન-બાગ સુહવે સૌન્દર્યમૂર્તિ!

## પર નિષેધનો નિષેધ

(અનુષ્ટુપ)

જિન્દગી એટલે નિત્યે રહેવું માત્ર મથી મથી,
નકારોને નિષેધોને, એમાં સ્થાન નથી નથી.

## સાऽहम् સાऽहम्

(મંદાક્રાંતા)

પ્રાસાદે તે દિશિ દિશિ મંહી આગળે પાછળે તે,
સૌન્દર્યોને લલિત પુનિતે વાટમાં ઘાટમાં તે;
જ્યાં જ્યાં નેત્રો પથ પથ મંહી મોહિની તે મળે છે,
ચિત્તે વિત્તે મધુર પમરાટે–રમે વાટમાં તે.

વ્યોમે ભોમે હસતી લસતી જ્યોત્સ્નિકા સોમમાં તે,
ગન્ધે ગન્ધે કુસુમ કુસુમે મ્હેકતી બ્હેકતી તે;
બિન્દુ બિન્દુ વીચિવીચિ હીંચે સિન્ધુમાં લ્હેકતી તે
અંગો અંગે ફૂટી રહી પ્રિયા, રોમમાં રોમમાં તે.

સંયોગોને હસતી લસતી ક્રન્દતી ને વિયોગે,
જ્વાલા જ્વાલા ઉર મંહી સીંચે, પ્રેમની અશ્રુમાલા,
છિદ્રે છિદ્રે વપુ મંહી રમે, રન્ધ્રમાં ચારુ બાલા,
શ્વાસોચ્છ્વાસે હ્રદય ઝૂલતી પ્રેમસૌન્દર્ય યોગે.

પ્રાણે પ્રાણે મધુ પમરતી ઐક્યમાં દ્વૈત ક્યાં છે?
સા સા વિશ્વે મધુરીમય ત્યાં કેવું અદ્વૈત આ છે?

## ૫૩ ટૂંકો હિસાબ

(અનુષ્ટુપ)

સવારથી સમી સાંજે, દળાયે કેટલાં ઉર,
કોઈએ આંકડો એનો રાખ્યો, સુણ્યા કટુ સૂર?

# પ્રાતઃકાલની પ્રાર્થના

(દુર્ગા-ત્રિતાલ)

પિતા તુજને વન્દન,
સવિતા તું આનન્દન.

પ્રસરી રહે ત્હારી મધુ આનન્દ અમૃત લક્ષ્મી,
પ્રસરી રહે તારી શ્રીધી, આનન્દ અમૃત રશ્મિ.

પ્રસન્ન મન પ્રજ્ઞાએ વિશ્વને ઉજાળ
વિશ્વનાં દુરિતને દમ્ભને પ્રજાળ

ભર ભર વિશ્વમાં હો ભદ્રસુખી આલોક,
ભદ્રસુખી આલોક લક્ષ્મી રશ્મિ પુણ્યશ્લોક.

વેર તારી પ્રસાદી, શિવ કાન્તિ, શિવ જ્યોતિ,
વિશ્વે તવ શિવજ્યોતિ પ્રેમલ મંગલ સ્હોતી.

વિશ્વ કલ્યાણના દિવ્ય ફૂંક મધુર મન્ત્ર,
કલ્યાણક મન્ત્ર હો, કલ્યાણક તન્ત્ર.

## જ્યોતિર્દેવને

(આશાવરી દીપચન્દી)

કામિની કામધેનુ

આનન્દધેનુ–અમૃતધેનુ,

રજની દિન કાલ ફાલે–અનન્ત આનન્દ વેણુ,
દુગ્ધામૃતની સુખ શ્રવણે પ્રાણ પદ્મરેણુ.

સુરભિ સુરભિ બ્રહ્મ પરાગ અમૃતના અધિકારી,
કરો અમને સતઋતના આનન્દના વિહારી.

આનન્દ ધનના અમૃત ધનના છલકે દુગ્ધ કટોરા,
રહે। વગ્ગી. અમૃત પીરમી ધીશ્રી રૂપ કટોરા.

## ૫૪ કાળપગલાં

(સવૈયાની ચાલ)

ખળખળ કરતો કાળ પુરુષ શું પગલાં આ ભારે ભરતો,
જીવનની વેણુમાં ઊંડા લિસોટા શું ચીતરતો,
ઊના ઊનાં પ્રાયશ્ચિતના અશ્રુથી એ ભીંજાયે,
લોપાયે પણ પગલાં ભારી કૈં કૈં તો નવ ભૂંસાયે.

# કર્તવ્ય દેવીને

(વસંતતિલકા)

૧

ઓ બ્રહ્મનાદ દુહિતા યમ સંયમે તું,
વજ્ર કઠોર વળી દામિની તીખી તાતી,
તારી દગે દમકતી, કુપિતા શું રાતી,
ને કર્કશે નિયમને અમને દમે શું?

કર્તવ્યદેવી, કર કોમલ તું પ્રકાશ,
છોને ભુજે ભીડી રહી કર બદ્ધ પાશ,
તું પુષ્પ પાંદડીનું કંટક આસને શું?
ચારુશીલા ચમચમે તુજ શાસને શું?

૨

તું તો કરે રમણુ સૌ ભ્રમણે હસીને
કર્તવ્ય-ભાર વળી સૌરભ સાર સત્ત્વ,
સન્તો ઉરે પ્રકટતી વદને શશીને
ત્યાં તો સ્વયં અમર શાસન તેજ તત્ત્વ.

પુણ્ય પ્રફુલ્લ પણુ માનવમિટ્ટી મોળી
આદર્શ સ્પર્શ દ્યુતિરંગ રહે અબોળી,
ને આત્મલક્ષ્મી મધુરી રસવન્ત મ્હોરે,
દોરે દ્યુતિ તવ સુપુણ્ય પરાગ ફોરે.

૩

તું તો વસે શુચિ ઉરે બની પ્રેરણા શું?
અન્તઃસ્થ મૂક ધ્વનિ થૈ શુચિ પંથ દાખે,
ને સત્ય પ્રેમ શુભ દીપક હસ્ત રાખે,
આત્મ-પ્રવાહ પતિતામૃતનાં કણાં શું?

વાધે સ્વયં પ્રકટ સૂચિત જ્ઞાનમાર્ગે,
વાસન્તી સ્વપ્ન નવયૌવન જ્યોતિ જાગે,
દોરાય તે અમર સાત્વિક સુપ્રભાએ,
કર્તવ્ય-પંથ નિજ આત્મતણી વિભાએ.

૪

અદશ્ય ત્હારી રમણા કરતી શું રક્ષા,
એ સન્તને શુચિ પથે તુજ છત્રછાયા,
વાત્સલ્ય પ્રેમ જનની સમમિષ્ટ માયા,
દાક્ષિણ્ય તારું સ્ખલને પણ આપ દક્ષા.

ઝૂઝે ભલે નિજ બલે તુજ બાલુડાં એ,
છે યાદ પગે હજી ઘેલડ કાલુડાં એ,
થાયે જરાક અમથી પદચ્યુતિ ત્યાં તો,
તારી દ્યુતિ પ્રકટતી પલ માંહી ત્યાં તો.

૫

જ્યોત્સ્ના ઝમી રજનીને દિન જ્યોતિવન્ત,
થાશે બલપ્રદ ફલપ્રદ ચેતનાથી,

હું તો સ્વભાવબલથી શુભ મુક્તિ વાંછુ,
પ્રોત્સાહને મળી રહે તુજ હાસ આછું,
સ્વચ્છન્દ વાઈ લહરી નવ આત્મ દોરે,
ખોયે વિવેક નવ ચિત્ત શુભે ચકોરે.

૮

જાતે તણાઈ કદી આત્મ પ્રમત્ત પંથે
મારાં પદો વિપથગામી તંહી તું રોકે
ડોકાઈ રૌદ્ર ટહુકે ઉર માંહી ટોકે,
સ્વચ્છન્દ ગ્રન્થિ કરતી નિર્ગન્થ ગ્રન્થે.

ક્ષંતવ્ય અર્ધ સ્ખલનો ગણજે તું દેવી,
તારે મીઠે મરકડે મુજ પ્રીત કેવી?!
તારે નિતાન્ત દ્યુતિ પન્થ તું દોરી રહેજે,
થાતાં પદચ્યુતિ તું ટેકવી હસ્ત દેજે.

૯

સંક્ષોભના અનુભવું ઉર માંહી ક્લેશ,
ના ત્રૂટી વા સ્ખલન કે શુચિ ભાવભંગ,
સ્વચ્છન્દ રંગ કદી ના પડતો પ્રસંગ,
આદર્શ ભ્રંશ નવ આન્તર યુદ્ધ ક્લેશ?

અંકુશ ઝંખું પણ હું નિત સૌમ્ય તારો,
ક્યારે પડે ખબર આભ ખરે સિતારો!
આત્માતણી પરમ શાન્તિ છતા ય ઇચ્છે,
રે સંયમે નિયમને તુજ પ્રીતિ પ્રીછે.

પ્રજ્ઞા પ્રફુલ્લ ફૂટશે તવ પ્રેરણાથી,
ધીર પ્રશાન્ત જીવને શુચિ પુણ્યવન્ત.

હૈયે શુચિ પ્રકટતા શુચિ પ્રેમદીપ,
જ્યોતિ સ્વયંભૂ કિરણે લસતાં સમીપ,
સદ્વાંછના પુનિત પ્રેમલ પંથ દાખે,
ને સત્-સ્વરૂપ રસઘૂંટ અમોઘ ચાખે.

૬

કલ્યાણમાર્ગ પ્રિય અન્તર કામનાથી
કૈં કૈં સ્વયં પુનિત શાસિત સાધુ સન્ત,
પુણ્ય પ્રફુલ્લ ઊઘડે ઉર જે વસન્ત,
સોહે અજાણી શુચિ મૌનની નામનાથી.

તેને ઉરે પુનિત પ્રેમ પરાગ જાગે,
અન્તઃસ્થ આત્મ શુભજ્યોત વિરાગ જાગે;
મૂક ધ્વનિ પુનિત પ્રેરિત એ ય તુંથી
રહેજો સૂંઘી અનુભવે ફૂલમાળ ગૂંથી.

૭

ના કૈં ચડ્યા હજી કસોટી તણી સરાણે,
ત્હારા સમા અતુલ કેવલ આત્મનિષ્ઠ,
માને સ્વયં સુભગ દેવી ઉરે પ્રવિષ્ટ,
તેથી ન કાર્યસરણી થતી કૈં પરાણે.

હું તો સ્વભાવબલથી શુભ મુક્તિ વાંછુ,
પ્રોત્સાહને મળી રહે તુજ હાસ આછું,
સ્વચ્છન્દ વાઈ લહરી નવ આત્મ દોરે,
ખોયે વિવેક નવ ચિત્ત શુભે ચકોરે.

૮

જાતે તણાઈ કદી આત્મ પ્રમત્ત પંથે
માર્ગે પદો વિપથગામી તંહી તું રોકે
ડોકાઈ રૌદ્ર ટહુકે ઉર માંહી ટોકે,
સ્વચ્છન્દ ગ્રન્થિ કરતી નિર્ગન્થ ગ્રન્થે.

ક્ષંતવ્ય અર્ધ સ્ખલનો ગણજે તું દેવી,
તારે મીઠે મરકડે મુજ પ્રીત કેવી?!
તારે નિતાન્ત દ્યુતિ પન્થ તું દોરી રહેજે,
થાતાં પદચ્યુતિ તું ટેકવી હસ્ત દેજે.

૯

સંક્ષોભના અનુભવું ઉર માંહી લેશ,
ના ત્રૂટી વા સ્ખલન કે શુચિ ભાવભંગ,
સ્વચ્છન્દ રંગ કદી ના પડતો પ્રસંગ,
આદર્શ ભ્રંશ નવ આન્તર યુદ્ધ કલેશ?

અંકુશ ઝંખું પણ હુ નિતે સૌમ્ય તારો,
ક્યારે પડે ખબર આભ ખરે સિતારો!
આત્માતણી પરમ શાન્તિ છતા ય ઇચ્છે,
રે સંયમે નિયમને તુજ પ્રીતિ પ્રીછે.

આ તો છલે ઉદધિ વિસ્તરતો વિરાટ,
સ્વાતન્ત્ર્યની લહરી એ લસશે સ્વચ્છન્દ,
જામે તરંગ શુભ ધીર ઉદાત્ત મન્દ,
કાં તો વળી તું ભૂલ રે, લખ્યું શું લલાટ?!

ઇચ્છું પ્રશાન્ત મુજ સ્વાન્ત હું આઠ જામ,
ના ધ્વાન્ત લેશ; ઘુતિનું ઉર જ્યોતિ ધામ.
ના લેશ ભ્રાન્તિ નવકલાન્તિ જ કાન્તિ કાન્તિ,
કૂટસ્થની હ્રદય ઇચ્છું હું શાન્તિ શાન્તિ.

૧૧

ગંગા-પ્રવાહ સરખી શુચિ આત્મ લ્હેરો,
સ્વચ્છન્દ વ્હેતી ગતિ મન્દ સુમન્દ લ્હેકે;
એવી જ આત્મ સુરભિ મુજ શુભ્ર મ્હેકે,
અન્તઃસ્થ મૂક ધ્વનિ આન્તર એ અનેરો.

સ્વેચ્છા સ્વીકાર ઉર ધર્મ સુકર્મ રાશિ,
એ તો સ્વભાવ શુચિ સિદ્ધ પ્રભા પ્રકાશી
હું તો નિરંકુશ સદા શુચિ અંકુશે એ,
આત્માક્ષરો અમૃતના ન કદી ભૂંસે એ.

૧૨

વિદગ્ધ વિશારદ સુજીવન ભાષ્યકારો,
દાખી રહ્યા જીવનમાર્ગ સુમન્ત્ર દ્રષ્ટા,

તારા પ્રતિધ્વનિ બની શુચિ સ્વપ્નસાણા,
માર્ગોપદેશ કંઈ સૂત્ર ધરે વિચારો.

કર્તવ્ય શું ધરી રહી શુચિ માર્ગ સૂચી,
એ તો મથે લઈ જવા શુભ ભૂમિ ઊંચી,
ના જો સ્વભાવ શુચિ જન્ય હું કર્મચારી,
તો વ્યર્થ એ વહન જ્ઞાનલ ગંજ ભારી.

૧૩

ફૂટે સ્વયંભૂ ઉર ચેતનના ફુવારા,
ઇચ્છા અમોઘ સુર શક્તિ બને સ્વભાવ;
કર્તવ્યભાવ બની પ્રકૃતિ પ્રાણધારા,
વેરી રહે ચહું હુંએ શુચિ પુણ્યલ્હાવ.

બ્રહ્માસને મધુર પ્રકૃતિ શાસને હું,
નિર્વાસને કરી શકું પલમાં બલે હું
દુર્વાસના તણું સ્વયં ઉર ભાવ પ્રેર્યું,
તો આત્મભાન ગણું અમૃત એ અનેરું.

૧૪

જાજવલ્યમાન સુભગા તુજ કાન્તિ ભવ્ય,
તારે મુખે લહરતો સ્મિતનો પ્રસાદ,
આહ્લાદિની લહરીએ હરતી વિષાદ,
શું પ્રેરણા પરિમલે તુજ દોર દિવ્ય.

કેવાં હસે કુસુમ આ તુજ સન્નિધિમાં;
ચેરાય શો તવ પટે સુરલિનિાધ ત્યાં:
તું દોરવી રહી રવિ–શશી તારિકા શું?
આલોકની સરણી આદિ–નિહારિકા તું!

૧૫

ઓ આદ્યશક્તિ સુષમા શુચિતા વિરાટે;
રહેજે અહોનિશ તું મૂક સુજાણ સાથી,
કાર્યાવલિ તુજ વિભા મુજ હો ગુંથાતી,
તું હો પ્રતિષ્કત સદા મુજ પ્રાણ પાટે.

હું શૃંખલા સુભગ તારી સદા વધારું,
આ વ્હેતી સુન્દર પલે તુજ ભક્ત થાઉં,
તું રંગી દે સકલ કાર્ય તણી પ્રણાલી —
મારી હવે જીવનની સુભગા મૃણાલી.

ખંખેરી નાંખું મુજ નિર્બલતા હવે તો,
ખંખેરી નાખું ભય તર્ક જ શોક-મોહ;
હો આ હવે કુસુમનું ઉર વજ્રલોહ,
કર્તવ્યરક્ત દઢ-પાદ નવે ભવે તો,

આત્માર્પણે જીવને હો મુજ મોદમગ્નઃ
ને જીવને સુભંગ હો મુજ ભવ્ય યજ્ઞ,
હૈયાં તણી મધુરિમા શુચિ આહુતિ હો,
તારી વિભૂતિ શુભ જીવનની ગ્રુતિ હો.

## ભારતનું પુનરુત્થાન

(લાવણી)

૧

પુરાણુ ભારતગોત્ર,
સુકત કંઠે સ્તોત્ર,
ગાયે કાન્તિગાન,
ગાયે કીર્તિગાન.

ભારત પ્રાણ વિરાટ
વિશ્વ જુએ સૌરભવાટ
સંન્યાસ તિતિક્ષા શિક્ષા
ભારત ધી શ્રી જ્ઞાનદીક્ષા.

વેદ ઉપનિષદ ઋચા, ઉષસ્ વિશ્વગાન.
વિશ્વ અરુણા ભવ્ય સ્વર્મોદાત્ત કરુણા જ્ઞાન.

ષડ્દર્શનનાં જ્યોતિ
માધુરી મહેરામણ મોતી
શાસ્ત્ર ભારત શસ્ત્ર
વજ્ર લેપી અમૃત અસ્ત્ર.

જ્ઞાન ગાન અમૃત પાન અમૂલ્ય ભારત ઋદ્ધિ,
સ્વર્ગ ભર્ગ, ભર્ગ સ્વર્ગ ધી શ્રી જીવન સિદ્ધિ.

ભારત પુરાતન જ્યોતિ,
ભારત સનાતન જ્યોતિ,
ગીતા જીવન કર્મક્ષેત્ર
આનન્દામૃત નેત્ર.

વિશ્વ કલ્યાણ ગંગા સનાતન કાળઘાટ,
યુગ સન્દેશ ભારત આત્મ સમ્રાટનો વિરાટ.

ભારત છે નંદનવને,
જીવન સૌરભ ચિન્તને.
સકલ વિશ્વનું શ્રેય,
એ ભારતજનનું પ્રેય.

આધ્યાત્મિક દૃષ્ટિ,
ભારત ચિન્તન સૃષ્ટિ.
દિવ્ય જીવન રસ તૃષા,
જ્ઞાનોદય શ્રી ધી ઉષા.

જ્ઞાન ખોજ ઝંખે,
ભારત ધી નિઃશંકે.
માનવ ચિંતન નિદિધ્યાસને,
દિવ્ય દ્યુતિ રહે લાધી,
ને ઉપાધિ ઉપાધિએ
સમ્યક્ જ્ઞાન સમાધિ.

२

અગ્નિમાર્ગ દેવયાન
જ્યોતિર્માર્ગ પ્રાણવાન,
યુગ યુગનો આદેશ,
સત ઋત અમૃત સન્દેશ.
તેજસ્વી વિશ્વતીર્થ
તીર્થોનું મહાતીર્થ.

સત્ય, અહિંસા વિશ્વપ્રેમ,
અપરિગ્રહ, અસ્તેય.
તપોવને તપોધન બ્રહ્મચર્ય
વૈરાગ્ય ધ્યેય.

સન્યસ્ત ભારત દીક્ષા
દિવ્ય જીવન શ્રી ધી શિક્ષા
ત્યાગ, તિતિક્ષા મહિમા
ભારતનો નિઃસીમા.

જ્ઞાન રશ્મિ ઋદ્ધિ.
જીવન લક્ષ્મી સિદ્ધિ.

અઢારસો પંચાશીમાં કોંગ્રેસના ગણેશ,
દાદા, લાલ, બાલ, પાલ માળવી ધી ઉન્મેષ.

શ્રી રામમોહનરાય,
યુગપુરુષ ગણાય.

વિવેકાનન્દ પરમહંસ
ભારતના કલહંસ.

જ્ઞાનકર્મ ધી દ્યુતિ
તપોધર્મ વિભૂતિ.
ગીતા સીતા લક્ષ્મી,
ભારત જ્ઞાન રશ્મિ.

૩

પ્રખર જીવન દ્રષ્ટા,
નવ ભારત સ્રષ્ટા
નવ ભારત વિધાન,
રચ્યું યુક્ત પ્રસ્થાન.

વેદ ઉપનિષદ ઋચા નવગર્જન આક્રોશ,
પાંચજન્ય આક્રોશે, નવસર્જન યુગ ઘોષ.

ગીતાનો કર્મયોગ
અનાસક્તિ શક્તિયોગ.
મુંગી સાધના એ
જીવનારાધના એ.

નિષ્કામ કર્મયોગે, ફૂટે જીવન ફુવારા,
પ્રાણ પ્રાણ ફુવારા ફૂટે જીવનધારા!

એ હતો યુગ દ્રષ્ટા,
એ હતો યુગ સ્રષ્ટા.
એ હતો જ્ઞાનયોગી
બન્યો કર્મયોગી.

શાસ્ત્રી અને શસ્ત્રી, નરકેસરી વિરાટ,
કુમકુમ કેસરી તિલક સુહે ભારત લલાટ.

બ્રહ્મવર્ચસ્ ક્ષાત્ર તેજ
કર્મયોગે તેજ તેજ.

સ્વરાજ્ય મ્હારો જન્મસિદ્ધ હક બેલાશક છે,
સ્વરાજ્ય સ્વાતિ બિન્દુને ઝંખે ભારત ચાતક છે,

સ્વરાજ્ય જીવન ઋદ્ધિ,
સ્વરાજ્ય જીવનસિદ્ધિ,
સ્વરાજ્ય જીવન હેતુ
સ્વર્ગ પૃથ્વીનો સેતુ.

મુક્તા મુક્તિ પામે જીવન મહેરામણ મરજીવા,
મુક્તા મુક્તિ માલા ઝૂલશે ભારતમાતા ગ્રીવા.

તિલક કાન્તિમાર્ગે,
લાલા કાન્તિમાર્ગે,
ને શ્રી અરવિન્દ ઘોષ
ક્રાન્તિમાર્ગે ઉદ્‌ઘોષ.

શ્રી અરવિન્દને કૃષ્ણ દર્શન જેલે ચમત્કાર,
હિંસક માર્ગનો કર્યો એણે ખુલ્લો સત્કાર.

એ સહુ હતા યુગસ્વામી
શ્રી ગાંધીના પુરોગામી.

મન્થન દેશે થઈ રહ્યું ઊતર્યું ના નવનીત,
કાળ પુરુષની યોજના ઉગ્ર છતાં ય વિનીત.

૪

ચડી'તી ક્રાન્તિ આંધી
ત્યાં આવી શાન્તિ ગાંધી.
ગાંધીનો પાંચજન્ય,
અનન્ય જગતે ધન્ય.

હિંસા માત્રની હિંસા
અમૃતમાર્ગ અહિંસા

લોકલોકનાં જિગરે જિગર, ગાંધીએ વલોવ્યાં,
અહિંસાના અમૃત શ્રી ગીત અજરામૃત દોહ્યાં.

પડેપડ હચમચાવ્યાં,
મોહન મુરલીએ નચાવ્યાં
લોક લોકનાં હૈયાં
થનગન થન થનગન થૈયા

સહયોગને કર્મયોગી પુકાર્યો અસહયોગ,
ગીતા જીવની ગાંધીજીએ નિષ્કામ કર્મયોગ.

બ્રિટિશ સિંહ તુમાખી
પડકારે ગાંધી ખાખી
વિશ્વયુદ્ધ વિજેતા
પ્રતિ ઝૂઝે વિશ્વનેતા

કાળે કાયદે પ્રતિકાર,
આત્મબલે કર્યો પડકાર,
જલિયાંવાળા બાગે
પ્રકટી ગાંધી દિલ આગે.

જ્વાળામુખી શું ફાટી નીકળ્યા,
ભારત વપુ રન્ધ્રે રન્ધ્રે,
જનતા જનાર્દન જાગ્યો
આક્રોશે વૃન્દ વૃન્દે.

ભારત આન્તર જ્વાલા
નેત્ર ઝૂલે અશ્રુમાલા
જનતા ઉરે ફૂંફાડા
વિષનાં બળે દવાડા!

દરિદ્ર નારાયણ શું પ્રકટ્યા,
પ્રેમલ ગાંધીરૂપ
વિશ્વ સૌન્દર્ય સ્મિત ઝળક્યાં
ગાંધી રહે રે વિરૂપ.

સંયમ વજ્ર કછોટો,
સુહે ગાંધી લંગોટો.
ગાંધી સ્મિતે આગ
નિર્ઝર તો બ્રહ્મ પરાગ.

અભિનવને શું સર્જાયું,
પ્રાણવાન સાહિત્ય,
ગાંધી આત્મ ઓજસ્
ઊગ્યો શું આદિત્ય.

(૫)

અંગ્રેજો ઇન્દ્રજાળ,
હતી ઝાક – ઝમાળ,
ગુલામી ગુલાબી
લાલી ચડી ગુલાબી.

રાજાને મહારાજા
ગુલામીમાં શું ગાજ્યા
લક્ષ્મી લાડિલા શ્રીમન્ત
સેવી રહ્યા'તા ધીમન્ત.'

સોનાની બેડીનો કેવો તો ચળકાટ,
ભદ્રલોકની શૃંખલા કલાથી ઝળકાટ.

ગુલામીની વણઝાર,
અંગ્રેજનો સહકાર.

ભાજને કેવું ભોજને
સુંવાળું પણ ઘાસ.
ગુલામી શું ગ્રાસ?!

હતા ભોગવી રહ્યા સાહ્યબી
અંગ્રેજોને સાથ,
દરિદ્ર નારાયણનો પ્રુજતો
કોણ પકડે હાથ.

એક મેર ગરમ દલે
બીજી મેર નરમ દલે
નમ્ર અને વિનમ્ર
વિનમ્રમાં વિનમ્ર
ઊભા દસ્તબસ્તા
વિનીત નાયક હસ્તા.

વિનીત રાજકારણે હતી, ભલે પ્રખર બુદ્ધિ,
સ્વાર્થશૂન્ય પ્રજ્ઞા શ્રી ન્હોતી હૃદય વિશુદ્ધિ.

ન્હોતી હૃદય વિશુદ્ધિ,
જ્યાં જંજીર લાગે જિંજર.

ત્યાં ગરીબ હાડપિંજર
વેરાયાં ક્ષેત્રે ક્ષેત્ર
નીરખવાં કોને નેત્ર?

જ્યાં અન્ધકાર આંધી,
ત્યાં ગરીબ બેલી ગાંધી.

ગીતાજીવની ગાંધીજીને પુનિત યુગપ્રવાહ,
દરિદ્રનારાયણ પ્રાણે પીયૂષ જીવનનિર્વાહ.

ધન્ય એ દાંડીકૂચ,
આત્મબલ ઓજસ્ ઉચ્ચ.
ધન્ય એ નોઆખલીને નૂર
ખુદાઈ નશે ગાંધી ચકચૂર.

ધન્ય બેતાલીસની સાલ
'હિન્દ છોડો' ઉગ્ર જ્વાલ
સુડતાલીસ સ્વરાજ્ય ઋદ્ધિ
ગાંધી પામ્યો જીવનસિદ્ધિ.
ગીતાજીવની ગાંધીજીને
રમે શ્વાસોચ્છ્વાસ.

મક્કમ સુદૃઢ પગલે શું
પ્રભુ શ્રદ્ધા વિશ્વાસ.
સાહિત્યે ઊગ્યું પર્વ,
મુક્ત પ્રાણ શક્તિ સર્વ.
પ્રાણ શક્તિ ફુવારા.
મુક્ત જીવન ધારા.

રામરામ વ્યાપી રહ્યા શું
ગાંધી રોમે રોમ
પુણ્યોજ્જવલ, પ્રાણોજ્જવલ
જીવનશક્તિ જેમ.

હિત સહિત સાહિત્ય
ઋત અમૃત આદિત્ય.
મોહનની દેવાંશી?
બંસી શું પ્રેમાંશી?

## ૫૫ વાવણી અને લણણી

(માલિની)

નથી નથી વરસન્તાં, આભથી કૈં ગુલાબ,
મનુજ હૃદય મ્હેકે શીલની ફૂલ-છાબ,
લણણી નિત કરવા તેં આદરી વાવણી છે,
કુસુમ કલમ રોપી ફાલ ચારુ લણીલે.

# પ્રકૃતિલીલા

(લાવણ્યમયી)

પ્રિયે! તે રમ્ય મનોહર દૃશ્ય,
આંખમાં હજી રમે તાદૃશ્ય.
પ્રિયે તે સ્વપ્ન સમું સંભાર,
મૂક તુજ ખોલની અન્તરદ્વાર.

લલના, તે લાખેણી યાદ,
શ્રુતિભર દિવ્ય આન્તરનાદ.
પુણ્યપ્રભાની પૂર્ણિમામાં,
લેતાં હતાં લટાર.

કરમાંહી કર. પ્રિય ગૂંથીને
પહોંચ્યા સરિત કિનાર
એકલાં જીવનકલા શું શોધી?
બોલી ત્યાં મને પ્રાણ સંબોધી;
હલેસાં માર ચાલ લે હોડી,
હસન્તી ત્યારે ન્હોતી તું થોડી.

આવડી રમતિયાળ તું,
તે દિને પહેલાં જાણ્યું.
લઇ નાવડી બેઠી અડોઅડ
જીવનપર્વ પિછાણ્યું.

મારતાં ધીમે ધીમે હેલેસાં
ઉભય ત્યાં કીકીમાંહી પ્રવેશ્યાં!

તારે લોચન છબિ મુજ છાઈ,
મારે લોચન પ્રાણ સમાઈ.
ઊભેલાં હતાં સ્વર્ગ ઉપકંઠે
કોણ ઉર ગ્રન્થિ છૂપલા ગંઠે?

પ્રિય, તું અન્તર ચક્ષુ ઉઘાડ,
પ્રભુનો માન ઘડીભર પાડ,
પ્રિય, તું આન્તર શ્રુતિ ઉઘાડ,
સુષુપ્ત દૈવવૃત્તિ જગાડ.

સુણ્ય પ્રિય સંગીત દેવી ગાતી,
ગાન સરિત જો ઊભરાતી.
જોની જોની કોણ ખેલે,
અદ્‌ભુત પ્રેમામૃત રેલે
વાણી ના તારી થાયે મૂક?
સુણ્ય પ્રિય ગાન દેવી કાં ચૂક?

રાત્રિના તટપર શું નીરવ
શૂન્ય શમ શમાકાર,
ગીત લહરીની કયાંથી ઉપની
કોમળ મંજુ ધાર?!!

ચિત શું તદાકાર થઈ જાતું?
કોણ આ અમૃત છૂપું પાતું?.

એવી કુમળી સંગીત લહરી
ક્યાંથી ઉર શમાય?

હતો એ દિન, હતી એ રૈન,
હતાં એ દિવ્ય જીવનનાં વ્હેન!
હતો એ સરિતાનો પગથાર,
હતો વા વારિધિનો વિસ્તાર!

હતો એ શશી? હતો એ સૂર્ય,
પ્રકૃતિ કલા હતું માધુર્ય?!
પ્રિયે, તે પર્વની અનસ્ત જ્યોત,
હજીએ લહરે જીવન સ્રોત.

અલિપ્તને અવિચ્છિન્ન પ્રિયે,
માધુર્યજનિત આનન્દ,
ગીત ધાર અદૃશ્ય ધ્વનિના
મોહ પાશ નિર્બન્ધ?

પ્રકૃતિ દેવી મધુરું ગાય,
ગાય, પણ દૂર દૂર સન્તાય?!
ફૂટી શું રહ્યા ગીત ફુવારા,
દેવીનાં દર્શન તો યે ન્યારાં!

મધુરવ ગાન ધાર એ સીંચે,
પ્રકૃતિ દૂર દૂર ક્યાં હીંચે
મીઠી એ ગાન લહરી ઊભરાતી,
પ્રકૃતિ પ્રસન્ન ક્યાં ય લપાતી.

દૂર દૂર શું એની નૌકા,
દૂરથી આવે જાણે ટૌકા?!
દૂર ભાવિ અદૃશ્ય સમી શું,
સંતાતી એ દૂર?!

પૂર્વજન્મના સંચિત સમ
એ રેલે સંગીત સૂર?!
પ્રકૃતિ પડદા ત્યાં શું ખેલે?
પ્રકૃતિ પુરુષ શું હિલ્લોળે!

વિશ્વ સૌન્દર્ય શકે ઢોળાતું?
સ્વપ્નની મંહી સત્ય શમાતું?!
મનભર મનહર તને સાંભરે,
પ્રસન્ન પ્રકૃતિ લીલા?!

સ્મૃતિ સીંચ્યા તે સુણ ન હજી તું,
ગીત બોલ રસીલા!
ગાનદેવી ગાનનું લ્હાણું,
આપણું અન્તર ઊભરાણું,
ગાન દેવી વીણાતાર,
થયાં શું મન્ત્ર મુગ્ધે પળવાર.

પ્રકૃતિ દૂર દૂર શું ખસતી,
પ્રકૃતિ દૂર દૂર શું હસતી?!

પ્રકૃતિ સંગીત દેવી વેરે
ડોલતી મનભર છૂટા, કેશે!!

દેવીની દૂર દૂર હા વીણા,
દેવીના દૂર દૂર રવ ઝીણા.
અનિલ લહરીમાં સ્વરમૂર્તિ શું,
કરતી ઘડીભર નૃત્ય.

અમૃત લોક તણી સજતી શું
રસ સૃષ્ટિએ અમર્ત્ય?!
અનુપમ પીયૂષના એ પૂરે,
દેવીના દિવ્ય મંજુલ સૂર
થતું શું અપ્રાપ્ય સ્વપ્નું પ્રાપ્ત,
ઉર ઉર મોદ અહો શું વ્યાપ્ત?

અદ્‌ભુત રસિક ગીત શું વેરે,
મૃત્યુની મોહિની શું ઘેરે?
જન્મ મૃત્યુનાં શકે ખોલતી
પ્રકૃતિ અમૃતદ્વાર,
પ્રકટ પ્રેમ પ્રભુનાં દર્શન
ગીત લહરી મોઝાર.

આત્મન્ તૃષા ગૂઢ છીપાવે,
નાદ અનાહત ઉર ઉપજાવે?

ઝૂલન્તા દૂર વૃક્ષ એ ઝીલે
અવનિનાં નીંદ સ્થાન રંગીલ્યે.

નીંદ ખોળે પડયાં પશુપંખી,
રહ્યાં સ્વર માધુરી તૃપ્તિ ઝંખી
અર્ધ પોઢેલ પ્રાણ પાંદડીએ,
મિષ્ટલહરી શું આથડીએ!

અવાચક પ્રકૃતિ અનુકમ્પા,
સ્વર માધુરી વર્ષણ જમ્પ્યાં?!
સુણતી ચન્દા સુણતા તારા,
સુણતું મૌન આકાશ?

સ્તનધડક સરિતાની એ
લહરી શ્વાસોચ્છવાસ!
પ્રિયે તે ગાન નાદ દૂરસ્થ,
વિવશ શું કરતા હો, દિલ સ્વસ્થ?

પ્રિયે, તે ગીત તણા ભણકાર
હજીએ એ શ્રુતિ મોઝાર!
હૈયું વા થાયે હલકું ફૂલ
ગીતની સ્મૃતિ એ પુણ્ય પ્રફુલ્લ!

મધુ સ્મૃતિ એ પ્રેમલ જ્યોતિ,
પ્રાણની પ્રસન્ને કેવી એ સ્હોતી?

મલયાનિલની મધુ લહરી શું લવંગ લતા મંહી નાચે,
એવી ગાનની મિષ્ટ લહેરો સ્મૃતિ માધુરીમાં રાચે,

પ્રિયે, સૌ દગ્ધ દિલ અંગાર,
બુઝાવે ગીત સ્મૃતિ સંચાર
શકે એ ભાવિ વાણી ગૂઢ,
હજીએ ચિત્ત રહ્યાં વ્યામૂઢ?!

ગજવતી ભાવિના પડછન્દા?
ધન્ય એ ગીત લહરી આનન્દા?
મધુતર તેથી કો' દિન ગાન,
મધુતર તેથી ડોલન તાન,
સુણી ફરી જીવન કરશું ધન્ય,
લાધશે જીવન પર્વ અનન્ય.

## ૫૬ નિરાશા

(મંદાક્રાન્તા)

અંખાવે છે ગમગીની કટુ, શુભ્ર બુદ્ધિ પ્રભાને,
શોકે રોકે રસ લહરીની ચારુ આત્મા વિભાને
ઊનાં અશ્રુ રજનિ દિનમાં ફેરવી નાંખતા રે
પ્રાતઃકાલે રજનિમય શું નેણુલાં આંખતાં રે.

## પ્રભુને :

(પૂર્વી-ત્રિતાલ)

૧

રસના, રટણા એ તવ નામ,
અવિરામ, અભિરામ.

કલ્યાણમૂર્તિ તું તો ઝૂલે મ્હારે શ્વાસોચ્છ્વાસ.
રતિમાં, મતિમાં કૃતિમાં, ગતિમાં મંગલ તારો વાસ.

સ્પન્દન સ્પન્દન હૃદય ધડકમાં તારો બંસીનાદ,
આત્મા મંજરી મ્હોરો ફોરે ત્યાં તવ ઈશ પ્રસાદ!

પંચ પ્રાણની ગીત લહરીમાં અમીદ્રવ કલરવ ત્હારા,
હૃદય વાટિકા ફુવારામાં, તારી જીવનધારા.

ઇન્દ્રિયોનાં ઈન્દ્ર ભુવનમાં, એ મુજ આરામગાહ,
તારું નામ વહે ઉરે કલ્યાણ ગંગા-પ્રવાહ!

નેત્રનાં જ્યોતિ રમે છે, એ આનન્દ ક્ષેત્રે,
સૌન્દર્યનાં માધુર્યનાં એ અમૃત ક્ષેત્ર.

નસનસે ધસમસે એ બનીને રક્ત સ્રોત,
તારાં સ્તોત્રે આનન્દ સ્રોત શ્રીધી અમૃત સ્રોત.

શ્રવણે મારે વાગી રહે નિત્ય, તારા નામની વીણા,
આન્તર ધ્વનિમાં ગ્રહગોળાના ગીત સમારવ ઝીણા.

તારે મનન, ચિન્તન, નિદિધ્યાસન અષ્ટ જામ,
આનન્દ જ્યોતિ અમૃત જ્યોતિ એ બનુ લબ્ધકામ.

૨

તુંહિ તુંહિના નાદ,
सोऽहम् તવ પ્રસાદ.

ભાવોર્મિમાં, પ્રેમોર્મિમાં, તારાં આનન્દ નૃત્ય,
કલ્પનોત્થ ઉદ્દ્યનોમાં તુંથી હું કૃતકૃત્ય.

વિરૂપ વાસ્તવે તું સ્વપ્ન સમ સત્યે સૌન્દર્ય,
જીવન કર્કશ નાદથી, ઝમે તવ માધુર્ય.

પ્રાણ પંખીડાની તું તો, કલ્પનાની પાંખ.
આદર્શ વાસ્તવ જીવને આદર્શ સ્વપ્ન પાંખ.

## ૫૭ પૈંતરો

(અનુષ્ટુપ)

લઈને ગજ ને કાતર, ફાવે તેમ શું વેતરો?
શું ફળદ્રુપ ભેજામાં ફૂટે પેલોજી પૈંતરો?

## 'અન્તર તું ઝબૂક્યો—'

### ૧

(આશાગોડી)

આવ્યા છાના છુપાયા, હુંથી ના ઓળખાયા!
હુંથી ના પરખાયા, હુંથી ના પોંખાયા!

મુજ જીવન અસ્ત વ્યસ્ત, મુજ જીવન કૌમુદી અસ્ત,
હું તો ધ્યાનગ્રસ્ત, હું તો હતો ધ્યાનમસ્ત!

રોકાયો જપ જાપે, રોકાયો તપ તાપે,
મુજ અન્તરના વિલાપે, ક્યાંથી સુણું તવ આલાપે?

કાલ-કરાલ વિરૂપ, તું આવ્યો ભૂપનો ભૂપ
ન ઓળખ્યું તારું રૂપ, ગૂઢ નિગૂઢ સ્વરૂપ!

તું તો ગયો પ્રભુ આવી, મેં અમૂલખ તક ગુમાવી.
સ્વપ્નલ ઝાંખી સુંદર લીધી, મેં સાધી મૌન સમાધિ.
તું તુંહી નાદ સાધી, રહ્યો તો હું આરાધી.

### ૨

રંગતરંગે રહું હીંચી, જ્યાં દગ દેતો હું તો મીંચી,
અન્તર ઊછળે વીચિ વીચિ રહું શું સ્વપ્ન કટોરા ઠીંચી?!

આત્મ-લક્ષ્મી વાટિકા મ્હોરે, કોણ રહે અમી સીંચી?
શી મનોરમ ફોરમ ફોરે જ્યાં દગ મીંચી ઢાળી નીચી!

નિશ્ચેષ્ટ નિષ્ક્રિય હું બન્યો, તુંહિ તુંહિ ને નાદ,
શૂન્યે શબ્દ ગાજતો, મિત મિત સ્મિત પ્રસાદ.

અન્તર તું અભૂક્યો, રંગતરંગ ભભૂક્યો.
ઝળાંહળાં થતાં તુજ જ્યોતિ, જ્યોતિ કેવી આન્તર સ્હોતી?
પેલાં દિવ્ય લોચનિયાં લાધ્યાં પેલાં દિવ્ય દર્શનિયાં સાધ્યાં?

પેલાં પુણ્ય દર્શનિયાં લાધ્યાં પેલાં પુણ્ય સ્પર્શનિયાં સાધ્યાં?
બ્રાહ્મીનાદ શ્રુતિ બંસરિયાં ખીલ્યાં આત્મ શ્રી મંજરિયાં.

## ૫૮ કીકીમાં વિશ્વ

શબ્દના અન્તરાત્મામાં, અર્થની સૌરભે વસે,
શબ્દ સૌન્દર્ય ક્રાન્તિએ, અર્થનાં ગૌરવે લસે.

## તું આવે

(આશાવરી-ત્રિતાલ)

તું આવે તિમિર નિશામાં,
તું આવે ઉઘડતી ઉષામાં.

જાગૃતિ, સ્વપ્ન સુષુપ્તિ તુર્યા ને દશામાં,
તારા તેજ અંબાર છૂટે મંગલ દિશાદિશામાં.

નેણલાંનાં સોણલાંમાં, જેવી તારી રમણા,
સ્મરણોની રમણાએ વિધુ મધુ બને શું શમણાં?

સ્મૃતિમાં ચન્દ્રિકા ઝમે, વિસ્મૃતિ સમાધિએ રમે,
હૃદયકુંજે કોકિલા રમે, અદૃશ્ય રમે શમે વિરમે.

ચિદાકાશમાં ઈન્દ્રધનુરંગી સૌન્દર્યે તું સોહે,
આનન્દજ્યોતિ આનન્દજ્યોત્સ્ના આત્મા અમૃત દોહે.

સહરામાં સહારો તારો પાપ સાથે પુણ્ય જ્યોતિ,
પશ્ચાત્તાપે તું પ્રકટાવે, પ્રેમલ મંગલ સ્હોતી.

રસનિધિ, જીવનનિધિના તુજ કાન્તિ શાન્તિ કિનારા,
ઝંખના ઝાંખીમાં લાધે, તવ આનન્દ ઓવારા.

## આહુતિ – વિભૂતિ

(મિશ્રોપજાતિ)

શું વર્જ્ય પુષ્પે, મૃદુ પાંખડીઓ,
કલ્લોલીને ડોલી પદ્મે રહી આ,
શું સ્વપ્નરંગી મધુ આંખડીઓ,
શું બંમ્મી બોલે બોલી રહી આ.

સ્વાતંત્ર્ય યજ્ઞે ખડકાઈ વેદી,
જ્વાલામુખી સર ઊઠે શું જ્વાલા,
આનન્દિની શું દગ અશ્રુમાલા
સ્વરૂપ એનું શું અગમ્ય ભેદી.

આ ત્યાગના ભોગનું પુણ્યપર્વ,
કલ્લોલ આનન્દ છોળ ઊડે,
આ હસ્તી મસ્તી મધુને નિગૂઢે.
શું પાંખડી નર્તતી હાર્દ સર્વ.

આ આહુતિ, યજ્ઞતણી વિભૂતિ,
શું દેવદત્તી જીવનશ્રી દ્યુતિ.

# તારાં રહસ્ય

(ભૈરવી–ત્રિતાલ)

યુગયુગના  તવ  વિરહે,
ભવભવના  તવ  વિરહે,

કલ્યાણમૂર્તિ  તને  ઝંખું,  સ્વપ્ન  નેણલાંમાં.
વિદ્યુત ઝબૂકો થાય ન થાયે, હજી સોણલાંમાં ?!

ઝંખના એ થાય હજી પણ ન સ્વલ્પ ઝાંખી
તલસું છું, તલપુ છું, ઊના નિઃશ્વાસ નાંખી

જવનિકા પાછળનાં જ્યોતિ દર્શન હજી ન લાધે,
હૃદય બંસરીનાદે પણ સ્પર્શન હજી ન સાધે!

સૌન્દર્યશ્રી  મધુશ્રી  તારી  સુન્દર  રમ્ય,
રમ્ય હૃદયંગમ છતાં એ હજી કેમ અગમ્ય.

તું મલકે તું છલકે, માધુરી મહેરામણ
સંવેદના, સંવેદના શું વેદના ને કામણ.

તું અમૃતનું આશ્વાસન, સુહૃદ સખા, વયસ્ય,
તો ય અજ્ઞેય નિગૂઢ તારાં કેમ છે રહસ્ય?

## વિશ્વકલ્યાણ વિધાત્રી

(મ્હાડ)

વિશ્વ કલ્યાણ વિધાત્રી
કમનીય ચારુ ગાત્રી !.

જગનાં સહુ વૈરૂપ મધ્યે તું લાવણ્યશ્રી લક્ષ્મી,
અન્તરને આધારે તું અન્તઃસ્થ ધી રશ્મિ.

આનન્દાશ્રુ ભૂમિ પાર, તું કાન્તિનું ધામ,
હર્ષશોકની ભૂમિ પાર તું શાન્તિનું ધામ.

જ્ઞાનાજ્ઞાન તિમિર તેજ તું દ્વન્દ્વાતીત.
મનસાતીત જ્યોતિ તું કાલાતીત.

જન્મ મૃત્યુના હોયે નહીં તુંમાં લેશ ભેદ,
વિશ્વાન્તર્ગત વિરાટ સ્વરૂપ તુજ સ્વરૂપ અભેદ.

તારા પુનિત પ્રદેશમાં ન ભોક્તા ભોજ્ય દ્વન્દ્વ;
અદ્વૈત તારાં પામશું ક્યારે થઈશું ક્યારે નિર્દ્વન્દ્વ

## ૫૯ શકુન્તલાનું એક નેપથ્યમાં

(અનુષ્ટુપ)

વધાવી લે: વધાવી દે, ચક્રવાકી તું કાન્તને,
નિશા આવી તજી દે એ-કાન્ત સમાધિ શાન્તને.

# પ્રાર્થના

## (માલિની)

મુજ રતિ, મતિ, પ્રેરી પ્રાર્થના નિર્ઝરે છે,
હૃદય શ્રવણ ખ્હેરા, વિશ્વ કોલાહલે છે,
અમૃત રસ કટોરા, વિશ્વ હાલાહલે છે,
તરવર તર ઇન્દુ ઇશ આંખે તરે છે.

વિમલ કરુણિમા શું, વિશ્વ વેરાય છે આ,
મિત મિત સ્મિત ચારુ, વેરતી જિન્દગી છે,
પુનિત પ્રભુ શું, વિશ્વ જિન્દગી બન્દગી છે,
સત, ઋત, અમૃતે શું વિશ્વ લ્હેરાય છે આ ?!

હૃદય સતત ચાલે, વિશ્વ વીણા સુગાન,
હું નવ પણ જાણું, કેમ ગાઈ પડું છું ?
સુખ મલપન એ શું, તારી ભવ્ય પ્રસાદી !

મુજ હૃદયગાને પ્રાર્થના સ્વલ્પ ભાન,
અગમ નિગમ હું તો સ્વપ્ન દેશે ચહું છું,
હૃદય તવ પ્રસાદી, લેખના તું પ્રમાદી.

## યુગ યુગની પ્રેમ સગાઈ

### ૧

(દુર્ગા–ત્રિતાલ)

તારે સ્પન્દન–સ્પન્દન
મન નંદન સુરભિ વન્દન

ઉરનિધિ પ્રેમોર્મિ મધૂર્મિ, ઊછળે તારે વ્યોમ
આનન્દ ચન્દ્રિકા, અમૃત ચન્દ્રિકા, સૌમ્ય શી હો સોમ.

તવ જીવન જ્યોત્સ્નાએ બનુ, હું પુણ્ય–પ્રફુલ્લ,
હૃદય પાંખડી પાંખડી નર્તે હું ઉન્નત ઉત્ફુલ્લ!

ત્રિવેણી સંગમ થઈ રહે જ્યાં જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાન,
ગંગા યમુના સરસ્વતીના, ત્યાં તુજ અમૃતપાન.

જ્યોતે જ્યોત, ઓતપ્રોત, બનવા મથું તદ્રૂપે,
લોચનિયાં હસતાં લસતાં તારાં રૂપ સ્વરૂપે.

સનાતન આનન્દ, સચ્ચિદાનન્દ તું તો નિર્વિકારી,
અમૃતપુત્ર, સત, ઋત, અમૃત મથું થવા અધિકારી.

### ૨

(દેશ દાદરો)

પ્રકટ, પ્રકટ, પ્રકટ પ્રભુ સદા રહે સમીપે,
છેવટની જ્યોત હો, મુજ જીવન પ્રદીપે.

નયન શયન, શયન નયન, તું હું સાથ પોઢે,
તારી શ્રી સ્મિત ચન્દ્રિકા દેહ દેહી ઓઢે.

બની ઝીણી સિતારી મુજ શ્વાસોચ્છ્વાસ ઝૂલે
દર્શને તવ, સ્પર્શને તવ, રહું હું પુણ્ય પ્રફુલ્લે.

તારે મારે યુગયુગની મધુર પ્રેમ સગાઈ,
જીરવી શકું એક ઘડીની કેમ તો જુદાઈ?

## ૬૦ વિલોપન

(હરિણી)

જળલહરી આ, જેવી ઘૂમે, શમે-કૂદડી ફરે,
સરિત સલિલે તેવી દુઃખો તણી નવ વિસ્તરે?!
રવિ કિરણુ એ કુંડાળામાં જરીક હિલોળતાં,
મન મુંઝ મહી પ્રસાદષ્ટિ કરે છ કિલોલતાં.

## સુરતા લહરી

### ૧

(કાફી દીપચંદી)

સુરતાની લગની લાગી રે, નયને શયને,
જીવનની જ્યોતિ જાગી રે, શયને નયને.

જોઈ મેં ગુલબદનાને, જોઇ મેં વિધુ વદનાને,
અનૃતે અમૃત વદના, નયને શયને.

વેરી રહીએ મરકલડાં, લ્હેરન્તા હંસ બતકડાં
ચોળી રંગોળી રૂડાં, શયને નયને.

મ્હોરી વસન્ત વનશ્રી, ફોરી કે યૌવનશ્રી
શી વિધુશ્રી, મધુશ્રી, નયને શયને.

આ તે સૌન્દર્ય ફુવારા, માધુર્ય જ્યોતિર્ધારા,
દારા–જ્યોતિ ફુવારા, શયને નયને.

### ૨

શું બાગે બેહસ્તે, નયને શયને,
ખીલ્યો છે દેહ સમસ્તે, શયને નયને.

આ તે સૌન્દર્યપૂતળી, આ તે યૌવનપૂતળી,
ગુંથાઈ ભાગ્ય સુતળી નયને શયને.

એ તે શું આભવિહારી, ઊડી કાળજ દિલઠારી,
કયાં ગુલને ગુલઝારી, શયને નયને.

આ તે શું વિરાટ રમણા સન્તાકુકડીનાં શમણાં,
સાન્ત અનન્ત રમણા, નયને શયને.

કોનાં છે પ્રેયસી ગાનો, કોનાં છે પ્રેયસી તાનો
સ્વૈર વિહાર છાનો, શયને નયને.

## ૬૧ સ્વર્ગ: પૃથ્વી

(માલિની)

પૃથિવિ ન કદી પામે માત્ર આ પૃથ્વીવાસી,
પૃથિવી વિભવ પામે મીટ હો સ્વર્ગ પ્યાસી,
વિરલ વસુધરાની એ સુધા કોણુ કામે?
સુરધનુ કીકીસોણાં જે કીકીમાં વિરામે.

## તારી લગની

(કેદાર–ત્રિતાલ)

લાગી લહરી લગની, તવ દર્શનની,
મને વિધુ દર્શનની, તને મધુ સ્પર્શનની.

મનનંદન તવ સોહે સુરખી સુરખી સુરભિ
મલય લહરી તવ દોહે સ્પર્શન સ્પન્દનની.

સ્પન્દન સ્પન્દને શી, બાંકી સુરત છટાએ
કુન્તલ કન્દર્પ ઘટા, સુરતાશ્રી બદનની.

આ ઋતા ચારુતાશી વિધુમધુ મિતમિતસ્મિતે
લહેરાયે લહરી અમૃત ધીશ્રી ચન્દનની.

કેવાં મધુશ્રી ચુમ્બન વિધુશ્રી શાં આલિંગન
અમૃતક્રીડા મધુ મચી શું નયનનની.

વિધુ લહરીએ પ્રણવ પ્રણયની
ક્રીડા વ્રીડા શી શયનની.

## ૬૨ ચાકે પિંડો

(અનુષ્ટુપ)

ચાકે પિંડો ચડ્યો છે ને ઊતરે ગોળી વા ઘડો,
માલેક મરજીનો શું તેમાંથી લઈશું ઘડો!

## સખિયાં સાવરિયાં

(કેદાર–ત્રિતાલ)

કોણ સખિયાં, સાવરિયાં કો'
મધુલીલા એ સ્વપ્નની.

રજની સજની અમૃત અનૃત
રતિ સ્વપ્નનનાં જપનનની.

એકેલી અકેલી ઘેલી,
વિધુ મધુ રસ વર્ષણુની.

સોઽહમ્ સાઽહમ્ તુંહી તુંહી નાદે
શ્રી જીવ શિવ આકર્ષણુની.

## ૬૩ કવિતાના રંગ

(વસંતતિલકા)

જેવું પ્રભાત મૃદુશીતળ આ ખીલે છે,
તેવી રસોર્મિ લહરી કવિને દિલે છે,
આ સ્વસ્તિકો સસવિતા ઊગતો પૂરે છે,
તે રંગ ઇન્દ્રધનુને કવિતા સ્ફુરે છે.

## મધુતૃષા

(માલકોશ–ત્રિતાલ) પ્રભાત

આભ અટારીએ વિધુ મધુ રસતૃષા અમૃત વર્ષાંઅમે અખિયનની,
કેલી ઘેલી અકેલી ઝુકેલીએ રંગલીલા શીધી સખિયનની.

રૂપ પૂતળી રમતી નયને ચન્દ્રિકા ઝમતી શયને.
સ્મૃતિ જગવે પૂર્વ–જન્મ–રસજ્યોતિ એ લોચનની.

તાલાવેલી લાગે તનમાં ધાલાવેલી લાગે મનમાં
એ જ્વાળા કે ફૂલમાળા મ્હોરે છે નવ જોબનની.

---

### ૬૪. શ્રેષ્ઠ ગ્રન્થ

(સ્રગ્ધરા)

મ્હોટો મ્હોટો મળ્યો છે અતિશય મહદે ગ્રન્થ વિધુન્મયે એ,
ઉકેલું હું ધીમેથી સ્મિતલહરીભર્યાં ચક્ષુ પ્રેમાળ સ્નિગ્ધે
પાને પાને ભરી છે રસમય પ્રભુતા–પાનું એનો પ્રસાદ,
ગ્રન્થોનો ગ્રન્થ એ તો જીવન અગર તો જિન્દગી નામ એનું.

---

# સ્વપ્ન આરામગાહે

## ૧

(મન્દાક્રાન્તા)

કેવી ખીલે હૃદય-કુસુમે મ્હેકતી પાંખડીઓ,
નાચે રાચે થનન થનને મુક્ત આનન્દ-નૃત્યે,
આનન્દથી વિધુ મધુ ઝમે જ્યોત્સ્નિકા આંખડીઓ,
સ્વપ્નાગારે ઋત અમૃત પી જિન્દગી કૃતકૃત્યે.

સ્વપ્નદ્રષ્ટા કરી રહું સદા કલ્પના થી વિહાર,
લાવણ્યથી મધુરી મહકે શું મનોનંદને એ;
સૌન્દર્યથી વિધુ મધુ ઝમે શું મૃદુ લોચને એ,
મ્હોરે ફોરે ઉર કરુણિમા દિવ્ય શું પુષ્પ બ્હાર.

સ્વપ્નો કેરી મધુ શિવતમા મ્હારી છે આત્મલક્ષ્મી,
મ્હારી તો છે નગરી અલકા—જીવને ઋદ્ધિ સિદ્ધિ,
આનન્દોર્મિ રસનિધિ ઉરે જીવન થી સમૃદ્ધિ
ક્રીડાગારે મુજ હૃદયનું સ્વપ્નથી આત્મ-રશ્મિ.

સૌન્દર્યથી સુહાગી સુપુનિત પ્રભ કલ્યાણ ગંગાપ્રવાહ,
સ્વપ્નોદાત્તે મધુથી ઋત અમૃત ઝમે સ્વપ્ન આરામગાહ.

## ૨

(બિહાગ ત્રિતાલ)

સ્વપ્ન હૃદય બુદ્ધિ
સ્વપ્ન જીવન સિદ્ધિ

સ્વપ્નોની અલકાપુરીમાં મ્હારે નિત્ય નિવાસ,
શમણા રમણા એ મુજ જીવન હાસ ઉલ્લાસ.

સ્વપ્ન અંજને હસતી લસતી મ્હારી આંખ,
કરવા મથે સ્વૈર વિહાર—મ્હારે સ્વપ્નલ પાંખ.

# ઝંખના

(માલકોશ)

ગગન ગોખે પ્રિયા વિરાજે, રાગ ફાગ લ્હેં' ફાગનની,
કોને કહું વિરહ વેદના, ફાગનની, મધુ આગનની!

આભ અવનિ એ જુદી શય્યા, જુદી શય્યા એક જ હૈયાં,
ફરફર કરતી આતશ લહરી અલકલટો એ ગુલ્ફનની.

ઊંચે છે ગોરીનાં શયને, તો ય ભરાયે આવી નયને,
સુણું બંસરી બ્રાહ્મી નાદો, ગોરીના સ્તન ધડકનની.

તાલાવેલી આ દર્શનની, ધાલાવેલી આ સ્પર્શનની,
અમૃત ઉશીકાં ધડકનની, આરામગાહ થડકનની.

## જીવન કટોરા

૧

(ઠુમરી)

પી લે પ્રેમકટોરા, પ્રભુના પી લે હેમકટોરા
બિન્દુ, બિન્દુ, આનન્દ સિન્ધુ, પ્રભુના પ્રેમકટોરા
નાભિ કરાલે છત્તી છાની કરે મુગ્ધ કસ્તૂરી,
અન્તર અત્તર તો યે અન્તર, વૃત્તિ લુબ્ધ મસ્તૂરી.

બિન્દુ બિન્દુ આનન્દ સિન્ધુ તો યે મીન શું પ્યાસી?
વસુધા સુધા, તોય ક્ષુધા પીડે! તું ઉપવાસી?
તારે અન્તરે કેવો પમરે, પ્રકટ બ્રહ્મ પરાગ,
જીવન સુહાગ, ફાગ પરાગ, અમૃતાનુભૂતિ આગ.

સ્વાન્તને એકાન્ત તારે સોહે સ્વર્ગ ભર્ગ
તો યે દૂર તારાથી, સ્વર્ગ ભર્ગ અપવર્ગ.

૨

સ્વપ્ન વસન્ત વિહારી તારે અન્તર અલકાપુરી છે,
ઇન્દ્રિયોનાં ઇન્દ્રભુવન, જિતેન્દ્ર અમરાપુરી છે.

અમૃતપુત્ર વિધુ મધુ જીવન, સત ઋતના અધિકારી,
સત્યમ્ શિવમ્ સુન્દરમ્ પ્રસાદી, અમૃતના અવિકારી.

ભર ભર જીવન કટોરા ભર ચેતન કટોરા
મ્હોરી ફોરી યૌવનશ્રી ભર યૌવન કટોરા.

૧

વિધુ મધુ તે અજવાળી રાત્રે
સોહાગ રાત્રે, રઢિયાળી રાત્રે
સૌન્દર્ય પ્રેમે, છલકાતી રાત્રે,
થંભ્યાં દિશાકાલ રૂપાળી રાત્રે.

રોમાંચ મીઠા ખલુ ગાત્ર ગાત્રે
આનન્દની દિવ્ય સમાધિ લાધી
સૌન્દર્ય પ્રેમે શું સમાધિ સાધી,
પ્રીતિ તણાં એ શું પીયૂષ પાત્રે.

થયો હતો મુગ્ધ હું દર્શને તવ
ટીકી ટીકી તાકી રહી'તી દૃષ્ટિ,
પીયૂષ ધારા તણી વૃષ્ટિ સૃષ્ટિ,
ચાખ્યાં અચાખ્યાં મધુ સ્પર્શને શું?

સૌન્દર્ય ત્હારે, વિધુ ગાત્ર ગાત્રે,
અતૃપ્તિની તૃપ્તિ શું વિશ્વમાત્રે.

૨

સોહાગ રાતે

સોહાગની રાગ, પરાગે રાત્રે,
એ રાગની ફાગની આગ રાત્રે,

સમાધિ સૌન્દર્યની ચારુ રાત્રે
કન્દર્પનો દર્પ સજાગ રાત્રે.

ગોદે પ્રમોદે લીધી વા ન લીધી,
રમી રહ્યો હું તવ અંગુલિ શું
રંગે તરંગે રહી વા ઝૂલી શું?
આ કંઠધારા મધુરી ન પીધી.

ન ઓતપ્રોતે, મધુજ્યોત જ્યોતે,
થયા ઘણી વાર શું દેહદેહી,
લુબ્ધે હતા ક્ષુબ્ધ સમૌન સ્નેહી,
સમાધિ સાધી બની ઓતપ્રોતે.

સમાધિ દીઠી નવ જે નિશાએ,
સમાધિ મીઠી નીરખી ઉષાએ.

ઘડિયાં શુભ લગ્ન તૂર્ત છે,
શું જન્મ મૃત્યુ યોગ એ.
શું મુહૂર્તે જીવને શિવ લેખ્યા
શિવ જીવે સોહાગ રાત એ.

# હાહા હીહી

(એક 'ટ્કા કાવ્ય)

'છો કે? હો કે? હિહિહિ હુહુહુ–આજ કેવી હવા છે,'
એવાં ખાલી મનપવનનાં લ્હેરખાં ફીકવાં રે?!

હા! હી હૂહૂ! કહું છું સહી હા! પેલું તો સાંભળ્યું કે?
શોભે? શોભો–નળિયું બળિયું, ત્યાં પડ્યું ઊછળ્યું કે?!

જાણો છો કે અમુક તમુકે–પેલું તો ન્હાઈ નાંખ્યું?!
કહો તો હા હૂ! ટટલી ટટલી–ફેરી શીખંડ ચાખ્યું?!

આજે તો છે બરફી-પૂરીના ઘાટ! જાણ્યું ફ્લાણું?!
લાવો તો હૂં–હિહિ હુહુહુહૂ ચાપ કેરું ચલાણું!

## 'ફૅમિલી ગ્રુપ' ફોટો

(અનુષ્ટુપ)

તને તો સાંભરે છે ને, આપણે સૌ ગયાં હતાં
ફોટો પેલો પડાવાને, જાણે કે ગઈ કાલ એ?!

એક મેર હું બેઠો છું અલગારી ધુનિ કવિ–
બીજી મેર તું ગંભીરા ધીરા ગૃહિણી શિવા,

સૌભાગ્ય ચાંદલો તારો ચળકે છે હજી છબિ,
જો ગંગાયમુના ને આ સરસ્વતી પ્રવાહને.

જો! સત્યમ્ શિવમ્ સાથે ભળે છે સખિ! સુન્દરમ્
પ્રભુજી, ભરતને ચન્દ્રે શું ત્રિવેણી સંગમ!

પેલું ગલુડિયું બેહું કેવા છે કેશ ઝૂલતા,
કુટુમ્બિની! સ્વર્ગદ્વારો આપણે કાજ ખુલતાં.

ત્રણેના માર્ગ તો જુદા કલ્પ્યા'તા સખિ! તેં કહી,
લશ્કરી અદાવાળો પેલો ધ્રુવકુમાર છે.

રંગે સાહિત્યને રંગ્યો એ ભરતકુમાર છે?
સાત સાયર પારે તો ઊડશે પેલું પખીડું;

ધાર્યું તું કદીયે સખિ! તેં, પ્રભુની અમી દૃષ્ટિ છે.
પેલી ન્હાની ઉષા છે કે? સુધાહાસિની બાળકે,

કિન્તુ સરોજ ક્યાં છે તે,-કોને તે પૃછવું રહ્યું,
પ્રભુજીએ દોડતાં ફિલ્મે બગાડી દીધી સાંભરે?

તોફાની એ હતો ત્યારે આજે એવો જ છે રહ્યો.
આંખે ભરતની દીઠી, ઈન્દ્રધનુથી કલ્પના?

કોઈ દોડે, કૂદે કોઈ, રમે ઝમે શું ચન્દ્રિકા.
સ્નાતિકા ત્રિપુટી તારી, પુત્રીની ગૃહસૂત્ર આ,

કલ્લોલે વિશ્વછોળે શું, તરઓળે ગૃહે બધું.
સુરભિ સુરખી કેવી આપણે ગૃહનંદને

કુમળાં પ્રેમભીનાંને સોહે લોચન લોચને
લક્ષ્મી રશ્મિ ઊડે છોળે આંગણે ઘી મધુ ધને.

ક્યાં છે કુંજબાલા ને સુસ્મિતા છબિમાં નથી
ક્યાં છે નાચતા પેલા પરિમલજી સ્નેહલ?

પરિમલજી તોફાને કેવાં પેટ ધરાય છે
નીવડશે છતાં એ એ આશા ઈન્દ્રધનુ સુહે.

આપણે પ્રેમથી પાળ્યો પીંજરે શિશુ સ્નેહલ
કંઈ કંઈ કરી નાખું એવા કોડ ભર્યો ઊડે!

ને સુકુમાર પેલો તો ભાવિ સાહિત્યકાર ક્યાં?
ને કોણ કરી રહેશે જીવને ટંકાર તો—

રે ગાન્ડિવ તણા ભાવિ ગર્ભમાં બધું એ છૂપું
કોણ ઊડશે કેવું, કલ્પી કોણ શકશું ભલા?

વિનીતા, પુનિતા બન્ને મધુરા બાળ-પંખીડાં!
જીર્ણું જુવાનડો હું, તું ઘરડી તોય જુવાનડી.

હંસલો આપણો ન્હાનો જૂનું દેવળ છો થયું.
જીવવું ટહુકા જેવું આપણું થયું સાર્થક.

વાયાં વાર્ધક્યનાં વ્હાણાં ખ્યાલ એનો કદી રહ્યો!
આશા ઉલ્લાસની વચ્ચે ઝૂલતાં જીવીએ સખી,

કાળજે કુમળા કોડો, સફળ બળ પ્રેમને.
પેલા ફોટા મંહીનું હું શોધું છું હાસ્ય-પૂતળી

આ ફોટામાં તું તો આ છે ને દાદીબા હવે વળી!
અખોવન બિરુદે છે હજી સુધી પ્રભુકૃપા.

સ્નેહકુંજ ગાનેને સૌરભે ભરી વિસ્તરી.
પ્રભુના પ્રેમનાં પુષ્પો દેવડીને ધર્યાં મધુ,

અમીનો ઈન્દુ ઊગ્યોને વધાવીએ મધુ વિધુ.
આજ હું હીંચકે ઝૂલું કવિતા કૈં રચ્યા કરું,
ચાંદલા જેમ આયુમાં, ક્ષયે લયે ઘટ્યા કરું.

ને આવતી દીવાળી તો, દેખવી હોય કે નહિ!
પ્રસ્થાને સ્વર્ગના ભર્ગે મેળવું, દિલમાં ચહું.

ખાલી આ હીંચકો દેખી કોઈ આંસુ ન સારશો,
સ્વપ્નના માનવીને તો સ્મૃતિમાં જડી ધારશો.

## અમિત્ર દશામાં

(મન્દાક્રાન્તા)

મૈત્રી મૈત્રી યુગ યુગ તણી ઝંખના સ્નેહ સ્નેહ,
મૈત્રી મૈત્રી ભવભવ તણી ઝંખના સ્નેહ સ્નેહ,
આત્મા માગે વધુ વિનિમયે, માગતો સ્થૂળ દેહ,
સર્વેન્દ્રિયો મધુ મધુતણો, માગતી મિષ્ટ મેહ.

કિન્તુ મૈત્રી મુજ હૃદયને સાંપડી ના હજી તો.
આત્માને એ રસઝડી ઘડી સાંપડી ના હજી તો,
ઐક્યે રાચું મન મનતણું એ મનોઐક્ય ક્યાં છે?
ઐક્યે રાચું રસ રસતણું એ–રસૌ ઐક્ય ક્યાં છે?

ઝંખું તત્ત્વે પરમ પુનિતે હું रसो वै सः એ,
ઝંખું સત્ત્વે અમૃત મધુ सत्यं शिवं सुन्दरं એ,
તારા જેવી શું અમૃત કલા, પ્રેમ આરાધના કૈં,
બીજે ક્યાંહીનથી શું જગમાં, સાત્ત્વિકે સાધનાએ?

નક્કી છે તો ક્યમ નવ મળે, પ્રેમવિશ્રમ્ભસ્થાન?
કોઈ, જીવે, પ્રભુ નવ ઘડ્યો ભૂમિકાએ સમાન,
પ્રેમાત્મા કંઈ રસિક દુનિયા પોતપોતાની મધ્યે,
કેન્દ્રસ્થે શું થઈ નિજરસે, જીવને જીવી સધે?

પોતાને એ પ્રમદવન વા નંદને કે મને એ,
જીવી જાણે અમર જીવને 'એકલા' – આત્મક્રીડઃ

સારા માઠા મુજ મન મને સ્પર્શી એને શકે શું,
મારે આવ્યે નવ કંઈ થતો એમને લેશ હર્ષ.

હું જાતાને નવ કંઈ થતો એમને લેશ શોક,
હુંથી એને હૃદય ફરકે પાંખડી. પાંદડી ના,
દિવ્યાત્માને મુજ પ્રણયની, શી તથા, શી તમા છે?
ભવ્યાત્માને પ્રણવ-પ્રણયે, શી તમન્ના સમાધિ.

નાચે કોઇ હૃદયરસની શુષ્કતા ન્યૂનતાથી,
નાચે કોઈ જડભરત શી ધૂન છે સ્નેહશૂન્ય,
વ્યષ્ટિભાવે જનહિત રતે એ સમષ્ટિ સમસ્ત,
પોતાને એ ગહન મનને ને વિચારે શું મસ્ત?

કક્ષા ઊંચી સરલ વિરલે ઊર્ધ્વ કો તર્ક શ્રેણી,
ઇચ્છાશક્તિ ઉર મધુરિમા જ્ઞાનની એ ત્રિવેણી,
એવાને તે હૃદય કહીએ હોય શું રાગદ્વેષ?
એ એકાન્તે અનધિકૃત હું પામવાને પ્રવેશ.

એવા યોગી અમર અમૃત બાદશા બેતમા છે,
આત્મા જોગી હૃદયરત બ્રાહ્મીદશા ઉત્તમા એ,
મૈત્રીસ્નેહે કયમ ઉર શકે એમની સાથ ઝૂલી,
એવાઓની શિર પર ધરે રાખવી પાદધૂલિ.

એવાઓનો અમૃતભર જો સાંપડે દૃષ્ટિયોગ,
ધન્યોઽસ્મિ જો મિતસ્મિત સુધા સાંપડે દૃષ્ટિયોગ,
સ્નેહાકાંક્ષા હૃદયભર જે વાંછિતે વંચિતે તે
તો યે રહેતો હૃદયરસ તો જે મળે સંચિતે તે.

# કવિતા

તમે બધાએ કવિતા કલાના,
પૂજારીઓ હું તમને પૂછું તો,
કાવ્યો કલાનો ઉપયોગ શું છે,
રે જિન્દગીમાં ઉપભોગ શું છે?

મને ગમે એ કવિતા કલાના,
હવાઈ કિલ્લા કંઇ બાંધતીએ,
સંપર્ક એના કંઈ સાધતી રે,
જનો અને આ જનતાની સાથે.

ભલા કહ્યું શું? મધુરી રૂપાળી
બે કાળી કીકી, રસદર્પણો છે
સુધાસુખીના મધુ દર્શને છે,
કારુણ્ય ભાવે ઉર સ્પર્શને છે,

આંસુ કુંળીને સ્મિત લ્હેર કુંળી,
એ તો બધું છે કવિતા કલામાં,
એ તો બધી માનવતા મીઠી છે,
તમે કલાને કવિતા દીઠી ત્યાં.

માનવ્ય એ તો નિતનવ્ય ભવ્ય,
એ છે કલાને કવિતા મંહી શું?
નવનીત મન્થનનું તંહી શું
તો તો મને એ કવિતા ગમે છે,

જ્યાં સાદી ઊર્મિ ઉરની રમે છે.
શું કાવ્યમાં આત્મનિમજ્જને છે?
ને કાવ્યમાં સુન્દરી સજ્જને છે?
બધા પૂછે છે ઉપયોગ શું છે?

બધા પૂછે છે ઉપભોગ શું છે?
ના જાણિયે તે શું વખાણિયે રે,
ન પ્રેમ ના તે શું પિછાણિયે રે!?

માથે ઊંધે એ લટકી રહે છે,
વાગોળ વાગોળ તું ભક્ષ્ય છે રે!
જ્યાં હસ્તિવૃન્દે પણ એક મસ્તી,
હસ્તી ટકે તેવી બધી પરસ્તી.

છે અશ્વનું એ પણ સ્વાર્થ વિશ્વ,
આરૂઢ વિશ્વ પણ સ્વાર્થ અશ્વ.
ક્યાં ભક્ષ છે એક જ એનું લક્ષ,
પૂછે સહુ किम् इदम् ययक्षम्।

ઉદરંભરી દૃષ્ટિ શું સૃષ્ટિની છે,
શાને શનિશ્ચર દૃષ્ટિમાં છે!
ત્વચા વિવેચકની જ જન્તુ,
ડંખ્યા હશે કે કટુતા પરન્તુ,

તેથી જ શું કૈં ફરતું જ લક્ષ,
વિવેચને ભક્ષ શું ભક્ષ ભક્ષ.

ના રક્ષણાર્થે શું વિવેચને છે,
રે ભક્ષણાર્થે શું વિવેચને છે!

હિસાબનાં દહોરા કવિતા નથી જ,
ને જ્ઞાનના તો સવિતા નથી જ,
આ વૈદકી લોક બધા મજાના,
છો હોય એ તો ખપના ખજાના.

કો અર્ધ દગ્ધે કવિ કાવ્ય બાફ્યું,
વિવેચકે ત્યાં કંઈ સાફ-સાફ઼ી,
વાતો કરે છો, નવ પાટલા ઘો,
ના ભક્ષ ભક્ષી કહીશું અમે તો.

આમો મહીં કોઈક દુર્વિદગ્ધ,
કૈં સર્જને સાચી નિહારિકાઓ.
ને તેજને તેજ વિહારિકાઓ
સર્જે વળી સ્વપ્નલ વાટિકાઓ,

રાચી રહીએ—પછી શું ટીકા છે?
એ નંદને તો અભિવંદને હો!
એ સ્પન્દને તો અભિનંદને હો.
તમે શું માગો કવિતાનું દ્રવ્ય;
કાચું અને પાકું જ ભવ્ય ભવ્ય.

આ માનવી જીવન માલ કાચો,
આ માનવી જીવન માલ પાકો;

આ અશ્રુ ટહેરા સ્મિત ટહેરા સોહી,
એ કાવ્યનું વસ્તુ ભલા અનાદિ—

ઊંડાણને વ્યાપકતા વરે છે,
તત્ત્વાર્થ કો ગૂઢ મંહી ધરે છે.
સન્દેશ કો ગૂઢ નિગૂઢ ઊંડા,
માટે જ કાવ્યો નવ બન્ધુ રૂડા.

છે માનવીનો થડકાર સાચો,
હૈડા તણોને ધડકાર સાચો,
છે પંક્તિ પંક્તિ મહીં માનવી રે,
માટે જ રૂડી બસ માનવી રે.

રે માનવીનું ઉરે રોતું હસ્તુ,
એ કાવ્યનુ વસ્તુ શુ ધન્ય ! અસ્તુ !

## ઋષિ–કવિ ચિન્તક ગોવર્ધન

(ગોવર્ધનરામભાઇને)

કવિતા કેન્દ્રમાં રોપી આર્ષ દર્શન ભાવના,
ચિન્તક દૃષ્ટિએ લેખી કવિતા સ્વર્ગ દીપિકા.

પ્રભુના દ્વારની ખોલે કવિતા અલકાપુરી,
સૌરભ સ્વર્ગના ભર્ગો કવિતા અમરાપુરી.

ભાવના સાવનાં હાર્દે સ્વપ્નોદાત્ત અમી ઝમે,
નિઃસર્ગ પ્રેરણાઓનું ઉદાત્તીકરણે શિવા.

ઈન્દ્રભુવન ઈન્દ્રીનાં પાર છે કવિતા કલા,
સાહિત્ય સ્વર્ગની બીજી આવૃત્તિ મધુ પૃથ્વીમાં.

લાવણ્યોથી ભરી મીઠી જીવને જેમ લાગણી,
વિધુ મધુ દિવ્યા ભવ્યા કરે છે ધી શ્રી માગણી.

જીવને દૃષ્ટિપૂતે ને કવને જ્ઞાનપૂત શાં,
સૌન્દર્ય દૃષ્ટિ સૃષ્ટિને અહો ચારુતા ઋતા.

ને સૌન્દર્ય પિપાસુની દૃષ્ટિ સૃષ્ટિ શું જીવને?
કવને લેખને દાખી સ્વર્ગ ભર્ગની ઝંખના.

## કવિતા–ગુરુ 'કાન્ત'ને

(શિખરિણી)

રસાર્દ્રે હાર્દે તેં લલિત પુનિતે પ્રેમલ કર્યું,
મને જ્યોતિર્ધામે સુગ્રત અમૃતે ઊંચકી ગયો;
દીધી દૃષ્ટિ સૃષ્ટિ જીવન મૃદુતા મંગલ ભર્યું,
મને ભિક્ષા દીક્ષા અમૃતવચને તું દઈ રહ્યો.

દીધાં સ્વર્ગો ભર્ગો–ઉપનિષદ ઋચાઓ વિધુ મધુ
શિવા ગાયત્રીનાં–પુનિત લલિતે ભર્ગ ઝરણાં.
મહા માધુર્યોથી ભરચક ભર્યાં પ્રેમ સ્મરણાં
ઈસુનાં કારુણ્યો તવ નયનમાંથી મધુ વિધુ.

શું સ્વપ્નોદાત્તે તો તવ હૃદય કારુણ્ય વિમલે,
હતી હસ્તી મસ્તી જીવન કવને પ્રેમમયતા.
ઈસુનાં આ લોકે તવ નયનમાં હેમમયતા,
હતો તું સંન્યાસી વિમલ કવિ જ્યોતિ-જગખલે.

(અનુષ્ટુપ)

વાણી સૌષ્ઠવ સૌન્દર્યો તણી દીક્ષા ઋષિ દીધી,
કલ્યાણી વાણી માધુર્યો ભવ્ય ભિક્ષા ગિવા લીધી.

## આનન્દશંકરભાઈને—

વદન સદને સત્યં ઋતમ્ પ્રમોદ પ્રભા ઝરે,
સદય હૃદયે આનન્દથી, વિરાગ પરાગ ધી;
મિત મિત સ્મિતે રાજે છાજે સુધા-વસુધા-વરે,
મૃદુલ નયને આંજ્યાં સ્વપ્નો વિરાટ સુહાગ શ્રી.

અમૃત વચને વાણી લ્હાણી મુખામ્બુજ સૌરભે
નયન હૃદયે સૌજન્ય શ્રી અમીદ્રવ માર્દવે,
અમિત કરુણા ભાવોર્મિ ધી વિધુશ્રી મધુ દ્રવે,
રતિ મતિ કૃતિ સૌન્દર્યો ધી શું આત્મ શ્રી ગૌરવે.

શુચિ અભિરુચિ જ્ઞાના સક્તિ અમીમય આંખડી,
શુચિ પ્રતિપદા માર્ગે મધ્યમ્ શિવા શારદા;
શુચિ મધુરિમા પદ્મશ્રી ધી પરાગ સુદપ્રદા,
વિમલ કમલે સૌન્દર્યશ્રી શું પાંખડી આંખડી.

—મિતા મિત સ્મિતે કારુણ્યો શાં સહિષ્ણુ શ્રીવિષ્ણુ શે
ઉર શિવ તમા જ્યોતિ સ્હોતા પ્રસાદ સાહિષ્ણુ ન

## શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદીને —

ઝીલ્યા આનન્દ અમૃત વિષ્ણુ,
ખીલ્યા સત ઋત અમૃત વિષ્ણુ
આનન્દલક્ષ્મી, અમૃતલક્ષ્મી,
વરદો વર્યા શું વિષ્ણુ
ધ્યાન ધી રશ્મિ જ્ઞાનશ્રી રશ્મિ
શુભદા ભર્યો તું વિષ્ણુ?
અજાતશત્રુની પુનિતા ઉચિતા
લલિતા લેખિની વિષ્ણુ.
શ્રીધી શિવા લેખિની લલિતા
તપો તેજ ભેખિની વિષ્ણુ.
નીરક્ષીરના ન્યાય વિવેકે,
તુજ દૃષ્ટિ વિવેચન વિષ્ણુ
સ્વાદિષ્ટ દૃષ્ટિ મધુ વિવેચન
રોચક વિવેચક વિષ્ણુ
આદિત્યે લાલિત્યે ભરી શ્રી
સાહિત્ય - દ્વારિકા , વિષ્ણુ
કલ્યાણી વાણી લ્હાણી વિવેચન
વેરે સારિકા વિષ્ણુ.
તુજ પ્રતિભા આનન્દ પ્રતિમા
શિવા જ્ઞાન રશ્મિ વિષ્ણુ
આત્મ પરિમલ, શું જીવન બલ,
મ્હોરે લાવણ્ય લક્ષ્મી વિષ્ણુ.

## મિતાક્ષરી પરિચય

(૫ (અનુષ્ટુપ) )

પરાયો છું, અજાણ્યો છું સમજાયો કદી નથી
જ્ઞાનયુગે મથંતો હું કલાયુગે ભૂલો પડ્યો,
કાલિદાસ ભવભૂતિ શેલીને કીટસ્ કાળનો,
ગો. મા. ત્રિ. કલાપી ન્હાનાલાલનો યુગવારસ.

ન્હોતા શું કલાસ્વામી કાલિદાસ યુગો ગટે,
સાહિત્યે શૂળનાં ફૂલો, હતા એ કાલના યુગો?
કલાપી કાન્તના કાલે અશ્રુને તીવ્ર વેદના!
કલાઓની કલા ન્હોતી? શબ્દનાં આજ ઝાંખરાં.

### કાવ્યસૃષ્ટિમાં તાંડવ

સારી સૃષ્ટિ કરે છે શું વિપ્લવકારી તાંડવ,
ટેવાયાં લાસ્યથી નેત્રો, બને છે ભય વ્યાકુળ.

# ટિપ્પણ

**વન્દન યોગીશ્વરને:** શ્રી અરવિન્દ પ્રેરિત મારા કાવ્યોના રૂપરેખા સમહના ગણેશ બેસારું છું — શ્રી અરવિન્દના સમૌન તેમજ શ્રી રવીન્દ્રનાથ ટાગોરના વ્યક્ત આશીર્વાદ સાથે:

Almora, 29-2-'39

'The poet Tagore sends you his Blessings'

*—Anil K Chanda, Secretary to R. Tagore*

**જાગો વિરાટ:** આપણા પ્રચ્છન્ન કવિ શ્રી ધૂમકેતુની ગરુધરે વત્સલ સ્પર્શલહરી–ઘણી વાર હૃદયના ભાઈ સ્વ રણજીતરામ મહેતાની સ્મૃતિની વિદ્યુતચમક ઝબુકાવે છે એમણે મારા કાવ્યોને આશીર્વાદ આપ્યા છે આ કાવ્ય માટે 'સુન્દર' એમની નોધ છે

**સ્વપ્નવેચણહારી:** મારી સ્વપ્નવેચણહારી Muse સૌન્દર્યદેવીએ મહાકવિ ન્હાનાલાલના હૃદયની પાખડીઓ ડોલાવી છે કસ્તૂરી જેની નાભિમાથી વછૂટયા કરે છે તેની કસ્તૂરીમૃગને શી ખોટ હોય? છતા વારવાર કવિશ્રીએ મારા આ કાવ્યનુ જાહેરમા ગુજન કર્યું છે શ્રી અબાલાલ રોયના ભૈનાના સુપુત્રનુ અકાળ અવસાન થતા તેને અર્ધ્ય આપતા કવિશ્રીએ આ કાવ્ય સભાર્યું છે વલસાડ સાહિત્યસભા પાસે પણ કવિશ્રીએ ડોલીડોલીને આ કાવ્ય ગુજ્યુ છે એમના મણિમહોત્સવના પ્રસંગ ઉપર તો એમણે આ કાવ્ય પર સુન્દર ભાષ્ય રચ્યું છે મણિમહોત્સવ પ્રસંગે કવિશ્રી ઉદ્ગાર કહાડે છે:

'આ કાવ્ય મારું નથી. સ્વપ્નાંનું વાવેતર કરનાર ગુજરાતને કંઈ કંઈ કવિવરો છે. ગુજરાત! તારા કવિમંડળને પારખ, ને સાચાં સ્વપ્નાંને ઝીલ'.

'સરવો સોરઠ દેશ છે, ગઢ જૂનો, જ્યાં નરસિંહ મહેતાના વાસ હતા, ત્યાંના નાગર કવિ છે. નવ-કવિતાના રસિયા છે. સ્વયં સ્વપ્નોના વેચણહાર છે.'

શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી એક પત્રમાં લખે છેઃ 'તમારું સ્વપ્નોનું કાવ્ય જેની પ્રશસ્તિ કરતાં કવિ ન્હાનાલાલ થાકતા જ નથી તે મને જરૂર જોવા મોકલશો.' શ્રી રામનારાયણ પાઠક પણ એ જ કવિતા જોવા મગાવે છે ને એમના 'અર્વાચીન કવિતાનાં વ્હેણો' નામના વિવેચનગ્રન્થમાં આ કાવ્યનો નિસર્ગદત્ત કાવ્ય તરીકે ઉલ્લેખ કરે છે.

આ જ કાવ્યને નજરમાં રાખી આપણા સહૃદય ધાર્મિક વૃત્તિવાળા સન્ત પ્રોફેસર ફિરોઝ દાવર લખે છે: 'Your association with such great men as A. B. Dhruva and Kavi Shri Nanalal must bear ample testimony to your culture and literary attainments. It is interesting to identify સ્વપ્નવેચણહારો by his own comparison. I would be very glad to meet one day the Dream-pedlar and the recluse of મૌનાશ્રમ.'

આપણા સૌજન્યમૂર્તિ પ્રખર વિદ્વાન વિવેચક શ્રી અનન્તરાય રાવળની અમીદૃષ્ટિ ગુજરાતના કયા લેખકને મળી નથી કે હું એમાંથી વંચિત રહી જાઉં? બહુશ્રુત વિવેચક મારાં કેટલાંક ૧૯૧૫ થી ૧૯૪૪ સુધીનાં કાવ્યો વાંચી નીચે પ્રમાણે નોંધ રજૂ કરે છેઃ

સ્વપ્નવાટિકાઃ મને ગમેલાં કાવ્યો આગળ નાનકડું ચિહ્ન કરેલું છે. મને ગમ્યાં એટલે એક સહૃદયને ગમ્યાં, એટલો જ અર્થ. બાકીના બીજા સહૃદયોને ન ગમે એવું કાંઈ નથી. ભિન્ન રુચિર્હિ લોકાઃ। માટે જ તો

કવિએ બીજા કોઈની રુચિ કે નિર્ણયને બદલે પોતાની જ પ્રભુદત્ત ગ્મ વૃત્તિ અને વિવેક જેમ કહે તેમ કરી નાખવાનુ અનગત્ત એ રીતે પોતાના કડક વિવેચક બનવુ ઘટે કા ન ગ્રન્થસ્થ કરતા બને તેગ્વુ weeding પોતે જ કરવુ સલાહભર્યું '

'મારી સલાહ વિનતી–તમે પોતે જ ચાખીને શગરીના બોગ–છપાતા કા-ગ્રથમા આપો કયા સ્વાદુ, કયા ખાગા એની સાચી પારખ કવિને પોતાને જ હોય '

મારા કાવ્યસગ્રહો 'મૌનના ફૂજન' ને 'મૌનના ગુજન ને નજરમા રાખી તેઓ લખે છે 'જડના સાત આઠ માસમા તમે ઘણુ લખી નાખ્યુ! આને મૌન કેમ કહેવાય? મૌનનુ ફૂજન છે આ તો ફૂજ્યા વિના નહીં જ ગ્હેવાયુ હોય, ત્યા તમે શો અકુશ જાત પર લાદી શકો?'

"કા યો સહૃદય ભાવે વાચી તો ગયો છુ તમારુ કવિમાનસ ને કાવ્ય ભાવનાને સારી રીતે વ્યક્ત કરી શકયા છે, તેવા મને ગમેલા કા વના મથાળાની ડાબી બાજુએ પેન્સીનથી ✓ એમ નાનકડુ ચિહ્ન મા ાથી કગઈ ગયુ છે

પ્રોફેસર રાવળે ૬૮ જેટલા કાવ્યો પર ચિહ્ન કર્યા છે મૌનના ફૂજન' એમને ગમ્યા લાગે છે આ ગાળાના કાવ્યો શ્રી ધૂમકેતુને, સાક્ષરશ્રી યુગ કવિશ્રી ઉમાશકર જોષીને મે બતાવેલા બન્નેની નોધ ટિપ્પણમા આવશે ૧૯૫૮–૫૯મા હું મૃત્યુની છાયામા વાડીલાલ હોસ્પિટાલમા હતો ત્ના જીવનની વિદાય લેતા મને જીવનની અત્યત મોહિની લાગી લગભગ વણેક માસ ત્યા રહ્યો, તે દરમિયાન મે બસોએક મ યો શ્રી દાક્તર દામાણી, શ્રી દાક્તર મામગ્ની છાયામા લખી કાઢ્યા એમાથી અરધા અપનાવ્યા સિવાય મારો છૂટકો જ ન હતો એગ્લે પ્રોફેસર ગાવળના ચૂટેલા બીજા ગ્લાક કાવ્યો હવે પછીના સગ્રહ ઉપર મુલતવી રાખવા પડ્યા છે શ્રી ધૂમકેતુનુ અનુમોદન પામેન થોડાક કાવ્યો બીજા સગ્રહ માટે રહી ગયા છે

મને ઘણી આશ્વાસનની વાત તો એ છે કે સ્વપ્નોનું બીજું કાવ્ય પણ પ્રો. રાવળનું અનુમોદન પામ્યું છે.

સ્વપ્નવેચણહારી કાવ્ય ૧ ને ૨ ઉપર રાવળ સાહેબની નીચે મુજબ નોંધ છે: "નરસિંહરાવની 'ફૂલ વેચનારી' ગરબી સાંભરી આવે છે. જીવન-લક્ષ્મી એ કવિની કવિતા માટે વાપરી શકાય."—મારી કાવ્યકૃતિને આમ એમનું ધન્ય બિરુદ અનાયાસે જ મળી ગયું છે. એમની નોંધ કાવ્યનું સાચું અને શિષ્ટ મૂલ્યાંકન કરે છે.

**વસન્તવેચનારી:** એ જ મનોદશા.

**દેવદ્યુતિ**: સ્વપ્નોનાં કાવ્યની મનોદશામાં.

**એ દિવ્યાંગુલિ:** શ્રી બોટાદકરને ઋણી.

**'સ્વપ્નવસન્ત':** જીવનભર આ જ મનોદશા રહી છે.

**વિરાટ ઊભો ત્યાં:** ટાગોરના આશીર્વાદે રંગાએલું હૃદય.

**નિર્વાણનુ પદ્મ:** સુન્દરમ્ કવિએ લાક્ષણિક ગણેલું કાવ્ય. બુદ્ધગીતા—થોડોક ભાગ લખ્યો છે, આવરદા હશે તો પૂર્ણ થશે.

**આત્માનાં આંસુ:** સુન્દરમ્ કવિએ અપનાવેલું.

**મારાં ક્હેશે:** શ્રી વિષ્ણુભાઈએ મમતાથી અપનાવેલું કાવ્ય. આ કાવ્ય લક્ષમાં રાખી શ્રી. વિષ્ણુભાઈએ 'વિવેચના'માં 'કવિ કુસુમાકર' નામે લેખ લખેલો. પૂઠાં ઉપરનો અભિપ્રાય જુઓ. 'વિવેચના' જુઓ પૃષ્ઠ ૧૮૯.

"રા. કુસુમાકર—શમ્ભુપ્રસાદ જોષીપુરા એક સાચા અને સારા કવિ છે. કવિઓમાં એમના જેવા બાહુશ્રુત ગણ્યાગાંઠ્યા છે. અંગ્રેજી, ફ્રેન્ચ, ગુજરાતી કવિતા પીછાનવાની અને એમાંથી રસ ચૂસવાની એમની શક્તિ અમાપ છે. જે જમાનામાં લલિત સુકાઈ ગયા, વાસુદેવ શેલત

ઊગના જ અંકયા, તેમા વીરયોદ્ધા પેરે પોતાને ભાવાનુકૂળ પ્રવૃત્તિને મમત્વ ને આગ્રહથી કુસુમાકર વળગી રહ્યા છે એ વિચારવા જેવુ છે કે જે કલાપી કે હરિલાલ ધ્રુવ જેવાની ચોકક ઢબામા આ કવિ ઊછર્યા હોત તો લલિત જેવી ગણના એમની ક્યારની ય થઈ હોત કવિતાના અક્ષર દેહની પાછળ તેના જે ચયગ અણુપરમાણુ છે, જે મનોભૂમમાથી કવિતા ઊગે છે, તે કુસુમાકરમા બનવત્તર અને વધુ ફલદ્રુપ છે કુસુમાકર કવિ નથી, રસનિષ્ટ નથી તો પછી કાઈ જ નથી તેમની કવિતા નથી પકાઈ તેમા ગુજરાતની કવિતા પ્રત્યે એમાજન્ય ઉદાસીનતા, ઘુણા ને રચિતન કારણભૂત છે 'વસન્ત'મા હમણા 'કુસુમાકર'નુ એક સારુ કાવ્ય 'રહાગ દ્વારો' બહાર પડયુ છે તેમા તેમના લાક્ષણિક ભાવો જોઈ શકાશે"

—શ્રી વિ ર ત્રિવેદી

શ્રી ધૂમકેતુની નોધ નીચે મુજબ છે 'કવિ પોતાનુ વ્યક્તિત્વ પ્રગટ કરીને જ જરા અન્તરની વાત કહી નાખે છે છેલ્લી લીટીઓમા નિજાનંદની મસ્તી આવીને કાવ્યને વધુ સારુ બનાવે છે'

'છેલ્લી ચાર લીટીમા આખુ કાવ્ય, તેનુ આખુ વક્તવ્ય આવી ઊભુ છે' —અ મ રાવળ

**શારદાની મૂકવીણા:** 'ગુજરાતી'ના દીપોત્સવી અંકમા મારી ઘણી લાક્ષણિક કવિતાઓ છપાઈ છે તેમાની આ એક છે પોરબંદરમા આ કવિતા લલિતજીને બતાવેલી ત્યારે એમનુ હૃદય ભાવોદ્ગારથી ઊછળી રહ્યુ'તુ—'મને આ કવિતા આપો હુ એના ગુજનથી સભાઓ ડોલાવીશ, ગજાવીશ, થનગનથને નચાવીશ' નારસિસસની માફક લલિતજી પોતાના પ્રતિબિંબ ઉપર મોહી પડયા કે શુ? આ કાવ્યમા શ્રી લલિતના આત્મા સાથે મારો આત્મા ઓતપ્રોત થઈ ગયો છે

લલિતજીના ઉદ્‌ગાન મારે ઉતારે આપવા જ ગયા "તમારી કવિતા કરતા પણ તમારુ 'કુસુમાકર' નામ મને વધુ ગમે છે એ નામના

ગુણ તમારી કવિતામાં છે રહો, છતાં એ હજી ઊઘડતા આવે છે. વસન્તની સુકુમારતા અજબ મનહર છે, તેવું સુકુમાર હૃદય પ્રભુએ તમને આપ્યું છે. મુક્તકંઠે ગુંજન કરશો તો રત્નાકર જેવો જ પૃથ્વી-પ્રદેશ સુહાશે.'
—'લલિત'

**સૌન્દર્યની દેવીને:** અ. મ. રાવળ ચિહ્નયુક્ત.

**સૌન્દર્ય ભાવના કુસુમ:** 'મધ્યવર્તી વિચાર-સુન્દર' —શ્રી ધૂમકેતુ

**સૌન્દર્યોના ભોક્તાને:** મારા સૌન્દર્યનાં કેટલાંક કાવ્યોમાં અ. મ. રાવળને કલાપીની ઝાંખી થઈ છે. અ. મ. રા.ના અનુમોદનના ચિહ્નયુક્ત.

**સ્વપ્નિકા:** આ સોનેટ શ્રી ધૂમકેતુની સૂચના મુજબ સુધારેલું છે.

**આવો ગુલાબ ને મોગરા ગાયે:** મુંબાઈ 'ગુજરાતી'માં છપાયેલું. 'સુન્દર ગેયતત્ત્વ ભરેલું' —શ્રી ધૂમકેતુ

**વાગીશ્વરીની વીણા:** શ્રી અ. મ. રાવળની સૂચના મુજબ સુધારેલું.

**મારાં કાવ્યે:** 'Beautiful Thought' —શ્રી ધૂમકેતુ

**સ્વપ્નો મારાં કે તારાં:** સારું કાવ્ય —અ. મ. રા.

**સૌન્દર્યની વ્યાખ્યા:** અનુમોદનનાં ચિહ્નવાળું —અ. મ. રા.

**મધુની મનીષા:** 'સરસ' —શ્રી ધૂમકેતુ

**એક તારો:** 'ગઝલ બરાબર ફાવી ગઈ છે. છેલ્લી લીટી ફાંકડી છે.'
—શ્રી ધૂમકેતુ

**જાગો અન્તરગાન:** 'ગહનના લયમાં બરાબર રીતે મનોદશા વર્ણવાઈ છે.'
—શ્રી ધૂમકેતુ

**ખ્વાબી ખુશબો:** 'સ્વપ્નસૃષ્ટિની એક વધુ સુન્દર વસ્તુ' —શ્રી ધૂમકેતુ

**વૈશ્વાનર ક્યાં તુજ અગ્નિઝારી?** 'આ કાવ્યને કેન્દ્રમાં રાખી બે જુદા જુદા વિવેચનો પર ધ્યાન દઈએ. તમારામાં ભક્તની હૃદય વેદના સ્પષ્ટ છે. હજી એ વેદનાને અનુકૂળ એટલું ઊંચું ગેયત્વ આવતું નથી; આવશે ત્યારે એ કવિની વાણી અત્યંત સુન્દર રૂપ ધારશે, એમ હું માનું છું.' —શ્રી ધૂમકેતુ

'હમણાં તો કવિ તરીકે તમે નવો અવતાર ધારણ કર્યો છે. કરાચીની પરિષદ પત્રિકામાં છપાયેલું 'ગુર્જરાતણ' ગીત તેમજ બીજાં કેટલાંક ગીતોએ ઘણો આનંદ આપ્યો છે. તમારા વક્તવ્યની મુખ્ય વાત ખોટી નથી. કવિના ભાવથી કે લાગણીથી જેટલી ઓછી રંગાયેલી તેટલી કવિમાં ઓછપ. બ. ક. ઠાકોર પણ સૌથી મહત્ત્વ લાગણીને આપે છે, એમ હું સમજું છું. હૃદયની વેધકતા માટે તમે પોરબંદરના ભાષણમાં ટાંકેલાં વાક્યો સોનામ્હોર જેવાં છે:

'The heart is the best logician of all'
'ભગવું બન્યું જો હૃદયે મારું માગું પ્રાણ પોકારી.'
દયામય! અગ્નિઝારી તારી.'

આવા ભાવ તો મારા જેવા જગતસન્તુષ્ટને પણ ગાવા મન થાય છે. શબ્દસૌન્દર્યને, ભાવને સ્પષ્ટ રીતે વ્યક્ત કરતું આલેખન હવે બન્ને આવે છે.' —શ્રી વિ. ર. ત્રિવેદી (૧૯-૬-૧૯૩૮)

**ગુજરાતણનો ગરબો:** અ. મ. રાવળ—અનુમોદન કૃતિ. આ ગરબો મુંબાઈ ભગિની સમાજના એક રાસોત્સવમાં ગવાયેલો તે તરફ શ્રી જ્યોતીન્દ્ર દવેએ મારું ધ્યાન ખેંચેલું. ભાષા ને ભાવનાસૌન્દર્યથી વાતાવરણ રંગાઈ ગયેલું હતું; એ પરત્વે શ્રી જ્યોતીન્દ્રે અંગુલિ-નિર્દેશ કરેલો.

**કોણે હલવ્યો?** 'સારી રીતે જામી શકે એવું ગેયત્વ આમાં છે. તમારે ટૂંકાણની કળા હાથ કરવી.' —શ્રી ધૂમકેતુ

**ગુજરાતણ માનવમેના** શ્રી વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદીએ જે ગુજરાતણના ગીતનો પ્રસન્ન ભાવથી ઉલ્લેખ કરેલો છે તે આ ગરબો શ્રી ઇન્દુલાલ ગાંધીનુ અનુમોદન પણ એ પામેલો છે

**દૂનવેણીની રઢ્ય લાગી** અ મ રાવળ—અનુમોદન કૃતિ

**તદ્દૂરે તદ્વન્તિકે** અ મ ગ–અનુમોદન કૃતિ 'કવિ માનસ સમજવા ખપ લાગે તેવુ કાવ્ય' —અ મ રાવળ

**યૌવન થનગનતું આવ્યુ'** શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ સ્વ મટુભાઈ કાન્તાવાળાના 'સાહિત્ય'મા આવેલુ આ કાવ્ય વખાણેલુ કાવ્યમા સુધારો કર્યો છે

**ગુર્જરી કીર્તિમન્દિરે** 'ઈંટ, રોડા, પથ્થર તરીકે ગુર્જરીના કીર્તિ મન્દિરના પાયામા દટાઈ જવાનુ સ્થાન તો ગુજરાત મને આપશેને?' એવુ વિષાદભર્યું કથન મારા ગુરુ સાક્ષર શ્રી આનન્દ આચાર્ય શ્રી કૌશિકરામ વિ મહેતાને મેં લખેલું એમનો જવાબ 'કાવ્યોનો સંગ્રહ અનુકૂળ સ્થિતિની પ્રથમ તકે પ્રકાશિત કરો અને તમારો પોતાનો જ અનુભવ જ અચૂક સાક્ષી પૂરશે કે ગુર્જરીના કીર્તિમન્દિરમા ધૂળ, ઈંટ કે સિમેન્ટ કે માટીના પિંડ કરતા ઘણુ ઊંચુ સ્થાન તમને મળ્યુ છે'

**અમરાપુરીના અતિથિઓ** આ કાવ્ય 'આપણી કવિતા સમૃદ્ધિ''ની ૧લી આવૃત્તિમા પ્રસિદ્ધ થયેલુ છે પ્રસ્તાવનામા કવિઓની સાત પેઢી ગણાવતા બ ક ઠાકોર સાતમી પેઢીમા (નીચેના કવિઓ) ગણાવે છે 'કુસુમાકર, મલનાનિતથી માંડી ગજેન્દ્ર બૂચ, સુન્દરમ્, કૃષ્ણલાલ શ્રીધરાણી'

શ્રી બ ક ઠાકોરના કાવ્ય ઉપર નીચે મુજબ નોંધ છે 'ગીત લેખે માઠુ લાગે છે, ઉપરાંત કોમળભાવને લડાવેલા પણ છે લોક ગમે તેટલો ઘેરો પણ નાજુક સુન્દર હોય તેમા કાંઈ દૂરાકૃષ્ટ તરગ તો હોય

શબ્દયોજનાના અર્થને ન તપાસો, ન ચૂંથો, ન વાગોળો, એવા દાવા જે કોરટ સાંભળતી હોય તે કોરટ આગળ જાઓ. કવિના – વિચાર પ્રવાહ ઉપર સ્થપાયેલી કોરટ એ દાવા શી રીતે સાંભળી શકશે?'

શ્રી. વિ. ર. ત્રિવેદી લાગણી કે ભાવને કવિતાનું મહત્ત્વનું અંગ ગણે છે. વિષ્ણુભાઇની નિગાહ આ પંક્તિઓ પર પડશે?

શ્રી ઠાકોરને મૂળ કાવ્ય 'સટરપટરિયા' લાગેલું એટલે એ કાવ્ય એમને પણ રુચે એવી વિશદ શૈલીમાં સુધાર્યું છે. આ કાવ્ય 'ગુજરાતી'ના દીપોત્સવી અંકમાં છપાયેલું છે.

**રાજહંસ:** અ. મ. રાવળ–અનુમોદન કૃતિ. મૂળ ફ્રેન્ચ કવિ Mallarm'e માલો-મેંનું. વક્તવ્યમાં સારું કાવ્યતત્ત્વ ઓછું પડે છે. —અ. મ. રાવળ

**એકલડાં રમશું:** શેલી (Shelley)ની પ્રેરણા. શ્રી રા. વિ. પાઠકે 'પ્રસ્થાન'માં આ કાવ્ય છાપવા ઈચ્છા દર્શાવેલી. 'પ્રસ્થાન'ના તન્ત્રી સાથે મતભેદ હોઈ આ કાવ્ય મેં પ્રસ્થાનને મોકલ્યું ન હતું. શ્રી રા. વિ. પાઠકને ખાનગી પત્રમાં આ કાવ્ય મોકલેલું.

**ગરીબ ઘરમાં:** મારી 'અંજનીઓ' ઉપર શ્રી કાન્ત અને શ્રી કલાપીની સંસ્કારમુદ્રા છે.

**શુ છે તર્ક વિચાર:** એક સુન્દર ફ્રેન્ચ કૃતિની પ્રેરણા.

'કવિતાના પાતાળનાદ' —શ્રી ધૂમકેતુ

**ચમેલડી:** મારા મિત્ર શ્રી જયંતીલાલ શિવલાલ કવિને આ કાવ્ય ખૂબ ગમેલું. એમનાં મઝાક ભરેલાં નયણાંના ટીખળ હજી મને સાંભરે છે. મારા 'ચમેલી' કાવ્યનો ઘણું કરી 'સુન્દરમ્' કવિએ પણ ઉલ્લેખ કર્યો છે. એ કાવ્ય હવે પછી બીજા સંગ્રહમાં.

**જીવનપલટો:** 'સોનાના સળિયાવાળા પિંજરમાંથી' – એ કાવ્ય સરકારી નોકરીના ગણેશ માંડતાં લખેલું. કાવ્ય સુધાર્યું છે.

ઉપા: 'સુવર્ણસિવાગ' નામનુ એક કાવ્ય 'પ્રતાપ' દીપોત્સવી અકમા છપાયુ હતુ આ કાવ્ય એનું જોડિયા કાવ્ય છે સ્વ ડાહ્યાભાઈ દેરાસરીની મરકાગ્મુદ્રા છે શ્રી નરસિંહરાવને પણ કઈક અરો ઋણી છે.

**અમે મસ્તાન.** છેલ્લા કાવ્ય સુધીના ૧૯૧૫ થી ૧૯૪૪ સુધીના છે આ કાવ્યથી શરૂ થતા કાવ્યો ૧૯૫૮–૫૯ 'મનુકાવ – મધુકાલ' નામના કાવ્ય મગ્રહોમાથી છે હવે પછીના કાવ્યો તાજા હોઈ બહુ થોડા જ ઉપર અનુમોદન નોધ હશે

**દિલદારનાં દર્શન.** શ્રી બાલાશકરની મંસ્કારમુદ્રા – શ્રી ન્હાનાલાલ, શ્રી બાનાશકર, શ્રી કલાપીના વીણાગાનો સાથે મારા હૃદયની તન્ની તારેતાર નાચે છે

**ખબર લે:** શ્રી બાલાશકરની સરકારમુદ્રા

**સૌન્દર્યદેવી·** મારા સૌન્દર્યના કાવ્યો ઉપર કલાપીની વાણીની મરકારમુદ્રા છે કલાપીની સરળ, વિશદ, સુન્દર વાણીની, ઊર્મિની મને જીવનભર ઝખના રહી છે મારુ હૃદય સૌન્દર્યના અને બીજા કેટલાક કાવ્યોમા કલાપી સાથે જ્યોતેજ્યોત ઓતપ્રોત થઈ જાય છે શ્રી બળવન્તરાય ઠાકોર યુગના શ્રી ઉમાશકર ને સુન્દરમ્ આદિના કેટલાક કવિઓના 'સોનેટ' મને ગમ્યા છે મે હમિરશાઈ સોનેટ નથી લખ્યા મારા સોનેટ ફ્રેન્ચ કવિઓ ને અંગ્રેજી 'વિકટોરિયન્સ'ના નમૂના પર છે

**પ્રેમસૌન્દર્ય** નવયુગની અદ્યતન કવિતાથી હું છેક જ અલિપ્ત નથી રહ્યો અંગ્રેજી, ફ્રેન્ચ કવિના નમૂના ઉપર મે ઠીકઠીક સર્જન કર્યું છે મારી માન્યતા એવી છે કે અદ્યતન કવિતામા Perfect Sonnet સમ્પૂર્ણ સોનેટ ભાગ્યે જ લખાયેલું છે

**સૌન્દર્યોનો ભોક્તા:** આ કાવ્યનું આદિ બીજ તો ઠેઠ ૧૯૧૫–૧૬મા છે મને આવુ કાવ્ય લખવા ઘણુ મન છે પણ 'જીવનની શૃખલા'ના

બન્ધન નડે છે એવું કંઈ શ્રી રણજીતરામ વાવાભાઈ મહેતાને મેં કહેલું. સાહિત્ય પરિષદના પિતા રણજીતરામ મારા 'હૃદયના ભાઈ'ને સાહિત્યક્ષેત્રે મળેલા પહેલા સહૃદય મિત્ર. એમના સ્પર્શચમકના જાદુથી હું પ્રેરાયો છું. સૂરતની સાહિત્ય પરિષદમાં શ્રી કલ્યાણરાય નાથુભાઈ જોષી પાસે 'ભાવિ કલાપી' તરીકે એમણે ઉલ્લેખ પણ ઘણું કરી કરેલો.

"You have Emotions and sentiments. You possess a fair command over Language. What you have to do is to master the technique and Art of versification. Please do not cease from poetizing."

—શ્રી રણજીતરામ ૧૯૧૫

આ કાવ્ય મારા હૃદયમાં વર્ષો સુધી સુપ્ત–ગુપ્ત–લુપ્ત પડી રહ્યું. 'કલાપી'નાં પ્રેમ-સૌન્દર્યનાં કાવ્યો તથા બાલાશંકરનાં કાવ્યો ખાસ કરીને 'કલાન્તકવિ' એ મારી છૂટવાની શૃંખલા તોડી નાંખી. હૃદયનાં પાતાળપાણીમાં સરવાણી ફૂટી, તેનું પરિણામ આ કાવ્ય.

**સરસ્વતીચન્દ્ર:** આ કાવ્ય ઉમેર્યા વિના છૂટકો જ નથી. યોગ્ય સ્થળે જુઓ: નીચેની બે નોંધો ખૂબ સહૃદયતાભરી ભાવભીની છે:

'તમારી ગોવર્ધનપ્રીતિ અદ્વિતીય છે, એ પ્રેમ કેવો તીવ્ર ને ઉત્કટ છે એ તમારી કૃતિમાં વ્યક્ત થાય છે.'

—ગુ. યુનિ., પ્રો. રમણલાલ જોષી

૧૯૧૫માં નડિયાદ સ્મૃતિનગરમાં (ઠેરઠેર ત્યાં દર્શન છે ને મધુરાં સંભારણાં છે) ઝગડિયા પાડામાં શ્રી ગોવર્ધનમન્દિર પાસે હું રહેતો હતો. શ્રી ઉપેન્દ્ર ઝ. પંડ્યા. (ઘણું કરીને ૧૯૨૭માં) મારા પ્રિય વિદ્યાર્થીઓમાંના એક આશાસ્પદ વિદ્યાર્થી હતા. નીચેનો પત્ર બહુ જ પ્રેમભર્યો છે:

તા ૧-૯-'૫૮

'આપે જીવનભર ખૂબ વાચ્યુ છે, ખૂબ લખ્યુ છે, ખૂબ વિચાર્યુ છે, એ હું જાણુ છુ આપની કવિતા વિષેનો શ્રી વિષ્ણુભાઈનો લેખ મારા સ્મરણમા તરવરે છે આપનુ એક OMNIBUS Collection બહાર પડે ને કોઇ સમભાની વિવેચકની સહૃદયતા એને ઉચિત રીતે ન્યાય કરતી સમીક્ષા કરે તો ઉત્તમ થાય આપની સાધના અમારા જેવા વટેમાર્ગુને તો પ્રેરણાસ્પદ નીવડે એવી છે'

**કોલ જૂનો છે:** મારા કવિજન્મની કુંડળી જોના તેનુ ઉદ્ગમસ્થાન રસિકાની કીકી છે

**બુલબુલ ને ગુલ:** સૂફીવાદની ઝાંઈ–ખૂબખૂબ ભક્ત હૃદય–ગૂલ–ભગવાન જીવશિવની તાલાવેલીની વાત છે

**તારા મિલન ને જુદાઈ** પ્રભુ મિલન ને પ્રભુની જુદાઈની વાત છે પ્રેયસી તો માત્ર અનુકૂળ ભાવપ્રતીક છે

**પ્રિયાનાં જાદુ·** પ્રભુના જાદુ નિર્દિષ્ટ છે

**ઈશ્ક બિમારી:** ભક્ત હૃદયની તાનાવેલી ધાલાવેલી

**સનમનુ નામ:** પ્રભુપ્રીતિનુ કાવ્ય છે

**ભર કટોરા રંગ દે** હરિરસના છલકાતા પ્યાલાની વાત છે ઝરતીની મસ્તી એ ભક્તિની આનન્દદશા છે

**દિલદારનાં દર્શન.** પ્રભુઝખનાનુ કાવ્ય

**તારા વિના ગમતું નથી·** પ્રભુપ્રીતિનુ કાવ્ય પ્રેયસીપ્રેમ તો માત્ર ભાવપ્રતીક છે, પ્રભુપ્રેમ નિર્દિષ્ટ છે

**સૌન્દર્યો.** કલાપીની હૃદય ધડકથડકની સ્વાનુભૂતિ

**છેલ્લી રાત:** પ્રભુપ્રીતિનું કાવ્ય.

**શમા ને પરવાના:** સૂફીવાદનું પ્રભુભક્તિનું કાવ્ય

**સનમ:** પ્રભુપ્રીતિનું કાવ્ય.

આ બધાં કાવ્યોમાં પ્રેયસીના નામે પ્રભુ તાલાવેલી ધાલાવેલી છે.

**પ્રભુને:** આ કાવ્યથી 'પ્રેયસી' કોણ તેનો ઘટસ્ફોટ થઈ જાય છે.

**સૌન્દર્યો:** કલાપીના રંગે રંગાએલું હૃદય.

**સોણલું કે સત:** આશકમાશુકની પ્રીતિ ભાવપ્રતીક છે. પ્રભુની ઝંખના નિર્દિષ્ટ છે.

**યૌવનશ્રી:** લલિતજીની મારાં લેખન ઉપર દૃઢ સંસ્કારમુદ્રા છે.

'કુસુમાકર તો કુસુમ સુકુમાર. જે વાત મર્મ સૂચનરૂપે કરી શકતો તે જ વાત તમને સ્વયંસિદ્ધ થતી જોઈ અપૂર્વ આનન્દ-સંતોષ થાય છે. પરમાત્માનું પરમ સૌંદર્યદર્શન સર્વને માટે અગમ્ય કવિતાનું છે.'

—શ્રી લલિત (૧-૨-૨૩)

**તારામૈત્રક:** મારા શૈશવમાં શ્રી લલિત, નાગરવાડાના પાડોશીને પ્રેરક હતા. એમનું 'સીતાવન' નાટક-અમને બધાને મુગ્ધ કરતું.

'તમે તો ભગવત્ વિભૂતિ છો; એટલે તમારી કુસુમકુંજની લીલીઘટામાં પત્રોત્તરે-પત્રાંતરે તમારા હૃદયનું દર્શન થાય છે.'

—શ્રી લલિત (૨૯-૧૧-૩૨)

**એકવાર:** શ્રી લલિત પ્રેરિત.

'તમારા જેવા સ્નેહના કવિની રસમાધુરીથી તો તમે ભોગવો છો તે જ રસવૈભવ જગમાત્રમાં રેલાય ને સંસાર સ્વર્ગ બની જાય.'

—શ્રી લલિત (૨૫-૧૦-૩૮)

**સતયુગના હેમાને** ગાધીજીનુ મનમોહન બનહાર સ્મિત મારા હૃદયમા પેસી ગયું હતુ અને એણે હૃદયના પાતાળપાણી ડોલાવ્યા તા

**વિશ્વમાનવી** જીવનભર ગાધીજીનો આશક રહ્યો છુ

**ગુરુશિષ્ય** વિનોબાને ગાધીજીએ જ 'સવાઈ ગાધી નુ બિરદ આપેલુ છે ગાધીજી બહુશ્રુત નહોતા, શ્રી તિલક જેમ એ જ્ઞાનયોગી ને કર્મયોગી પણ છે

**દારુબધી** હિ દના કલ્યાણરાજનુ પુણ્યકર્મ—આ કાવ્ય આગળ આવ્યુ છે

**જોગીડાને** ગાધી મોહિની

**ભારતના આસુ** આ મમથન થાળે જેમ પ્રેયસીની ધડક ધડક થઈ રહી હતી તેમ ભારત માટે તાનાવેલી ધાલાવેની લાગે ી

**પુરાણભારત** ભારત માટે લેખકની નાડના ધબકારા સભાળો ?[2] ભારત મસ્કૃતિનુ એ ફરજદ છે

**કાલની ખજરી** ગાધીયુગનુ ગીત કઈક અશે મેઘાણી પ્રેરિત

**જોગીડા** ગાધીપ્રીતિનુ ગીત

**યુગવન્દના** ગાધીયુગનુ ગીત મેઘાણીની પ્રે ણા

**ભારતીય રાષ્ટ્રમદિરની રચના** શ્રી ખબરદાર પ્રેરિત શ્રી ખબરદાર મારે માટે ખૂબ સ્નેહ રાખતા હતા

'તમે ઘણુ સારુ લખી શકો એમ છો, એમ—મને લાગે છે માત્ર માર્ગદર્શનની જરૂર છે

—ખબરદાર (૧૫–૪–૨૪)

ઉપરના 'ભારતના આસુ' ને 'ભારત ને લગના—કા યોમા શ્રી ખબર દારની પ્રેરણા રહી છે

'તમારી શૈલી વધુ વધુ ઊઘડતી જાય છે. જે-પ્રવાહિતા માટે હું લખતો તે માર્ગે તમે ઊતરતા જાઓ છો. સરળતા સાધશો તો હજી વધુ સચોટ વાણીના અધિકારી થશો. તમારા માટે મને સ્નેહ છે, એટલે તમારો સાહિત્યમાર્ગે વિકાસ જોઈ મને આનન્દ થાય છે. ચૂંટેલાં કાવ્યોનો તમારો કાવ્યસંગ્રહ બહાર પાડવા હવે તમે નક્કી કરી દીધું છે તે આનન્દની વાત છે. સારામાં સારાં, પ્રવાહી ને વિષયવૈવિધ્ય દર્શાવનાં ૫૦ કાવ્યો ચૂંટીને પ્રકટ કરો. હમણાં હમણાં તમારાં કાવ્યોમાં સરળતા ને ગેયતા વધતી જાય છે. એ જ માર્ગે હથોટી બેસારતા જશો તો જરૂર તમારાં કાવ્યો લોકપ્રિય થશે.' —શ્રી ખબરદાર (૧૮–૬–૩૧)

**હૃદયકુંજ:** સારી જિન્દગી ગાંધીપ્રેમ માટે-હૃદય તલપી તલસી રહ્યું છે. હું તો કીટ્સ, શેલી, બાયરનની દુનિયાનો ખ્વાબી આદમી. ગાંધીપ્રેમની શા માટે મૃગતૃષ્ણિકા રહી હશે? ગાંધીજીના ખપ્પરમા માથું મૂકવાનાં મારા જેવા રંગવિલાસીને શું અધિકાર? મારી કલ્યાણવિધાત્રીએ મને ગાંધી રાષ્ટ્રયનમાંથી બચાવી લીધો છે, એટલે જ હું 'મહાત્માયન'ના પાંચ ભાગ લખી શક્યો છું. અંગ્રેજોની નોકરી કરતો ત્યારે મારાં પત્ની હસમુખગૌરી કાંતતાં ને ખાદી ધારણ કરતાં. અંગ્રેજશાસનની અકબર-દિલીથી હું 'મહાત્માયન' લખવાની કાન્તિ–શાંતિ મેળવી શક્યો છું.

**ગાંધીજીના સત્યપ્રભુ:** સત્યને પ્રભુ માનતો-એ પ્રાચીન ગ્રીક ફિલસૂફ એરિસ્ટોટલ. ગાંધીજીએ એરિસ્ટોટલ વાંચ્યો ન હતો છતાં એની Peripetic method હાલતાંચાલતાં જ્ઞાનબોધની પદ્ધતિ ને સત્યને જ પ્રભુ ગણવાની તમન્ના ગાંધીજીમાં ઊતરી આવ્યાં હતાં.

**ગાંધીજીનું જીવનધ્યેય:** મને ભારતની, વીરરસની, ગાંધીજીની તમન્ના લગાડનાર-શ્રી ખબરદાર-એ તો કહી ચૂક્યા છે:

"એક વાર તમને નિખાલસતાથી કહી દઉં. તમારા હૃદયનો અસંતોષ

ને બીજાના કાર્યથી ઊપજતો વિષાદ છોડી દો પ્રભુએ તમારા હૃદયમા જે તણખો નાખ્યો છે, તેને જ ઊજવો અને એનો પ્રકાશ સદા અખડ ને વધતો રહે તેમ કરો 'જીવનમુક્તિ' કે 'સાહિત્યમુક્તિ' કોઈની પીઠ પર ચડી મેળવી શકાતી નથી" —શ્રી ખબરદાર (૨૪-૧૦-૩૧)

**ગાંધીજીનુ જીવનધ્યેય** ગાધીપૂજા

'મહાસન્તો, મહાભક્તો, મહાકવિઓ, મહાલેખકો કયે રસ્તે ગયા છે તે શોધી કહાડો અને કેવી રીતે પોતાના ધ્યેયમા સિદ્ધિ પામ્યા છે, તે શોધી કહાડો, ને તે પથે તમે પણ પ્રભુનુ નામ લઈ આગળ પગ મારી કે કોઈની આરઝૂ ન રાખો આપણે સૌ ગાધીજી કે વ્યાસમુનિ થઈ નહિ શકીએ આપણા નાના દીપકોના ઉજાસ પણ અખડ રાખી શકીએ તે બસ છે' —શ્રી ખબરદાર (૨૪-૧૦-૩૮)

**વિશ્વસન્ત ત્રિપુટી** વાચકને શ્રી સુન્દરમ્‌નુ આ વિષયનુ કાવ્ય કદાચ યાદ આવશે શ્રી સુન્દરમ્ મને Last of the Romantic poets રોમેન્ટિક કવિઓનો છેલો ગણે છે, એ આનન્દવાત છે

**શબ્દાતીત ગીત** આત્માના ઊડાણમાથી—હૃદયના પાતાળપાણીમાથી છૂટેલી એક સ્વયભૂ ઊર્મિ

**ઉર્વશી** મેં પ્રેયસીગીતા ભાગ ૮ થી ૧૩ સુધી કાલિદાસ, ભવભૂતિ, માઘ, બાણ, દણ્ડી, હર્ષના શ્લોકો ને ભાવનાઓને સોનેટોને ગીતો રૂપે ઉતાર્યા છે

'ઉર્વશી'ના કાવ્યો ભાઈશ્રી વિજયરાય વૈદ્યે 'માનસી'મા નીચેની નોધ સાથે છાપ્યા છે (માનસી જુનાઈ–સપ્ટે ૧૯૫૮)

"કવિ કુસુમાકર રચિત પ્રેયસીગીતા ભાગ ૮ 'ઉર્વશી'માથી આ સુન્દર રચનાઓ છે વિક્રમોર્વશીયના બીજા અકમાથી ગર્ભિત શ્લોકો

(૧૦, ૨૦, ૮, ૧૧, ૭ ને ૬) લેવાયા છે. આ અંગેનાં ભાષાન્તર સ્વ. બ. ક. ઠાકોરની હમણાં પ્રકાશિત કાલિદાસકૃતિમાંથી 'મંજૂષા'માં આપ્યા છે. સંસ્કૃત શ્લોકો નીચે મુજબ છે.

નયનશયને પ્રિયા

हृदयमिषुभिः कामस्यान्तः सशल्यमिदं सदा।
कथमुपलभे निद्रां स्वप्ने समागमकारिणीम्॥
न च सुवदनामालेख्येऽपि प्रियामसमाप्यतां
मम नयनयोरुद्बाष्पत्वं सखे न भविष्यति॥

દક્ષિણાનિલને

वासार्थं हरसंभृतसुरभिणा पौष्पं रजो वीरुधां
किं मिथ्या भवतो हृतेन दयितास्नेहस्वहस्तेन मे॥
जानीते हि मनोविनोदनफलैरेवंविधैर्धारितं
कामार्तं जनमुज्झनां प्रति भवानालक्षितप्रार्थनः॥

લતાને લલિતા

मम कुसुमितास्वपि सखे नोपवनलतासु नम्र विटपासु।
चक्षुर्बध्नाति धृतिं तद्रूपालो कदुर्ललितम्॥

પુષ્પધન્વાના પ્રહારો

नितान्तकठिनां रुजं मम न वेद सा मानसीं
प्रभावविदितानुरागमवमन्यते वापि माम्।
अलब्धफलनीरसान् मम विधाय तस्मिञ्जने
समागममनोरथान् भवतु पञ्चबाणः कृती॥

अग्रे स्त्रीनखपाटलं कुरवकं श्यामं द्वयोर्भागयो–
बालाशोकमुपोढरागसुभगं भेदोन्मुखं तिष्ठति।
ईषद्बद्धरजः कणाग्रकपिशा चूते नवा मञ्जरी
मुग्धत्वं च यौवनस्य च सखे! मध्ये मधुश्रीः स्थिता॥

સજની-લગની

इयमसुलभवस्तु प्रार्थना दुर्निवारं
प्रथमपि मनोमे पञ्चबाणः क्षिणोति।
किमुत मलयवातोन्मूलितापाण्डुपत्रै–
रुपवनसहकारैर्दर्शितेष्वङ्कुरेषु॥

એ સંસ્કૃત સાહિત્યનો–માધુરીનો અહેરામણ પ્રેયસીગીતા ભાગ ૮ થી ૧૩ સુધીમાં ઉતાર્યો છે. સંસ્કૃત શ્લોકો ગુજરાતીમાં પ્રથમવાર જ સૉનેટનું રૂપ ધરે છે. મૂળ સૉનેટનો જન્મ Epigram—એપિગ્રામમાંથી. સંસ્કૃત મુક્તકો વાણીની જરાક વધારે મુક્તિ માગે છે, એમ મને લાગ્યાં કર્યું છે, એટલે એમને સૉનેટોને ગીતોમા ઉતાર્યા છે. સંસ્કૃત શ્લોકોનું સૉનેટો–ગીતોમાં ગંગાવતરણ હજી સુધી મારા પુરોગામીમાં જોયું નથી. મારાં સૉનેટોને કીટ્સ શૈલીના સૉનેટ કે ફ્રેન્ચ સૉનેટને મેં છંદપ્રાસ રચનાથી ટાળ્યાં છે.

**નિરવધિનિધિ:** અહીંથી મને સૉનેટોનો ખૂબ નાદ વધી ગયો છે. અદ્યતન કવિતાથી હું રંગાયો નથી પણ મને કીટ્સ-શૈલીનાં સૉનેટો ખૂબ આકર્ષે છે.

**મિલન:** સૉનેટની રચનાથી મને પૂર્ણ સંતોષ થતો નથી. સૉનેટનો આત્મા સંક્ષિપ્તતા છે. સંક્ષિપ્તતાનો બોધ મને વિવેચક શ્રી અનંતરાય

રાવળ દઈ રહ્યા છે, તેમજ શ્રી ધૂમકેતુ પણ ખૂબ આગ્રહપૂર્વક દઈ રહ્યા છે. મેં એમના બોધનું અનુપાલન મારી રીતે કર્યું છે, પણ ઘણાં સોનેટો પછી મારાથી મુક્તકો કે ગીતો લખ્યા વિના રહેવાયું જ નથી, કારણ કે 'મિતાક્ષરી' કરતાં ય મને લેખનની 'અમૃતાક્ષરી' પ્રત્યે વધારે ખેંચાણ છે.

**ચેતન અગ્નિ-જ્વાળા:** સોનેટ ને ગીત

**સ્વૈરવિહારી:** સોનેટ

**મંગલાશૃંખલા:** ગીત

**યૌવન:** સોનેટ

**યૌવન:** ગીત

આ બધી કૃતિ પાછળ પ્રેરણા શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદીની છે.

'તમારી તબિયત બરાબર રહેતી નથી ને ઊંડા વિષાદમાં રહો છો તે જાણી દુઃખ થયું. તમારા સાહિત્યકાર્યને સતત ઉપેક્ષા મળી છે, તેથી તમને બહુ જ ગ્લાનિ રહે છે એ સ્વાભાવિક છે. કેટલાક સાહિત્યકારો યુગપ્રવાહથી સહેજ અલગ પડી જાય તો તેમને માટે આવું નિર્માણ ઘણી વાર હોય છે એમ તમે કયાં નથી જાણતા?'

—શ્રી વિ. ર. ત્રિવેદી (૯-૧૧-૫૮)

શ્રી વિષ્ણુભાઈએ મને ને મારાં કવિતા વહેણને અઘતન પ્રવાહમાં તાણી જવા કાંઈ ઓછી પ્રેરણા નથી આપી. એમ તો શ્રી ઠાકોરસાહેબે એમના અવસાન પહેલાં 'મહાભારત'ને કાકાસાહેબને બનાવવા સૂચન કરેલું ને લખ્યું હતું, 'ઉત્તરવયમાં તમારી કદર થશે તો હું બહુ જ રાજી થઈશ' એવો પત્ર દ્વારા ઉદ્ગાર કાઢ્યો છે. આરંભમાં નીચેના ઉપાલમ્ભથી મને તોડી નાખનાર શ્રી ઠાકોર: 'Gandhi can appeal to rude and crude Mind like yours, which are absolutely

incapable of thinking * * * Shivaji & Pratap were third rate persons. You have no knowledge of History as your morbid patriotism shows' જીવનભર મારી ઉપેક્ષા કરનાર શ્રી ઠાકોર 'મહાત્માયન'ના પ્રકાશનમાં રસ લે ને મહાત્માજીના અનુયાયીઓ એની ક્રૂર ઉપેક્ષા કરે એ ભવ્ય કરુણ ઘટના છે ઠાકોરસાહેબના કેટલાક ઋજુ મૃદુ ઉદ્ગારો હૃદયના પડેપડ હચમચાવે છે

"મને કહેવા દેશો જે આપણી વચ્ચે મતભેદ-કવિતાની ભાવના પરત્વે મતભેદ છે અગત રાગદ્વેષને એમા અવકાશ નથી શ્રી કાલેલકરને 'મહા માયન' બતાવવાનુ સૂચન તો શુદ્ધ ભાવે કરેલ, એ હજી પણ માની શકાતુ હોય તો માનજો!" —બ. ક. ઠાકોર (૨૪-૧૧-૫૧)

શ્રી ઠાકોરસાહેબ પ્રેરિત કવિતાયુગપ્રવાહમા મને શ્રી વિષ્ણુભાઈ આગ્રહપૂર્વક ખેંચી ગયા છે.

**સન્તહૃદય:** સોનેટ સન્તહૃદય-ગીત, આનરા-શિખરિણી

**પ્રસન્ન મન:** શ્રી ઠાકોરસાહેબનુ કોઇએ પણ ધ્યાન ખેંચ્યુ નહિ હોય? એમને પ્રિય પૃથ્વી તો ત્રુગેય છે ને ભાવકોશમા ખૂબ સરસ રીતે લવ કારાય છે! તો પછી પૃથ્વી છદની સોનેટ માટે વિશિષ્ટતા કયા રહી?

**ઉવાદર્શન:** ચિન્તનપ્રધાન સોનેટ

**અમૃતબિન્દુ:** એક જ દે ચિનગારી-હરિહર ભટ્ટના એ ભાવથી વિરુદ્ધ મેં-'માગી માગીને માગુ-વિશ્વાનર એક જ દે ચિનગારી' કાવ્ય લખ્યું. શ્રી જ્યોતીન્દ્ર દવેએ પણ આવા વિચાર દર્શાવ્યા છે. મેં એમનુ એ પરત્વે ધ્યાન ખેંચ્યુ, ત્યારે એમણે-એમની લાક્ષણિક ઢબે ઉત્તર આપ્યો: 'Great Minds think alike' શ્રી જ્યોતીન્દ્ર મુનશીના 'ગુજરાત' કાગના મારા મિત્ર છે ને એમના હૃદયમા મારા પ્રતિ ખૂબ હમદર્દી ને સમભાવ છે.

'તમારાં કાવ્યનું વહન પાછું પ્રસન્ન ગંભીર રીતે શરૂ થયું છે તે જોઈ ખુશ થયો. 'ગુજરાતી'ને અન્ય સામયિકોમાં અવારનવાર આવતાં તમારાં કાવ્યો ઉચ્ચ કોટીનાં લાગ્યાં.' —શ્રી જ્યો. હ. દવે (૨૨-૫-૩૯)

'અમૃતબિન્દુ'માં શ્રી હરિહર ભટ્ટ જેવી જ માગણી છે.

**અમૃતવૃષ્ટિ:** મારા આદિ ગુરુ ગોવર્ધનરામ પ્રેરિત-જેમ પ્રેયસીમાં મને પ્રભુદર્શન થયાં છે, તેમ પ્રકૃતિમાં પણ મને પ્રભુદર્શન થયાં છે.

**પ્રાર્થના:** શ્રી રામનારાયણ 'શેષ'ને ઋણી. શ્રી રામનારાયણની વિદ્વતાની મોહિનીએ તો મને ભૂરકી નાંખી હતી.

**સૌન્દર્યો:** મારાં બધા સૌન્દર્યકાવ્યોમાં કલાપીની રંગછાંટ છે.

**અવિભક્ત આત્મા:** શેલીનુ Epipschyeidion કાવ્ય મારા મુરબ્બી મિત્રશ્રી મુનશીનું પ્રિય કાવ્ય છે. મારું હૃદય શેલી, કીટ્સ્, બાયરન, ટેનિસન, વર્ડ્ઝવર્થના તેમજ હ્યુગો, લા માર્તિન, બોદલેર, મ્યુસે આદિ ફ્રેન્ચ કવિઓના રંગે રંગાયેલું છે.

'તમારી સુન્દર સાહિત્યકૃતિઓ Byronism સાથે Keatsનાં સૌન્દર્યદર્શને રંગાયેલી-તમારાં ગદ્યમાં ને પદ્યમાં દેખાય છે.'

—ડૉ. રમણલાલ યાજ્ઞિક

'અવિભક્ત આત્મા'-મુનશીજીની પરમ સ્નેહભાવના છે. મને એમનું દામ્પત્યજીવન સાંભરે છે. મુનશીજીનું પીઠબળ મને જીવનભર મળ્યું છે. શ્રીમતી લીલાવતીની-અમીદષ્ટિએ પણ મારી સાહિત્યવૃત્તિ પોષી છે. શ્રી લીલાવતીબહેન સાહિત્યપ્રદેશમાં સ્મૃતિરૂપ થઈ ગયાં છે. 'I am glad to know that you have not given up your literary activities.'

—Lilavati Munshi (૧૮-૫-૫૧)

અવિભક્ત આત્મા (૨)· રોની પ્રેરિત

જ્ઞાનસમાધિ. મુક્ત સ્રગ્ધરા–પ્રાસવિહોણી વહેતી કવિતા એ કલાપીનો વારસો છે સ્રગ્ધરા છંદમા સુન્દર ચિન્તવન મને અનુકૂળ છે

સૌન્દર્યો: કલાપીની રગઝટ મારી 'પ્લેટોની ગીતા'માથી:

'How foolish it would be not to recognize that Beauty in every form is one and the same and when he perceives this, he will abate violent Love of the one, which he will despise and deem a small thing and will be a lover of fair forms'

—Symposium – Plato

મારા બધા સૌન્દર્યકાવ્યો પર પ્લેટોની છાપ છે

જગત· ચિન્તનકાવ્ય. મારી 'કાન્ટ'ની ગીતામાથી

'The world is but an island in the vast ocean of Reality', 'The ocean is intelligible but to the rational whole of constituents' —Kant

જ્ઞાનવિહાર ૧–૨· Wordsworth કૃત 'Tintern Abbey' પ્રેરિત

સૌન્દર્ય: મારી લાક્ષણિક પ્રેમોર્મિ, મધૂર્મિ–પ્લેટોની પ્રેરણા–મારી પ્લેટોની 'ગીતા'માથી:

'Life is Absolute Beauty Beauty is God and God is ever striving to reveal himself, through the universe which he has created' —Plato

જ્ઞાનસ્વરૂપ. મારી 'એરિસ્ટોટલ'ની ગીતામાથી

'Eternal Intelligence is God' —Aristotle

સમ્યક્ જ્ઞાનદર્શન: હેગલનું જ્ઞાનદર્શન. 'In the last resort, what ought to be really is and what is and what ought to be.' —Hegel

વિશ્વ ને વિશ્વનાથ: Leibnitz-લિબનિટ્સનું જ્ઞાનદર્શન.

'This necessity compels Him (God) to select from among the possible worlds, brought before Him by his Reason that which is the most perfect as claiming the greatest possible amount of Reality and therfore the most Blessed.' —Leibnitz

પૂર્ણની પ્રતીતિ: મારી 'ડેકાર્ટ'ને સ્પિનોઝાની 'ગીતા'માંથી.

'Decartes found among his Ideas an Idea of an absolutely perfect being. He argued that it was impossible for imprefection to create, an Idea of perfection; therefore, this being exists.'

—On Decartes Marlineau

વિશ્વ ને વિશ્વનાથ (૨): મારી લિબનિટ્સની ગીતામાંથી:

'God is like an Artist who employs discoloured shades or discordant sounds to heighten the colouring or the harmony of the work of Art, so that he gains in beauty through what is hideous.'

—Leibnitz

જ્ઞાન ને સન્તદૃષ્ટિ: મારી 'કાન્ટ'ની ગીતામાંથી

'Ding an sich–Thing in itself is unknowable.'

—Kant

**સૌન્દર્ય-પૂતળી:** એક રોમેન્ટિક ફ્રેન્ચ કવિની પ્રેરણા.

**પ્રભુ ને પ્રકૃતિ:** પ્રકૃતિમાં મને પ્રભુદર્શન થયાં છે.

**જ્ઞાન-સમાધિ:** 'ભારતાયન'માંથી

'વસન્ત-જન્મ'

कुसुम जन्म ततो नवपल्लवास्तदनुषट्पद कोकिल कूजितम्।
इति तथा क्रममाविरभून्मधुद्रुमवतीमवतीर्य वनस्थलीम्।

—રઘુવંશ-કાલિદાસ

साऽहम् साऽहम्: અમરુશતક

प्रासादे सादिशि दिशिसा पृष्ठतः सा पुरः सा
पर्यंके सा पथिपथि सा तद्वियोगा तुरस्य।
हंहो चेतः प्रकृतिरपरा नास्तिमेकापि सासा
सासा सासा जगति सकले कोऽयनद्वैत पादः॥

—અમરુશતક

**પ્રાતઃકાલની પ્રાર્થના:** નીચેની વેદઋચા ટાગોરના 'વિશ્વભારતી'ની નિત્યપ્રાર્થના છે.

पितानाऽसि पिताना बोधि नमस्तेऽस्तु।
मा मा हिंसी विश्वान्निदेव सवितु दुरितानि परासु व।
यद्भद्रंतन्न आसु व। नमः शंभवायम्
शिवतरायम् ॐ शान्तिः शान्तिः शान्तिः।

—વેદઋચા

જ્યોતિર્દેવને: વેદઋચા શ્રી અરવિન્દ પ્રેરિત.

सा ध्व पांसि सनतान उक्षिते उपांसनाक्ता वय्येव रविते।
तन्तुं ततं स्वयन्ती समी ची यज्ञस्य शेपः सुदुघे पथस्यताः।

—વેદઋચા

'Milk cows, good milkers, pouring out on us. Sisters come like weaving women tull of gladness weaving out the weft that is spun, the weft of our perfected works in a shape of sacrifice.'

**કર્તવ્યદેવીને:** વર્ડ્ઝવર્થને હું ઋષિજન ગણું છું. એના આર્ષદર્શનની મને થોડી પ્રેરણા નથી. એનુ Ode on Duty-ફરજને એ શીર્ષકથી 'બુદ્ધિપ્રકાશ'માં વર્ષો પહેલાં છપાયું હતું. વર્ડ્ઝવર્થના odeનું સંપૂર્ણ રહસ્ય ઘણું મોડું લગભગ '૪૪ના અરસામાં સમજાયું. વર્ડ્ઝવર્થની છન્દપ્રાસ રચના લગભગ સાંગોપાંગ રાખી આ ઑડ ઉતાર્યું છે. આ ode-ઑડ નમૂનાનો છે. મેં આવાં ઘણાં ode લખ્યાં છે.

**ભારતનું પુનરુત્થાન:** ૧૯૧૬ના અરસામાં ૧૯૧૫માં સરકારી નોકરી ગુમાવ્યા પછી શ્રી કલ્યાણજી મહેતા અને શ્રી કુંવરજીની પ્રેરણાથી 'ગુર્જરી માતને ચરણે' એ નામક એક દેશભક્તિનું ગીત છપાવ્યું. સૂરત પાટીદાર આશ્રમની જપ્તીમાં એ પુસ્તિકા પણ પોલીસ હવાલે ગઈ. એ ગીતની એક નકલ પ્રો. રમણલાલ જોષીએ મુંબાઈની ફાર્બસ સભામાં વાંચી છે. પકડાપકડીના અરસામાં મારી નોટમાંની મૂળ હસ્તપ્રત પર પણ મેં ચોકડાચોકડી કરી વિનાશ કરી નાખ્યો. આ કાવ્યની તારીફ શ્રી કેશવલાલ ધ્રુવે 'દેશભક્તિથી ઉભરાતું કાવ્ય' એ શબ્દોમાં કરી હતી. મુનશીજીને પણ એ કાવ્ય ગમેલું. ઘણું કરીને એ જ કાવ્ય વાંચી શ્રી મુનશીએ લખેલું:

'તમારો પ્રયાસ સ્તુત્ય છે, તેમાં રહેલાં ઝમક ને ભાવો મને ઊંચા પ્રકારનાં લાગે છે. આપણા સાહિત્યમાં આવાં કાવ્યની જરૂર છે'. —કનુ મુનશી

શ્રી લલિતે આ કાવ્ય વાંચી લખેલું: 'તમારા જેવા સ્વદેશ દ્રષ્ટાના આરાધન અમારાં અહોભાગ્યનો પ્રકાશ છે.' કાવ્યનો નાશ થયો પણ અન્તઃસ્થની સ્વદેશભક્તિ તો નાશ કેમ થાય? એ કાવ્યનો નાશ થતાં એવાં ઘણાં કાવ્યો ફૂટી નીકળ્યાં. એ કાવ્યનું જ નવીન રૂપ લખાયું છે—સંપૂર્ણ મુક્ત રીતે એટલે યુક્ત રીતે. હવે પછીના સંગ્રહમાં તે આવશે. આ કાવ્ય શ્રી વિજયરાય વૈદ્યના 'માનસી' પ્રેરિત છે. શ્રી વિજયરાય મારા તરફ હમદર્દી દાખવી રહ્યા છે.

'તમારાં કાવ્યો તેમજ ગદ્ય લખાણમાંના ભાવના પ્રાધાન્યની ઘણી જ જરૂર છે.' —શ્રી વિજયરાય વૈદ્ય (૮-૨-૪૦)

**પ્રકૃતિ લીલા:** શ્રી નરસિંહરાવને ઋણી.

શ્રી નરસિંહરાવે વસન્તના મારા લેખ 'ધુમ્મસ પહેલાં ને પછી'ને 'ડાયરી'માં અપૂર્વ સુન્દર ગણ્યો છે. શ્રી નરસિંહરાવે જ મને વર્ડ્ઝવર્થને લામાર્તિન દ્વારા પ્રકૃતિનો તેમજ શ્રી બુદ્ધનો ભક્ત કર્યો છે. આ કાવ્ય શ્રી ડૉ. ઇન્દ્રવદન દવે, એમ. એ. પી. એચ. ડી. ને ગમ્યું છે. 'તમારાં કેટલાંક કાવ્યો ખરેખર સુન્દર છે.' —શ્રી ઇન્દ્રવદન દવે

**પ્રભુને: તું આવે:** પ્રભુભક્તિનાં કાવ્યો.

**સ્વપ્ન આરામગાહે:** અદ્યતન કાવ્યગંગાના પ્રવાહમાં શ્રી વિષ્ણુભાઈ ઉમાશંકર સુન્દરમ્ સુધી પ્રેમથી ખેંચી ગયા છે. આગળ સહરાનું પીકતું રણ છે. આગળ એક ડગલું પણ મારાથી વધાય એમ નથી.

'આપની સમગ્ર કાવ્યરચનાઓ ઝીણવટથી જોઈ જઈ પ્રથમ સંગ્રહ તૈયાર થઈ બહાર પડે તો સારું, એમ મેં ચિ. ભરતકુમારને કહેલું.

કાવ્યો વિશે ચર્ચામાં પડવાની ના પાડો છો તે મને બહુ જ ગમ્યું છે. મને આપની હસ્તલિખિત પ્રતથી ખરેખર બહુ આનંદ થાય છે. ગીતો ખરેખર સુન્દર છે. છંદોબદ્ધ ઉદ્ગાર પણ રમ્ય છે.

'હા હા હી હી'વાળુ કાવ્ય મને લાક્ષણિકતા રૂપ જનમાર્જન... એમાં સહૃદયના ને ઋજુના છે. છેવટે કહેવાનું કે હિંધું ઘાલીને એક સંગ્રહ ગુજરાત આગળ ધરી દો. હસ્તપ્રત ઘણાં ઘર ફરે એ એક ધંધાભાઈ (ભલે ન્હાના) તરીકે મને ગમતું નથી.'

—શ્રી ઉમાશંકર જોષી (૧૨-૬-૪૨)

શ્રી. ઉમાશંકરના સ્નેહસૌજન્યની પ્રાપ્તિ મને તો શ્રી. સ્નેહરશ્મિ જે મને 'Our Literateur and Educationist' તરીકે ઓળખાવે છે તેમની મારફત થયું.

**ઝંખના:** લાક્ષણિક ગીત.

**જીવનકદોરા:** લાક્ષણિક ઠુમરી.

**મધુ રાત્રે:** સોહાગ રાત્રે. સહૃદય વાચકને કદાચ શ્રી સુન્દરમ્‌ની આવી કૃતિ સાંભરી આવશે. શ્રી. સુન્દરમ્ 'અર્વાચીન કવિતા'માં પૃ. ૪૪૪ મારે માટે નીચે મુજબ નોંધ કરે છે:

'કુસુમાકર-શં. છે. જોષીપુરાની કવિતાની ઉપાસના સૌથી વધુ ગંભીર અને સતત વહનવાળી રહી છે. નિર્વાણનું પદ્મપરાગ ઢોળે (૧૯૩૪)-વસન્ત. એમણે અપનાવેલી ન્હાનાલાલીય લાક્ષણિક્તા-ઉમેરોમાં ઉમેરો (ચમેલી) તેમની લાક્ષણિક રંગદર્શિનાની વધુ સાચી પ્રતિનિધિ છે. જ્યારે તેઓ પોતાની શૈલીને પ્રસન્નમન રાખી શકે છે ત્યારે પ્રસન્ન મધુર ઉક્તિઓ રચી શકે છે.

દાખલા તરીકે: ઊભો હું કાળસરિતને તીર
વહે જ્યાં અમૃતસરખું નીર
મલપતું ગાન મંજુ સુધીર.........વગેરે.

**હાહાહીહી:** 'મ્હારાં દ્વારો'નો અન્તર્ગત ભાગ છે. શ્રી. વિષ્ણુભાઇએ ધીરગંભીર વિચારસરણીમા એને બાધક ગણી અને ક્ષેપક શ્લોકો ગણ્યા. મે એને જુદા તારવી હાસ્યકાવ્ય તરીકે જુદું સ્થાન આપ્યું. મારુ ધન્યભાગ્ય—શ્રી. ઉમાશકર જોષીને આ હાસ્યકાવ્ય ગમ્યું. સાગર પેટાળે વડવાગ્નિ હોય. મારા રુદનના સાગર તળે હાસ્યરસનું ઝરણું નિરન્તર વહ્યાં જ કરે છે.

'તમારા ગૃહમન્દિરને તમે હસમુખ-કુટિર નામ આપ્યું છે. તેમાં તમારાં ગીત કાવ્યો—નિવેદનો તો હાસ્યની લહરી સમાન સૌને આનદ આપે છે. પ્રભુનો વિશિષ્ટ અનુગ્રહ આવી આત્મકલા રૂપે કવિહૃદયને મળે છે.' —શ્રી લલિતજી

**ફેમિલી-ગ્રુપફોટો:** ૧૯૩૩–સૂરતમા પડાવેલ કુટુંબની છબિ દીવાલ પર જોતાં સ્ફૂરેલું. અગત કાવ્ય છે. લખાયું ૧૯૫૯મા.

**અમિત્ર દશામાં:** 'માનસી'મા છપાયેલુ William Hazlittના નીચેના 'ફકરા' પરથી સ્ફૂરેલું:

'They care nothing about you, and are neither the better nor the worse, for what you think of them. They manifest no joy at your approach and when you leave them, it is with feeling that they can do just as well without you'

**શ્રી વિષ્ણુભાઈ ત્રિવેદીને:** ષષ્ટિપૂર્તિ નિમિત્તે લખાએલું કાવ્ય.

**મિતાક્ષરી પરિચય:** દ્યોતક છે. તાંડવ – શિવસ્વરૂપથી આરંભેલી કવિતાનો ઉચિત અન્ત. આ ઝઝાવાતના તાંડવ ઉષઃકાલ પહેલાંનાં ગાઢ તિમિર મને લાગે છે. ગુજરાતી કવિતાનો 'અરુણોદય' ફૂટવા હવે વાર નથી.

અદ્યતન કવિઓ સાથે એક સૂર થવા મથ્યો છું. ઉમાશંકર સુન્દરમ્ સુધી કંઇક મેળ ખાધો પછી તો પાછો ધકેલાઇ ગયો. શ્રી ઉમાશંકર, શ્રી સુન્દરમ્ શ્રી સ્નેહરશ્મિ ને શ્રી મનસુખલાલ ઝવેરીને અર્વાચીન ને અદ્યતન કવિતા વચ્ચે પૂલ જેવા ગણું છું. અદ્યતન કવિઓ સાથે હાથ મિલાવવા ઘણું કર્યું છે. કેટલાક ગુણમોઝ સાથે થોડોક મેળ પણ ખાધો છે.

'તમારાં કાવ્યો મેં જે વાંચ્યાં છે, તેમાંનાં ઘણાંખરાં મને ગમ્યાં છે. તમારા કાવ્યનું ગેયત્વ, શબ્દરચના, કલ્પનાનો સ્વૈરવિહાર એ મને સદા ગમે છે. કોઇક વાર ખૂંચે છે શબ્દવૈભવ.' —હસિત બૂચ

"ગુજરાતી'ના દીપોત્સવી અંકમાં તમારી કવિતા સુન્દર છે.' શ્રી અશોક હર્ષે રસપૂર્વક વસન્તના મારા લેખો ને કાવ્યો વાંચતાં એવું એમણે મને સહર્ષ જણાવેલું.

શ્રી દેશળજી પરમારની પ્રીતિ તો મને 'વસન્ત'ના લેખો ને કાવ્યો દ્વારા સાંપડી. શ્રી નરસિંહરાવે અપૂર્વ સુન્દર ગણેલા ધુમ્મસના લેખમાં આ વાતનો અંગુલિનિર્દેશ છે. શ્રી રાયચુરાના 'શારદા'માં મારી કેટલીક કવિતાઓ છપાઈ છે. એક કાવ્યની નોંધમાં તેઓએ મને 'અણમૂલું ધન' ગણાવ્યો છે. શ્રી યશોધર મહેતા મારે માટે તેમજ મારી કવિતા માટે નીચે મુજબ લખે છે:

"લગભગ ત્રીસ-પાંત્રીસ વર્ષ અગાઉ શ્રી કનૈયાલાલ મુનશીનું 'ગુજરાત' માસિક નીકળતું હતું તેમાં 'કુસુમાકર' નામ વારંવાર ચમકયા કરતું. હું ત્યારે અંગ્રેજી ચોથા ધોરણનો વિદ્યાર્થી હતો. કુસુમાકરની કાવ્યપ્રસાદી ચાખવાનો બિલકુલ અધિકાર નહતો, છતાં બીજા કોઈ કારણે નહિ તો મોહક નામને કારણે આકર્ષાઇને એમનાં કાવ્યો વાંચતો. એ કાવ્યોમાં રહેલી શબ્દોની માધુરી મને આજ સુધી યાદ રહી છે. ઔચિત્ય ભરેલા સંસ્કારી શબ્દો એટલે 'કુસુમાકર' એવી છાપ પડી ગઇ છે."

શ્રી અશોક હર્ષ લખે છે: 'ભાઈ દશરથ સાથે હું આવેલો તે સાંજના થોડાક કલાકોમાં મે' આપની પાસેથી ઘણુ મેળવેલુ હતું.'

'ગુજગતી'ના દીપોત્સવી અંકમાં તમારી કવિતા સુંદર છે.

—મૂળશંકર ભટ્ટ, સંપાદક 'કૌમુદી'

'યુગેયુગે રુચિ બદલાય છે. કોઈક વાર તો એ યુગ આવશે જ્યારે તમારી કવિતા તરફ રસિકજનો અભિમુખ બનશે.'

—શ્રી ઈશ્વરલાલ ર. દવે (૬-૯-૫૭)

જ્યારે જ્યારે મારા હૃદય પર ગ્લાનિના મોજાં ફરી વળતાં ત્યારે મોકાની ઘડીએ (Psychological Moment) શ્રી વિષ્ણુભાઈના મને આશ્વાસન રૂપે કાગળો મળેલા છે.

'સૂર્યગ્રહણ—ધૂમકેતુ જગતનું જેટલું ધ્યાન ખેંચે છે તેટલું તારાઓ ખેંચતા નથી. સાહિત્યમાં મરજીવા થઈ પડેલા તમારા જેવા મનુષ્યો અપવાદ રૂપ હોય છે. તેમની જગત જેવા સમાનધર્મી સાહિત્યિકોને ન પડી હોય તેથી શું? ઘણા વચ્ચે વા એકલું કમળ ખીલ્યું હોય તેથી તેના સૌન્દર્યમાં ફેર પડતો નથી. તમારા જેવા સુકુમાર કવિ મારા કોઈ વારના સ્પષ્ટ વક્તૃત્વને સહીને મારા પ્રત્યે મમતા ટકાવી રહ્યા છે તેને હું સદ્ભાગ્ય ગણું છું.'

—શ્રી વિ ર. ત્રિવેદી

હું શ્રી વિષ્ણુભાઈની પ્રેરણાથી શ્રી ઉમાશંકર, સુન્દરમ્, સ્નેહરશ્મિની હરિતકુંજ સુધી જ ગયો. પછી મને સહરાનું રણ લાગ્યું. શ્રી વિષ્ણુપ્રસાદ પણ તદ્દન અદ્યતન કવિતા વિરુદ્ધ સૂર કહાઢે છે: 'કવિતા બાબત મારી ઉપપત્તિ Empirical and Pragmatic છે. પ્રત્યાત્મક ને અનુભવ સૂચક છે. સિદ્ધાંતો પછી આવે છે. ગુજગતી, હિન્દી, મરાઠી કવિતાના તદ્દન નવા પ્રવાહ એકવિધ અછકલા ને બરડ છે એ વિશે મને શકા નથી. હજી પણ આપણે વિલાયત ને અમેરિકાનું ફેશનેબલ–તેનુ અનુકરણ કરીએ

છીએ. તેના છેલ્લા બે દાયકાના પ્રયોગો ને વિચાર મને ગમતા નથી. આકાર-માંથી નાસી જવાની કવિની વૃત્તિ–કાવ્યત્વમાંથી પણ નાસી જાય છે.'

—શ્રી વિ. ૨. ત્રિવેદી (૧-૪-૫૭)

વાચક જોશે કે મારાં કાવ્યોને આવા રાહુ કે કેતુએ ગ્રસ્યા નથી જ.

શ્રી વિષ્ણુભાઈ મને વિષાદમાંથી ઉગારવા વારંવાર પ્રયત્ન કરે છે.

'લાંબા પત્ર માટે ઉપકાર. કેમકે તમે તમારી વરાળ મારી આગળ કહાડી શકો એવો તમારો અધિકાર તમે રાખ્યો છે. તમે ઘણું લખ્યું છે જાણી ખુશી ઊપજી. જ્યાં સુધી ચોપડીના રૂપમાં કાવ્યો કે વાર્તાઓ વાંચવા ન મળે ત્યાં સુધી સમભાવી વાચક કદર કરી શકતો નથી અને કદરની અપેક્ષા રાખવી ખોટી છે. તમે જવાબમાં કહેશો...હું અપેક્ષા રાખતો નથી; પણ એ તો હું સમજું છું તે પ્રમાણે આત્માના વિષાદ અને દુઃખમાંથી ઉત્પન્ન થયેલી મુદ્રા છે. *Evening shadows may* be stretching out, but why should we be all the time conscious of it? and you have, without reason, been *thinking* of them from youth.'

—શ્રી વિ. ૨. ત્રિવેદી (૧૪-૧૧-૪૩)

આમ જીવનભર શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી મારા Guide, friend and philosopher રહ્યા છે. અમે કવિતાના દર્શનમાં કેટલા બધા એકમત છીએ તે એમના નીચેના ઉદ્દગારમાંથી સમજાશે.

'કવિતા સંબંધી શાન્ત ચિત્તે તાત્ત્વિક મન્થન થાય તેટલું સારું. બન્ધ ભાવ્યા છે. लोकोत्तर आह्लादकारी बन्ध व्यवस्थितो काव्यम्–ઉત્તમ કવિતાની વાત કરીએ ત્યારે આપણી નજર આગળ કાલિદાસ, વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, ટેનિસન, બ્રાઉનિંગ (હા, બ્રાઉનિંગ પણ ખરો) શેક્સપિયર, મિલ્ટન,

ગઅટે વગેરે પર ઠરે છે. કવિતા જ્યાં હોય, જેની પણ હોય તે સ્વીકારવામાં શો વાંધો? એ તો આનન્દજનક form છે.'

—શ્રી વિ. ર. ત્રિવેદી

મારી કવિતાનો આ જ માર્ગ છે.

'તમે શેલી, કીટ્સની ભાવનાઓનો આબાદ રીતે આવિર્ભાવ કરવામાં ફત્તેહમંદ લાગો છો.'

—શ્રી કેશવલાલ એલ. ઓઝા (૧૭-૪-૪૦)

શ્રી વિષ્ણુભાઈ કાલિદાસાદિનો ઉલ્લેખ કરે છે. મારી 'પ્રેયસી ગીતા' આડથી તેર સંસ્કૃત કવિઓની કૃતિઓથી ભરચક છે. સંસ્કૃતની મોહિની મને લગાડનાર શ્રી રમણભાઈ નીલકંઠ:

'પ્રથમ કરેલી સૂચનાઓનું આપ સ્મરણ કરાવો છો તે સૂચના કરતી વખતે મારા વિચાર કંઈક વિસ્તારથી મેં જણાવ્યા છે. તેથી પુનરુક્તિ કરતો નથી.' —રમણભાઈ નીલકંઠ (૧૯૧૬)

વિષાદયોગ એ મારો જીવનયોગ છે. આ સંગ્રહમાં પણ વિષાદનાં કાવ્યો જાણ્યે અજાણ્યે આવી ગયાં હશે. મારું સદ્દભાગ્ય છે કે જગત સહરામાં મને સહારો મળી જાય છે. વર્ષો પહેલાં શ્રી રણજીતરામે લખેલું:

'દિલનાં દુ:ખ ઠલવવાનાં દ્વાર દુનિયામાં તો દોહ્યલાં છે. તમારું સદ્દભાગ્ય છે કે તમને કર્ણ મળી રહે છે.'

શ્રી નરસિંહરાવ દિવેટિયા લખે છે: 'તમે મારી કને જીવનદર્શન માગો છો, તે હું શી રીતે આપી શકું? પ્રેમલ જ્યોતિ દાખવનાર પ્રભુ છે. તે પધારો ને તમારો જીવનપથ ઉજાળો. તે જ્યોતિની પ્રાર્થના કરો.'

મારાં જીવન અને કવનના વિકાસમાં નીચેનો પત્ર પણ આશ્વાસક નીવડ્યો છે:

'કવિ ક્રાન્તદર્શી, આત્મસંસ્પર્શની મસ્તીવાળા ને વિશ્વપ્રેમી હોય છે, અને એવા કવિઓના દુર્ભિક્ષને લીધે સાહિત્યપ્રદેશમાં રાગદ્વેષજન્ય કટુતા, કલેશો, કલુષતાનો પ્રવેશ થતાં યોદ્ધા રા મત્સર ગ્રસ્તાઃ એ ભર્તુહરિની અન્વેષતા આપણે જ્યાં ત્યાં જોઈ શકીએ છીએ. ઈશસ્મરણ કરતાં તમારી સહજ તમન્ના કદી ભંગ ન થાઓ—એવી મારી ઈચ્છા ને પ્રભુ પ્રાર્થના છે.' —કૌશિકરામ વિ. મહેતા (૨૧-૬-૪૨)

અદ્યતન કવિતા સાથે મારો મેળ નથી જ ખાતો. છતાં મતભેદ ત્યાં મનોભેદ હોય જ એવું કાંઈ નથી. અદ્યતન કવિતાનું થાણું 'કુમાર'. 'કુમાર'ના સંપાદક શ્રી બચુભાઈ રાવત લખે છે:

'ગોંડલના વતની એક મુરબ્બી સાહિત્યપ્રિય સજ્જન તરીકે આપનું આકર્ષણ રહ્યાં કર્યું છે.'

—બચુભાઈ રાવત (૮-૧-૪૦)

મારા સાહિત્યવ્રતને આજકાલ કરતાં પીસ્તાલીસ વર્ષ વીતી ગયાં. ૧૯૧૬માં શ્રી કેશવ હ. ધ્રુવે 'ગુર્જરી માતને ચરણે' એ કાવ્ય વાંચી 'દેશભક્તિથી ઊભરાતું કાવ્ય' એ શબ્દોથી પીઠબળ આપેલું. 'સાત વર્ષથી તમે સાહિત્યનો વ્યાસંગ જારી રાખ્યો છે, એ આનન્દનીય છે; એને પરિણામે તમારી ૧૯૧૬ પછીની કૃતિ વધારે પરિતોષ આપનારી થઈ હશે. ઉત્તર કૃતિમાં તમારી પ્રતિભાનો વિકાસ જોઈ મને આનન્દ થાત.'

—કેશવ હર્ષદ ધ્રુવ (૧૩-૧૧-૨૩)

'કુસુમાકર'

## 'સ્વપ્નવસંત' અંગે કેટલાક અભિપ્રાયો

સ્વ. શ્રી શંભુપ્રસાદ જોષીપુરાનાં કાવ્યોનો સંગ્રહ 'સ્વપ્નવસન્ત' એ નામે મુદ્રિત થયો. તેના ફર્મા જોઈને મારા એ જૂના મિત્રની સ્મૃતિ તાજી થઈ, અને ઘણા વખત પર 'વસન્ત' વગેરે સુપ્રતિષ્ઠિત માસિક પત્રોમાં અવારનવાર એમનાં કાવ્યો છપાતાં અને સાહિત્યરસિકોથી મમતાપૂર્વક વંચાતાં, એ કાળની સ્મૃતિ પણ સળવળી ઊઠી.

'પરાયો છું, અજાણ્યો છું, સમજાયો કદી નથી' એવું એમને લાગ્યું હશે, પણ અમને તો એ પરાયા નહોતા લાગતા, અજાણ્યા તો નહોતા જ, અને પૂરેપૂરા એમને કદાચ સમજતા ન હોઈએ પણ સમજવાને પ્રયત્નશીલ તો રહેતા હતા. થોડાંક જ વર્ષ ઉપર કવિવર રવીન્દ્રનાથ ટાગોરની 'ગીતાંજલિ'ને આપણી ભાષામાં ઉતારેલી તેની હસ્તલિખિત પ્રત એમણે મારા ઉપર મોકલેલી અને તે અંગે પત્રવ્યવહાર અમારે થયેલો ત્યાર પછી એમને હું તો પરાયા કે અજાણ્યા કેવી રીતે ગણી શકું?

કવિનાં 'સ્વપ્નાળાં લોચન'માંથી 'સ્વપ્નવસન્ત' કેવી જણાય છે તેનો ખ્યાલ એમના 'સ્વપ્નવસન્ત' એ કાવ્યની નીચલી પંક્તિઓ આપશે:

'જીવન હહેકે, સુરખી સુરખી
યૌવન મ્હેકે સુરભિ સુરભિ
નર્તી રહી શું પાંખડી પાંખડી?
આનન્દનર્તન આંખડી આંખડી!

હસન્ત વસન્ત—સ્વપ્નવસન્ત.'

જીવનનાં સ્વપ્ન એમને સત્યથી પણ વધારે સાચુકલાં લાગે છે:

'સત્યથી એ સાચુકલાં જીવનનાં સ્વપ્ન,
સત્ય ભૂંડાં ખોટુકલાં બનો રૂડાં સ્વપ્ન,
પ્રાણદાન દેશો રે?

કલ્પનાની કસ્તૂરીએ મ્હેકો જીવનસ્વપ્ન
સ્વપ્ન સમું જીવન બની બ્હેકો યૌવનસ્વપ્ન.
મ્હોરી ફોરી રહેશો રે!'

સ્વપ્નની વેચણહારી આપણને પૂછે છે:

'વસન્તના ખોળા મંહીથી સરી પડયાં એ સ્વપ્ન,
હૃદયની મૃદુ ફૂલકટોરી મંહી ઝીલ્યાં એ સ્વપ્ન,
કોઈ સ્વપ્ન લેશો રે?'

'જ્યાં જ્યાં કવિ ત્યાં સ્વપ્નવસંત' એ કાવ્ય આખું વાંચવા જેવું છે. અહીં તો એમાંની પાંચ જ પંક્તિઓ આપણે જોઈએ:

'ધન્ય કવિની સ્વપ્નસમાધિ,
બ્રહ્માનન્દની લહરી લાધી!
સ્વર્ગ ધરાને દીધાં સાધી.

કવિજન વીરડો ના હોતે તો જનસહરાનું શું એ થાત,
કવિને પગલે પ્રભાત ફૂટતાં કવિ વિણ જગતમાં રાત.'

'સ્વપ્નવસન્ત'નાં ૩૨૦ પાનાંમાં 'ગુર્જરીને કીર્તિમંદિરે', 'અમરાપુરીનાં અતિથિઓ', 'જીવનમલ્હાર', 'સૌન્દર્યહેલી', 'ચમેલી', 'ગુરુશિષ્ય–ગાંધી વિનોબા', 'કવિશ્રી ન્હાનાલાલને', 'મોહન દગ બંસી', 'ભારતનાં આંસુ', 'ભારતીય રાષ્ટ્રમંદિરની રચના', 'વિશ્વસન્ત–ત્રિપુટી', 'કર્તવ્યહેલીને', 'ભારતનું પુનરુત્થાન', 'ઋષિકવિ ચિન્તક ગોવર્ધન', 'કવિતાગુરુ કાન્તને', 'ગુજરાતણનો ગરબો' એવાં એવાં ઓછીવત્તી ખુશબોવાળાં

અનેક કાવ્યકુસુમો પથરાઈ રહ્યાં છે. કવિ પોતે પોતાનો વિવેચક પણ થઈ શકે એ વિચાર જો આપણે સ્વીકારીએ તો કવિના જ શબ્દો ટાંકીને આપણે વિરમશું:

'મારાં કાવ્યે જીવનરસની ઈશને માંગણી છે,
મારાં કાવ્યે નિભૃત-દગનાં એક છે અશ્રુબિન્દુ,
મારાં કાવ્યે લલિત કુમળી ભક્તિ વા લાગણી છે,
મારાં કાવ્યે સતત ખીલતો પૂર્ણિમાનો રસેન્દુ.'

સૂરત, તા. ૨૦-૭-૬૩ **મોહનલાલ પાર્વતીશંકર દવે**



'માનવજીવનમાં સ્વપ્નો અને ઊર્મિઓની અખંડ પરંપરા વહેતી જ હોય છે. પરંતુ કવિ આ સ્વપ્નો અને ઊર્મિઓને મનોરમ ભાષાદ્વારા અભિવ્યક્તિ આપી શકે છે. શ્રી જોષીપુરાના 'સ્વપ્નવસંત'માં જીવનની જુદીજુદી ભૂમિકાએ ઉદ્દભવેલાં સ્વપ્નો અને ભાવસ્પદનો ઝિલાયાં છે. જીવનનાં ગહન ઊંડાણને સ્પર્શ્યા સિવાય ઉપલી સપાટીએ રહી તેમણે પ્રસન્ન ભાવો-વિશદ, મધુર અને પ્રવાહી શૈલીમાં વ્યક્ત કર્યા છે. વિષયનું વૈવિધ્ય, સંકલનની એકાગ્રતા, સરલ સંક્ષિપ્તતા અને છંદો વિધાનની પ્રવાહિતા તેમાં આકર્ષક છે. 'કાન્ત'-ન્હાનાલાલ યુગની કાવ્યશૈલી-શ્રી જોષીપુરાએ આ યુગમાં પણ જાળવી છે તે એક દૃષ્ટિએ ઠીક જ છે.'

ભાવનગર, તા. ૧૭-૭-૬૩ **રવિશંકર મ. જોષી**



કુસુમાકર એટલે ફૂલોની ખાણ, શબ્દાન્તરે પુષ્પરાશિ. આ ઉપનામ કવિએ પોતાની કવિતાનાં મોંઘેરાં સુમન ગુજરાતને ચરણે ધરવા સારુ સ્વીકાર્યું, એ જ ઘડીથી તેમણે પોતાના મુલાયમ દિલની ખરી પિછાન

આપી દીધી. એવા સુકોમલ હૃદયના કવિના કાવ્યગ્રંથને 'સ્વપ્નવસન્ત' નામ પણ સારું શોભે છે. કાવ્યવિષય પ્રભુ હોય કે પ્રકૃતિ, માનવહૈયું કે દેશભક્તિ – સર્વત્ર કવિ નિરનિરાલા નિજ ભાવવિશેષ અનુસાર ભિન્નવિભિન્ન પણ રસાળ રીતે "અન્તરિયાંનાં આગબિન્દુએ ભીનાં" સ્વપ્નની લહાણ કરતા હોય છે. એ લહાણ પામવાના અધિકારી સહાનુભાવી વાંચનારને આમાંનાં ઘણાં કાવ્યો હમેશ રસતૃપ્તિ કરાવશે એવી આશા વ્યર્થ નથી.

ભાવનગર, તા. ૨૫–૭–૬૩ **વિજયરાય ક. વૈદ્ય**

'સ્વપ્નવસંત' નામે શ્રી કુસુમાકરના કાવ્યસંગ્રહમાં કાવ્યત્વની ફોરમ અનુભવાય છે. એમણે જુદીજુદી શૈલીના સફળ પ્રયોગો કર્યા છે. વિષય-વૈવિધ્ય પણ આમાં છે. સરળ શુચિ જીવનદૃષ્ટિને કવિતારત કવિ કાવ્યમાં બદ્ધ કરી શકયા છે. આ કાવ્યસંગ્રહના પ્રકાશનથી ગઈ પેઢીના આપણા એક કવિને મૂલવવાનું સાધન મળી રહે છે.

અલીઆબાડા, તા. ૨૦–૭–૬૩ **ડોલરરાય ર. માંકડ**

સ્વ. 'કુસુમાકર'નો આ કાવ્યસંગ્રહ એમની પ્રથમ સંવત્સરીને દિને એમનો સુપુત્રો તરફેથી પ્રગટ થાય છે જાણી સ્વર્ગસ્થના સૌ પરિચિતોને આનંદ થશે. આનંદશંકર અને ન્હાનાલાલ પ્રત્યે અન્ત લગી એકધારી આદરભક્તિ દાખવનાર અને એ ઉભયે કરેલા વસન્તના ગૌરવથી પ્રેરાઈ પોતાનું કવિનામ 'કુસુમાકર' રાખનાર આ કવિનો આજીવિકાર્થી વ્યવહાર હતો શિક્ષક–જીવનનો, પણ એમનો પરમાર્થ કહો, કે રસાર્થી પુરુષાર્થ કહો, કે જીવનનો એકમાત્ર આનંદ કે વ્યાસંગ કહો, એ હતું દેશીવિદેશી સાહિત્યનું નિત્યનું વાચન–પરિશીલન અને અનુસર્જન. ગઈ સદીના અંગ્રેજ

રોમેન્ટિક કવિઓના ભક્ત અને 'સ્વપ્ન' શબ્દનું અને તેના પોતાને અભિપ્રેત કે તેમાં પોતે આરોપેલ અર્થનું જાણે ઘેલું લાગ્યું હોય તેવા, પ્રકૃતિએ ઊર્મિલ અને નિજમગ્ન આ કવિએ પોતાના અભ્યાસકાળના અને તેની તરત પછીના વાચને ઘડી આપેલી રુચિને અને પોતાને જંચેલી કાવ્યભાવનાને છેક લગી વફાદાર રહી જે વિપુલ પદ્યરાશિ પોતાની પાછળ મૂક્યો છે તેનો આ તો વાનગીસંગ્રહ જ છે. પોતાની કેટલીક રચનાઓથી 'લલિત' અને ન્હાનાલાલની શુભાશિષ અને પીઠથાબડ પામેલા આ કવિની કવિતા કાવ્યભાવના અને રસરુચિ જેમાં ઝડપથી બદલાતાં રહ્યાં છે એવા અત્યારના જમાનામાં ગઈ કાલની લાગે તો ભલે; પણ જેટલું પોતાને આવડી ને ફાવી તે રીતે કાવ્યદેવીની અનવરત આરાધના જીવનના એકમાત્ર રસ કે શોખથી કર્યે રાખનાર એના ભક્તનું, તેટલું એ દેવીનો કૃપા પ્રસાદકણ પણ એના આ ભક્તને મળ્યો હોવાની પ્રતીતિ કરાવતી કેટલીક આસ્વાદ્ય કવિતાનુ, દર્શન આ કાવ્યસંગ્રહમા સહૃદયોને અવશ્ય થશે. એવી કવિતામાં 'એ દિવ્યાગુંલિ', 'નિર્વાણનું પદ્મ પરાગ ઢોળે', 'જાગો જાગો અન્તરગાન', 'ખ્વાબી ખુશબો', 'વિરાટની ઝંખના', 'પદધ્વનિ-સંધ્યાના કે સોણલાંના ?', 'મધુવાતા ઋતાયતે', 'વનવનો મ્હેકી રહેશે જ ત્યારે', 'સૌંદર્યદેવી', 'સૌંદર્યનો ભોક્તા', 'દક્ષિણાનિલને', 'પ્રસન્ન મન', 'અવિભક્ત આત્મા', 'સૌંદર્યો', 'માનસી હસીને', 'જ્ઞાનવિહાર', 'જ્ઞાનસમાધિ', 'કર્તવ્યદેવીને', 'પ્રકૃતિલીલા', 'સ્વપ્ન આરામગાહે', એ રચનાઓને ખુશીથી ગણાવી શકાશે. એમાં એમના કવિત્વનો તેમ એમના કવિમાનસનો કે કવિવ્યક્તિત્વનો સુખદ પરિચય મળી રહે છે તો સંગ્રહની બાકીની ઘણી રચનાઓમાં એમની કાવ્યાપકર્ષક મર્યાદાઓ પણ નજરે ચડે છે, એ જોતાં એમ થાય છે કે એમની કવિતાના આ પ્રથમ સંગ્રહને એમનાં ઉત્તમનો જ સંચય બનાવવાનો આગ્રહ રખાયો હોત તો સારુ થાત.

અમદાવાદ, ૨૦-૭-૧૯૬૩ — અનંતરાય મ. રાવળ

ø

શ્રી કુસુમાકરનાં કાવ્યો અત્યારે એમના અવસાન પછી છપાય છે તો પણ એ ઘણી શુભ ઘટના છે. એ જીવતા હતા તે દરમિયાન એમનાં આ ઘણી રીતે આહ્લાદક એવાં કાવ્યો સંગ્રહ રૂપ ન પામી શક્યાં તે એમના પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વને લીધે – એમના વિભૂતિત્વને લીધે, કેમકે આપમસ્ત તો યે એ ગુજરાતની એક ખરેખર વિભૂતિ હતા. આ કાવ્યો તો વાચકને પોતાને જ પોતાની વાત કહી દે તેવાં છે, એટલે તે વિશે કહેવાની જરૂર નથી. આમાં કુસુમાકરનું વ્યક્તિત્વ દરેક રીતે મૂર્ત થયું છે. અને ગુજરાતી કવિતાને તેમના તરફથી પણ કેવો ઘાટ મળ્યો છે તે પણ આમાંથી જોઈ શકાશે. આમાંની નબળાઈઓ તો ઊડીને આંખે વળગે તેવી છે પણ તો સામી બાજુએ આમાં જે કાવ્યત્વનો મઘમઘાટ છે તે પણ ઓછો નથી. બલકે એ નબળાઈઓ છતાં કુસુમાકરની કવિતા જે ભભકથી, ઠમકાથી, છટાથી ચાલે છે, વિષયને એ જે રીતે બહલાવે છે, એમાં ભાષાની જે મધુરતા અને રોનક આવે છે, એક ઘેરો ગુંજારવ સતત ચાલ્યા કરે છે એ બધું ખૂબ જ પરિતૃપ્ત કરે તેવું છે. અને એમની કવિતાનું સૌથી વધુ નિર્મળ, અણીશુદ્ધ અને આહ્લાદક સ્વરૂપ તે તેમનાં, તેમના સુપુત્રે, ગુર્જરીને ચરણે વેરતા હોય તેમ, સંગ્રહમાં ઠેરઠેર વેરેલાં મુક્તકો છે એ તો સૌ કોઈને જણાઈ આવશે. આ સંગ્રહ તૈયાર કરીને ભાઈશ્રી ભરતકુમારે પિતૃઋણ ચૂકવ્યું છે અને સાથે સાથે ગુજરાતી સાહિત્યમાં જે વસ્તુ ક્યારની બનવી જોઈતી હતી – એ સ્વપ્ન-વસંતના પ્રેમી કુસુમાકરનાં કાવ્યોનો સંગ્રહ – એ બનતાં ઇતિહાસનું ઋણ પણ ચૂકવાયું છે. આપણે સૌને માટે આ આનંદનો વિષય છે.

શ્રીઅરવિન્દ આશ્રમ, ૨૯–૭–૬૩ — સુન્દરમ્

ઋતુનાં કુસુમાકર: આપણા એક ઉચ્ચાભિલાષી કવિજન હતા. કવિપ્રકૃતિ તો તેમની જ. મરણોત્તર પ્રસિદ્ધિ પામતો તેમનો કાવ્યસંગ્રહ

સાક્ષી પૂરે છે કે પોતાની લેખિનીની સંગે સૌન્દર્યાનુભવ, ધર્માનુભવ, સ્વાતંત્ર્યાનુભવ એમ કેટલા બધા અનુભવોમાં એ વિહરી ચૂકયા હતા. જીવનના લગભગ અંતકાળ સુધી એમની વાઙ્‌મય પ્રવૃત્તિ વહેતી જ રહેલી. રસમૌગ્ધ્ય અને ઉત્સાહ એ એમની મોટી મૂડી. વિહાર યુનિવર્સિટી-શિક્ષણ પામેલાને શોભે એવો વ્યાપક અને સર્ગશક્તિ મધ્યમ એ સંદર્ભ કદાચ એમના કવિકર્મની સફળતા અને નિષ્ફળતા ઉભયને સમજાવી શકશે. પોતાનો મિતાક્ષરી પરિચય આપતાં આ લાક્ષણિક કવિપ્રકૃતિએ અનાયાસ કહ્યું હતું કે,

> પરાયો છું, અજાણ્યો છું, સમજાયો કદી નથી;
> જ્ઞાનયુગે મથંતો હું, કલાયુગે ભૂલો પડયો.

કાલિદાસ, ભવભૂતિ, શેલી, કીટ્સ, ગોવર્ધનરામ, કલાપી અને ન્હાનાલાલના યુગવારસ તરીકે પોતાને ઓળખાવનારા ઋતુનાં કુસુમાકરઃ કાવ્યમાં સંગીતને અને ધર્મને ઉપાસનારા કવિ દિસે છે. અન્યની કવિતા સમેત બાહ્યાભ્યંતર અનેક અનુભવોના મુગ્ધ અનુરણનમાં રાચનારું એમનું વેદનતંત્ર ઘણી વાર કાવ્યથી અકાવ્યનો નાજુક વિવેક નથી કરી શકતું, તો યે શબ્દની અને શબ્દસંગીતની કેટલી બધી સમૃદ્ધિ એ દાખવી શકે છે તે વિચારતાં વાગીશ્વરીના જીવનભરના આ મુગ્ધ ઉપાસકને માટે માન ઊપજ્યા વિના નથી રહેતું. આથમી ચૂકેલી કવિતાપેઢીના આ આગ્રહી પ્રતિનિધિની કાવ્યોપાસનાને મારી નમ્ર શ્રદ્ધાંજલિ સમર્પું છું.

અમદાવાદ, ૫–૮–'૬૩ **યશવન્ત શુક્લ**



સ્વ. કવિ 'કુસુમાકર'નાં કાવ્યોનો આ સંગ્રહ એમની પેઢીના કવિઓના કાવ્યસંગ્રહોના પ્રકાશનના પ્રમાણમાં ભલે ખૂબ મોડો પ્રકટ

થયો, પણ એમાંનાં કેટલાંક કાવ્યોની તાઝગી અને સુવાસ અદ્યાપિ આહ્લાદક છે. 'મધુની મનીષા', 'જાગો વિરાટ જાગો', 'નિર્વાણનું પદ્મ પરાગ ઢોળે', 'આત્માનાં આંસુ', 'મારાં દાદો', 'વિરાટની ઝંખના', 'સૌન્દર્યોનિ ઝેલ્મ' ઇત્યાદિ કાવ્યો પોતાની વિલક્ષણતાઓને કારણે સ્મરણીય બની રહેશે. સ્વપ્નરંગી, સૌન્દર્યપૂજક અને વાદળિયા પ્રકૃતિનો કવિનો જીવ સંગ્રહનાં તમામ કાવ્યોમાં ઘૂમરાઈ રહ્યો જણાય છે. ભાવનાત્મક તત્ત્વોનું રટણ કવિનો પ્રિય શોખ છે. સંગીતાત્મક વર્ણો, પ્રાસરંગી શબ્દો, ખણખણતા અંત્યપ્રાસ, અલંકૃત પદો, સુકોમળ ભાવતરંગો અને હવાઈ ભાવનાવિલાસોથી 'કુસુમાકર'ની કવિતા ભરપૂર છે. નરસિંહરાવ, કલાપી અને ન્હાનાલાલના પ્રિય વિષયો અને તેમના નિરૂપણનું પરંપરાનુસારી પ્રતિબિંબ એમાં પડ્યું છે. આમ છતાં, કવિની આપમસ્તી, ખુમારી, બેદરકારી, લાગણીપરસ્તી અને છન્દઅંકૃતિની પ્રીતિ તેમની કૃતિઓને

# સ્વ. 'કવિ કુસુમાકર'નાં પ્રકટ-અપ્રકટ ગ્રંથોની સંપૂર્ણ યાદી

## પદ્ય

**૧ કાવ્યસંગ્રહો:**

(૧) સ્વપ્નવસન્ત (પ્રકટ)
(૨) મૌનનાં કૂજન
(૩) મધુકાલ
(૪) મધુફાલ
(૫) બ્રહ્મમંજરી
(૬) બ્રાહ્મીપરાગ
(૭) સંજીવની
(૮) બ્રાહ્મીનાદ
(૯) છેલ્લો કટોરો
(૧૦) અનિલમ્ અમૃતમ્
(૧૧) બ્રહ્મર્ષ્યસરી
(૧૨) આનન્દ ઓવાગ
(૧૩) જીવનજ્યોતિ
(૧૪) મુક્તાપોશા-મરજીવાના
(૧૫) મોતીના જ્યોતિ-મરજીવાના
(૧૬) નિરવધિ રસનિધિ

**૨ ભારતાયન:** ભાગ ૧ થી ૫

**૩ અ પ્રેયસીગીતા:** ભાગ ૧ થી ૮ **બ સુરતા લહરી:** ભાગ ૧ થી ૩

**૪ પાતંજલ યોગદર્શન** (સ્વામી વિવેકાનંદ પ્રેરિત) **૫ યોગમિમાંસા**

**૬ અ જ્ઞાનદર્શન ગીતાઓ:** પ્લેટો, એરિસ્ટોટલ, કાન્ટ, હેગલ, શોપનહોવર વગેરેની) ભાગ ૧ થી ૭

**બ સ્વપ્નવિભાવરી** (મહાકાવ્ય): ઊર્મિમાળા કાવ્ય

**૭ બાલમુકુન્દ:** બાલકાવ્યો **૮ મહાત્માયન:** ભાગ ૧ થી ૫

**૯ ગુરુદેવ ટાગોર-અનુકૃતિઓ:** (મૂળ બંગાળી ગીતો ઉપરથી)

(૧) વિશ્વાંજલિ (છપાશે)
(૨) પ્રીતાન્જલિ
(૩) નયનજલાન્જલિ
(૪) ગીતાન્જલિ
(૫) સ્મિતાન્જલિ
(૬) ચિત્રા – સંગીત નૃત્યનાટિકા
(૭) મિલાપના આલાપ
(૮) વિશ્વવીણા (મૂળ બંગાળી ગીતો ઉપરથી)
(૯) વિશ્વમંગલ ,,
(૧૦) વિશ્વશાંતિ ,,
(૧૧) વિશ્વરશ્મિ ,,
(૧૨) વિશ્વચૈતન્ય ,,
(૧૩) વિશ્વલક્ષ્મી ,,
(૧૪) વિશ્વકાંતિ ,,
(૧૫) વિશ્વમાધુર્ય ,,
(૧૬) વિશ્વસૌન્દર્ય ,,
(૧૭) વિશ્વલાવણ્ય ,,
(૧૮) વિશ્વકારુણ્ય ,,

LIBRARY

૧૦ 'વસન્ત'ના લેખનકાળના અનુગામી સ્વૈરવિહારી ચિન્તનાત્મક નિબંધોઃ

(૧) વસન્તશ્રી (૫) જીવનલક્ષ્મી રશ્મિ
(૨) વસુધાસુધા (૬) જ્યોતિર્દર્શન
(૩) પૃથ્વી ને સ્વર્ગ (૭) ગેબી ભણકા
(૪) સ્વાન્તના એકાન્ત (૮) ઝંખના ને ઝાંખી

૧૧ 'કુસુમાકર' વાર્તાલહરી (આશરે ૫૦૦ વાર્તાઓ):

(૧) જીવનનાં જાદુ (પ્રગટ)
(૨) ગાંધીજીનાં સ્મિત
(૩) અપ્સરા લોક
(૪) પ્રેમુદી-ચોવડો
(૫) ચમેલી
(૬) સંસારચિત્રો
(૭) ઉર્વશીનાં નૂપુર
(૮) મનસિજ અને સૌન્દર્યશ્રી
(૯) નયનતારા
(૧૦) શીશીમાંની શશી
(૧૧) સ્વપ્નવાટિકાની શકુન્તલા
(૧૨) અપ્સરાઓ અને ગુલપરીઓ
(૧૩) પ્રમદાસુન્દરી
(૧૪) હું, ફિલોસોફર અને કાચની પૂતળીઓ
(૧૫) મંદાર ને પારિજાત
(૧૬) અલકાપુરી
(૧૭) અક્ષયપાત્ર
(૧૮) ફૂલડાં કટોરી
(૧૯) નંદનવન

૧૨ લઘુનવલ: (૧) મૃગતૃષ્ણિકા (૨) પડછાયો (૩) પ્રિયાના પલિતા (૪) ચમેલી.

૧૩ નવલકથા: (૧) સ્વપ્નવિભાવરી (૨) અરવિન્દનાં આંસુ (૩) મૃગતૃષ્ણિકા.

૧૪ હાસ્યરસ: (૧) લાફિંગ ગેસ ભા. ૧–૨ (૨) ભર રંગકટોરા.

૧૫ જીવન અનુભવિકા: કવિ, સાક્ષરો વચ્ચે હું—શંભુપ્રસાદ જોષીપુરા

૧૬ નાટકો: જ્ઞાનદેવ, ચાંગદેવ, નામદેવ, કામદેવ, શુકદેવ, ગોરો કુંભાર

